



# આધ્યાત્મિક વાર્તામાળા



લેખક

પરાગજી ડાહ્યાભાઈ દેસાઈ
ખરસાડકર



મુલ્ય સવા રૂપીયો

SAMACHAR P. PRESS, SURAT.



# આધ્યાત્મિક વાર્તામાળા.




લેખક અને પ્રકાશક:

પરાગજી ડાહ્યાભાઈ દેશાઇ

ખરસાડકર

છાપગર શેરી, સગરામપુરા-સુરત.


"આમુખ" લખનાર

શ્રીયુત મગનલાલ રતનજી વિદ્યાર્થી

એમ. એ., બી. એસ. સી., એલએલ. બી.

હાઇકોર્ટ વકીલ, સુરત.


સંવત ૧૯૭૯ સને ૧૯૨૩

પ્રત ૨૦૦૦ પ્રથમાવૃત્તિ

કીમત સવા રૂપિયો

છપાવી પ્રસિદ્ધ કરનાર

પરાગજી ડાહ્યાભાઈ દેશાઈ

ખરસાડકર

છાપગર શેરી, સગરામપુરા-સુરત.

સુરત-ખપાટીઆ ચકલાપર આવેલા "સમાચાર" પ્રીન્ટીંગ પ્રેસમાં બળવંતરાય રતનજી દેશાઇએ મેસર્સ વિદ્યાર્થી એન્ડ કું. તરફથી છાપી.



પટેલ મગનલાલ દામોદરદાસજી આંકડાવાલા
મુકામ: ગંધ્રપશેરી, વાડીફલીયું-સુરત.

સમાચાર પ્રેસ, સુરત.




ભકિતપ્રિય, ધર્માત્મા, સત્યનિષ્ઠ, પાટીદાર કોમમાં
આભૂષણરૂપ
**શેઠ મગનલાલ દામોદરદાસજી આંકડાવાળા**
જરીકામના વેપારી.
ગંધપશેરી, વાડીફલીયું-સુરત.

તમો ધર્માત્મા હોઇ વ્યવહારમાં તથા વેપારમાં કુશળતા-
પૂર્વક પ્રમાણિકપણાથી વર્તતા આવ્યા છો, તે
સાથે સંસારસાગર તરવા જીજ્ઞાસુ હોઇ ભકિત-
માર્ગ ગ્રહણ કરી મનને નિમળ કરી અચળ
શાંતિમાં તન્મય થવા આતુરતાપૂર્વક
પ્રવૃત્તમાન રહેલા છો, એ હું મ્હારા
લાંબા સહવાસથી અનુભવું છું. જેથી
આ દિવ્યભાવવાળો સદ્બોધક
ગ્રંથ આપને યોગ્ય પાત્ર
જાણી સપ્રેમ સમર્પણ
કરું છું.

જેષ્ટ પૂર્ણિમા
વિક્રમ સં. ૧૯૭૯
સગરામપુરા-સુરત.

લી૦ સ્નેહાધીન,
**પરાગજી ડાહ્યાભાઈ દેસાઇ**
ખરસાડકર

# સાંકળીઉં

---

# "આમુખ."

આ વાર્તાના લેખક શ્રીયુત પરાગજીભાઇએ જુદા જુદા આર્યગુણોની ગુંથણી કરીને વાર્તાના રૂપમાં આધ્યાત્મિક જ્ઞાનનો વિષય ગુજરાતી વાચકવૃંદ સમક્ષ રજુ કર્યો છે. હાલમાં જડવાદથી કંટાળતા અને અધ્યાત્મવાદ તરફ વળતા સમાજને રસ પડે એવી રીતે આર્યધર્મની વ્યવહારિકતા અને મહત્તા દર્શાવવાનો પ્રયત્ન થયો છે. આ પ્રયત્ન ઘણે અંશે સફળ થયલો મને લાગ્યો છે. એક નૈસર્ગિક બુદ્ધિવાળા, અનુભવી, વ્યવહાર કુશળ ગૃહસ્થ ભારે વિદ્વત્તાનો અભાવ હોવા છતાં બહુશ્રુતપણાથી પ્રાચીન આર્યધર્મનાં લક્ષણ અને સંસ્થાઓ સંબંધી પોતાના વિચારો જોઈતી પ્રૌઢભાષામાં મુકી શકે છે તે જોઇને વિસ્મય અને આનંદ થાય છે. ગુજરાતી ભાષાની જોડણી અને અન્ય શુદ્ધિના આગ્રહી અને અભિમાની પરૂષોને આ કૃતિમાં ઘણા દોષ જડવાનો સંભવ છે. તેમજ પાશ્ચાત્ય વાર્તા સાહિત્યના અનુકરણે લખતાં હાલના ઢગલાબંધ વાર્તાના થોથામાં રચીપચી રહેલાં નરનારીઓને આવા સાહિત્ય પ્રત્યે વિશેષ અભિરૂચિ નહીં થાય એ પણ બનવા જોગ છે. પરંતુ ગુજરાતનો આ સિવાયનો બીજો મોટો ગંભીર અને ધર્મિષ્ઠ વાંચકવર્ગ આવી વાર્તામાળાને વધાવી લે એવું એમાં ઘણું ઘણું નજરે પડે છે.

ખાસ કરીને "ક્ષમાનું ગૌરવ," "બ્રહ્મ કુમારની શાંતિ," "પતિવ્રતમહિમા," "સત્યની પ્રતિજ્ઞા" "પ્રમાણીકતાનું ફળ," "કન્યા વિક્રય," "સાવકીમાતાનો સંતાપ" ઇત્યાદિ વાર્તા વાંચીને હરકોઇ નરનારી પોતાના ડહાપણમાં, આચારમાં અને વિચારમાં આવકારદાયક ઉમેરો કરી શકે છે. કેટલીક વાર્તામાં રસ ઝમાવવા ખાતર અતિશયોક્તિ અને અસંભવતા નજરે પડે છે ખરાં, પરંતુ એકંદર જોતાં આ પુસ્તકમાં જે ઉચ્ચ ભાવ અને વિચાર અંતર્ગત થઇ રહેલા છે તે તરફ વાંચનારને લઇ જઇ ઉંચી કોટીએ મુકવાના લેખકના પ્રશસ્ય ઉદ્દેશ તરફ ધ્યાન આપતાં, આ દોષો બીલકુલ ક્ષમ્યજ ગણાશે.

સુરત, ૨૫-૬-૨૩ **મગનલાલ રતનજી વિદ્યાર્થી.**

# અભિપ્રાય.

'આધ્યાત્મિક વાર્તામાળા'ની કેટલીક વાર્તાઓ હું વાંચી ગયો છું, અને તે વાંચી જોતાં મને જણાયું છે કે લેખક હૃદય પોતાના જ્ઞાનનો-વિશાળ વાંચનનો-અને સંસારની લીલી સુકીઓનો પોતાને મળેલા અનુભવનો જગતને સાક્ષાત્કાર કરાવવા ઇચ્છે છે.

છેલ્લા ૬૦ વર્ષથી ગુજરાતીમાં વાર્તાઓ, નવલકથાઓ, લખવાનો નવો યુગ પ્રવર્તાયો છે પરંતુ તેની ઢબ છબ પાશ્ચાત્ય લેખન શૈલીના અનુકરણરૂપે હોવાથી તેને આપણા સંસ્કૃત કથાનકોની માફક પવિત્ર અને આદર્શ દામ્પત્યજીવન પ્રતિ શ્રદ્ધા અને સન્માન પેદા કરવામાં લગભગ નિષ્ફળતા મળી છે. પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય કથાનકો રચવાની કળામાં આ એક મુખ્ય અને મહાન ભેદ હું જોઉં છું અને આ આધ્યાત્મિક વાર્તામાળાની ખાસ ખુબી મને એ લાગી છે કે તેની રચના ગુજરાતીમાં લખાતી વાર્તાઓની ચાલુ શૈલિથી તદન અલગ રહેવા પામી છે.

કેટલાક પ્રસંગોએ આદર્શ રજુ કરતાં અસંભવ અપ્રતીતિ જેવા દોષ થવા પામ્યા છે; પરંતુ નવીન ભાવનાઓ પ્રવર્તાવવાની લેખક હૃદયની ઉલટ જોતાં તે ક્ષમ્ય છે.

એકંદરે આ વાર્તામાળાની વાર્તાઓ નિર્દોષપણે સદ્બોધ આપનારી, ઉચ્ચગામી જીવન માટે આશા-શ્રદ્ધા-ઉત્પન્ન કરનારી તેમજ તે પંથે જવા પ્રેરણા કરનારી છે. અને તેથી આ વાર્તામાળાનું વાચન વિશેષ થાય એમ હું ઇચ્છું છું અને હું ધારૂં છું કે પ્રજાના નૈતિક જીવનમાં પ્રગતિકારક થઇ શકશે.

સોનીફળીઆ,<br>
સુરત.<br>
૨૯-૬-૨૩

છોટુભાઇ દાજીભાઇ દેશાઇ<br>
(અનાવિલ હિતેચ્છુ તથા સત્સંગના તંત્રી.)

# પ્રસ્તાવના

વર્તમાન કાળિન પ્રવર્તમાન ગુર્જર સાહિત્યમાં જે જે નવલ કથાઓ દ્રષ્ટિગોચર થાય છે, તેમાં નાયક નાયિકા અવશ્ય હોય છે. તે પાત્રચિત્રમાં શ્રૃંગાર રસ રેડતાં તે યુગ્મોને લેખક પોતાની કલ્પનાથી કેટલાક પ્રસંગોને ચિત્તાકર્ષક બનાવી, છેવટે ચારિત્રની સુઘડતાએ તે પાત્રના ઇચ્છિત મીલનમાં અવધિ આણે છે. આથી ચારિત્ય બળની એકદેશીય સચોટતાનાં દર્શન થાય છે; પણ એ ચારિત્ર બળ શ્રૃંગાર વિગેરે રસોમાં રસબસ હોવાથી તદ્દન ઝાંખી છાપવાળું થઇ, અલ્પ કાળમાં સ્મૃતિપટ પરથી નાસ પામે છે. એથી વાચક વૃંદ પોતાના મનોરાજ્યમાં લક્ષિત થવાની પ્રેરણાવાળો થઇ, પોતાના વિચારનો મીમાંસક થઈ શકતો નથી.

મનુષ્ય માત્ર પોતાના વિચારને આધિન થઇ જીવન વ્યતીત કરે છે. વિચાર આ સંસાર સાથે કેવો આકર્ષક સંબંધ રાખે છે, તથા તે વિચારને કર્મમાં યોજવો કે નહી, તથા કયા વિચારને કઇ રીતે કર્મમાં યોજવો, કયા વિચારનો નાશ કરવો, એ વિગેરે જાણુવાની પ્રેરણા ઉત્પન્ન થઈ પોતાના મનોરાજ્યગત ઉઠતા વિચારની લક્ષ જ્યોતિ ઉદ્દિપન થઇ તે વિચારો કયા ક્રમે શું પરિણામ લાવે તે જાણવાના દિગ્દર્શન રૂપે મનોરાજ્યમાંના ભાવસુચક આ નાની નાની વાર્ત્તાઓ છે.

પોતાના વિચારો જગત સાથે આર્કષક સબંધ રાખે છે. અને મનુષ્ય પોતેજ પોતાનો ભાગ્ય વિધાતા છે. અથવા "નર જો નરની કરણી કરે તો નરનો નારાયણ થાય" આ સિદ્ધાંત જાણવાથી આચાર તથા ધર્મ પાલનની જરૂરીઆત સમજી સદ્‌ગુણ સંપન્ન થઇ નીતિએ માન્ય કરેલી મહત્વાકાંક્ષાને પ્રતિજ્ઞા પૂર્વક સચોટતાથી વર્ત્તનમાં મુકવાનું ચારિત્ર્યબળ પ્રાપ્ત થાય છે. આવીજ વ્યક્તિઓ ગૃહસંસારમાં સહવાસી જનો પ્રત્યે ઉદાત્ત વર્ત્તન વાળા હોઇ ધાર્મિક–સમાજીક ને રાજકિય સુધારણાં કરવા શક્તિવાન થાય છે. એમ થવામાં જે

કલ્પના તર્ક પ્રધાન હોઇ વ્યવહારમાં અસાધ્ય થઇ પડે તે કરતાં જે કલ્પનાઓ વ્યવહારમાં સુલભતાથી યોજી શકાય એવા ભાવનું દિગ્દર્શન કરાવનાર આવી વાતો મારા નાના પુત્ર બાપુભાઇ સાથે થતાં આવું જ્ઞાન પુસ્તક રૂપે બહાર પડે તો અમારા જેવા નવયુવકોને ઉપયોગનું થાય એમ તેના ઉદ્ગાર નિકળવાથી ઉત્સાહિત થઇ આ વાર્તાઓ તૈયાર કીધી હતી.

આગ્રા નિવાસી કીનારી બજારમાંના જરીકામનાં મોટા દુકાનદાર નાગર ગૃહસ્થ શ્રીમાન વૈકુંઠનાથ વિશ્વનાથ દેરાસરી જેઓ મારા પ્રિયમિત્ર હોઇ ધર્માત્મા તથા વિશુદ્ધ ભાવનાવાળા હોવાથી તેમને આ વાર્તાઓ વંચાવી હતી. તેમણે આ કૃતિ યોગ્ય સમજી પ્રસિદ્ધ કરવાની જરૂર વિચારી અનુમતિ આપી હતી. એથી પ્રોત્સાહિત થઈ આ પુસ્તક છપાવી બહાર પાડ્યું છે.

હું માતૃભાષાનું પ્રાથમિક શિક્ષણ પામેલો હોવાથી આ કૃતિ કોઈ વિદ્વાનની નથી પણ જીવન સંગ્રામમાં લાંબી મુદત સુધી સહવાસી રહેલા અનુભવીની છે. એથી લખાણમાં ભાષા શુદ્ધિ તથા પ્રુફો તપાસવામાં મોઢ ચંદ્રોદય માસિકનાં તંત્રી ગણદેવીકર ભાઇશ્રી ભદ્રશંકર મંછારામ ભટ્ટે પોતાના વખતનો ભોગ આપી મદદ કરી છે તે માટે એ ભાઇનો આભાર માનું છું.

મારા કેટલાક સ્નેહીઓએ આ પુસ્તકનાં મોટા પ્રમાણમાં આગળથી ગ્રાહક થઇ સહાય આપી છે તેમનો મારા પ્રત્યેની સહૃદયતા માટે સદાનો આભારી છું.

સવડતા પડતા ભાવ તથા બીજી કેટલીક સહાનુભૂતિ વાળી મદદ આપી પુસ્તક વખતસર છાપી આપ્યા બદલ સમાચાર પ્રેસના માલીકોનો પણ આભાર માનું છું.

કર્તા

જેષ્ટ પુર્ણિમા<br>વિક્રમ સંવત ૧૯૭૯ } પરાગજી ડાહ્યાભાઇ દેસાઇ ખરસાડકર<br>છાપગરશેરી, સગરામપુરા-સુરત.

# વિવરણ

આવી સરળ ને નાની વાતો લક્ષ દઈ વાંચવાથી એમાં રહેલી મનુષ્ય જીવનને ઉચ્ચ કક્ષા પર જવાની પ્રેરણા ઉત્પન્ન થવાની લેખકની યોજનામાં જીવંત ભાવ ઓતપ્રોત જોઈ આ પુસ્તક જનસમુહમાં વધુ આદરપાત્ર નિવડે એ હેતુથીજ આ ઉપોદ્ઘાત લખવામાં આવ્યો છે. એમાં પ્રથમજ લેખકે માતાપિતા સેવા મુખ્ય વિચારીને પુત્ર પાસે પ્રેમ પુજ્યભાવને આજ્ઞાધીનપણાથી સતત સેવા કરાવી છે. અને માતૃ આજ્ઞામાં જે આજ્ઞા થાય તેમાં લાભ ગેરલાભનો વિચાર નહી કરતાં શિરોમાન્ય કરી વર્તનમાં મુકનાર પુત્રને દેખાડયો છે. આ બન્ને પાત્રનાં પુજ્ય ચરિત્ર મુગ્ધ કરે એવાં હોઇ એ કર્મમાં યોજવાને પ્રોત્સાહિત થવામાં એ દિવ્યભાવી કર્મ–તપની ફળ સિદ્ધિ બતાવી છે જે પ્રજા નિકટવર્તિ આપ્ત ને ઉપકારી વર્ગ તરફ નિઃસ્પૃહી થઇ જાય એવી સંકુચિત હૃદયવાળી પ્રજામાંથી રાષ્ટ્રભાવના જરૂર નાશ પામે છે એમ ઇતિહાસ સાક્ષી પુરે છે. રોમન મહારાજયનો સૂર્ય મધ્યાહ્ન કાળી હતો તે વખતે ત્યાંની પ્રજામાંનો યુવાન વર્ગ સ્વેચ્છાચારી થઈ પોતાના વડીલો પ્રત્યે પુજ્યબુદ્ધિ વગરનો તથા આજ્ઞા નહીં માનનાર થવાની ભાવનાવાળો જોઇ તે કાળના મહાન્ પુરૂષ સેનેકાએ આ મહારાજયનાં પતનનો બીજારોપ જોઇ લીધો હતો.

ત્યાર બાદ બ્રહ્મકુમારની શાંતિવાળી વાર્તામાં વિદ્યાર્થી જીવનનો પ્રબંધ તથા એમને આપવાની શિક્ષા તથા ગુરૂનો આદેશ બતાવી, ક્રોધીનો કાળ થવામાં આ વાર્તામાં બન્યુ છે તે સાથે તદ્દન સંમત નહીં થવાય. છતાં પોતાના ભાવનાં પરમાણુ જગતમાં વિચરે છે ને તેમાં ક્રોધના પરમાણુની ભયાનકતા તથા બુરૂં ફળ આપે એ જરૂર ધ્યાનમાં રહી જાય એમ પાત્રચિત્ર છે. તથા ક્ષમાના ગૌરવમાં પાત્રને ક્રોધનો સંપૂર્ણ આર્વિભાવ આવે એવેઃ પ્રસંગ બતાવી તે

કેશવભાઇ પાસે ક્ષમા ધારણ કરાવી, તેની ક્ષમાના પ્રભાવે તે બાઇ પાસે તપ કરાવી નવો જન્મ ધારણ કર્યો હોય તેવો ભાવ ઉત્પન્ન કરી એક આદર્શ પતિવ્રતા તરીકે દર્શાવે છે. એમાં લેખકે કથા પ્રસંગને વ્યવહારમાં યોજાયલા જેવો આબેહુબ ચીતરી આપી કથા પ્રસંગ બહુ અદ્દભુત ને ક્ષમાનો બલીહારીદર્શક બનાવ્યો છે.

એક સદ્ગુણને પ્રતિજ્ઞાપુર્વક પાળવાથી માણસ કેવાં અસાધ્ય કામો કરી શકવા શક્તીવાન થાય છે તથા પોતાનું જીવન કેવું વિશુદ્ધ કરી મુકે તે સત્યની પ્રતિજ્ઞા પાળનાર ચોર બ્રાહ્મણને મળેલી જાગીરવાળી વાત બહુ સારો ખ્યાલ આપે છે.

સામા માણુસનાં નિષ્ઠુર વર્ત્તન છતાં, સદ્ગુણ સંપન્ન મહદ્ ભાવિ મનુષ્ય પોતાના સાધુ વર્ત્તનથી વર્ત્તતો રહેતો તે નિષ્ઠુર વ્યકિત કેવા પશ્ચાતાપમાં પડે છે, એ આબેહુબ ખ્યાલ થવામાં સાધુની વિશાળ દૃષ્ટિવાળી વાર્ત્તા ઉચ્ચ બોધ આપે છે. ચાલુ કાળનાં અસહકારવાદીઓને આ વાર્તાનો આશય ગ્રાહ્ય કરવા જેવો છે.

પ્રમાણિકપણું એ કેટલો અભ્યુદય આપે છે, એમ દર્શાવતાં એક મહેતાને શેઠાઇ પ્રાપ્ત થએલી બતાવતાં "એ પ્રમાણિકતાનું જીવંત મુર્તિમંત સ્વરૂપ હતો એથી શેઠના કામ એ એના પોતાના માનતો હતો એથી એના અજ્ઞેયભાવમાં શેઠપણાના ભાવવાળા પરમાણુનું આવાહન થતું ચાલ્યું જેથી એ દિન પર દિન શેઠ થવાના સંજોગ પ્રાપ્ત થવાવાળો થતો ગયો." આ વાર્તા સચોટ ભાવપુર્ણ હોઇ પ્રમાણિકપણું એ કેટલું મહત્વપૂર્ણ ને ફળ આપનાર સદ્ગુણ છે એ બતાવવામાં લેખકે બહુ સચોટ ચીતાર આપતાં વાંચકને નિશ્ચય કરાવે છે કે પ્રમાણિકતા એ જગતમાં જય અપાવનાર સાર્વભૌમ મહાવ્રત છે.

કન્યા વિક્રયમાં લેખકે "પુત્ર પ્રેમ એમાં મોટો થશે; રળી ખવાડશે, મીલકત જાળવશે, એમ તેના જન્મથીજ સ્વાર્થગંધ હોય છે ને પુત્રી પ્રેમમાં એવો કોઇ સ્વાર્થ નહી

હોવાથી એ પ્રેમ તે પ્રેમને ખાતરનોજ પ્રેમ હોય છે. એ પ્રેમ મૃદુ નિર્મળ હોઈ આનંદનું ભાન કરાવે છે. મોક્ષ પ્રાપ્ત થવાની છેલ્લી દશા આ પ્રેમ છે. આ પ્રેમ પાલનમાં ભોગ આપનાર જગતનો મનુષ્યવર્ગ ગૌરવવાન ગણાય છે તથા જન સમુહમાં કન્યાવિક્રયી ઝાંખો માલમ પડે છે. એમાં મુખ્ય રહસ્ય આ પ્રેમરક્ષાજ છે. આમાં કન્યાવિક્રય એ જરૂર પાપજ છે એમ સજડ છાપ પાડવા વાર્તાની વસ્તુ સંકલના બહુ ઉચ્ચ શૈલીવાળી માલમ પડે છે.

સાવકી માતાના સંતાપમાં સદ્‌વર્ત્તનશાળી પુત્રનું ઉદાત્ત વર્તન છતાં, સ્વાર્થખાતર અનેક પ્રપંચ કરનાર માતા કેવી પસ્તાય છે, ને પુત્રને તાબે થાય છે. આમાં સદ્‌ગુણના પ્રભાવની સચોટતા આપણને મુગ્ધ કરી નાંખે છે. ને સદ્‌ગુણ સંપન્નતા આ સંસારને સ્વર્ગ બનાવે છે. એ ભાન થઇ દિવ્યભાવી વર્ત્તન જરૂર ફળદાયી છે એની સચોટતા માલમ પડી આવાં વર્તનવાળા થવાની પ્રેરણા થાય છે.

પતિવ્રતા મહાત્મ્ય દર્શાવતાં પતિવ્રતા ચાર જાતની બતાવી તે દરેકનું વર્તન તથા ભાવના દર્શાવવામાં લેખકે બહુ સારો છાપ પાડી છે. મહાન પ્રજા ઉત્પન્ન થવામાં મહાન માતાઓની જરૂર છે. ને તે મહાન માતા કેવી હોય એ નિર્દેશ બહુ સારી રીતે ચીતર્યો છે. તે સાથે નિચ પ્રકૃતિની હલકા ભાવવાળી જગતને દુખરૂપ થનારી સ્ત્રીના લક્ષણ દર્શાવી આવાં લક્ષણ નબળાં છે, એમ જાણી સન્માર્ગગામી થવા પ્રેરાય આ હેતુ હોઈ, આ વાર્તા સંસારને નંદનવન બનાવનાર તથા સ્ત્રીને સ્વર્ગ અપાવનાર પતિવ્રત્ત ધર્મજ છે એમ દૃઢ છાપ પાડવામાં આ વાર્તાનું પાત્ર બહુ ઉત્તમ ચિતરાયલું છે.

આદર્શ ગૃહસ્થ થવાની શિક્ષામાં બાળકાળથી સંસ્કાર આપી નીતિએ માન્ય કરેલા સદ્‌ગુણો તથા દૈવીભાવને પ્રતિજ્ઞા પુર્વક પાલન કરવાથી આત્મિક બળ પ્રાપ્ત થાય છે. ને તેમ કરવામાં બાળ મનોરાજ્યને કેળવવા જે યથાક્રમ વ્રત પાલન વિધિ બતાવી તેના પાલનથી તે બાળ-

કને પ્રાપ્ત થયેલા પ્રભાવનું અવલોકન કરતાં, પ્રાચિનકાળી ક્ષત્રો તથા બ્રાહ્મણોના વીરતાવાળા કર્મો મુગ્ધ કરે એવા હોવામાં તે કાળમાં બાળપણુથી ગુરૂ પાસે આ પ્રકારની કેળવણી મળતી એમ પુરાણુ ગ્રંથોથી ધ્યાનમાં આવે છે. એટલે બાળકોને અક્ષરજ્ઞાન સાથે આત્મિક બળ પ્રાપ્ત થાય એવી પુણ્યવર્ધક પ્રતિજ્ઞાપાળક ઉપાસનામાં તથા વ્રતોમાં યોજવો એ જરૂરનું છે. તેનું આ વાર્તામાં કાંઇક દીગ્દર્શન છે તે ધ્યાન ખેંચનાર છે.

નીચ વૃત્તિ ઉદ્ભવે તે ભવિષ્ય સાથે શું સંબંધ રાખે છે. તથા સંસર્ગમાં આવનાર મનુષ્ય પ્રત્યે ભાવાભાવ ઉત્પન્ન થવામાં શું રહસ્ય રહેલું છે. તથા પ્રાર્થનાનું બળ, દયાનું મહદ્ફળ, વિગેરે ભાવવાળી વાર્તાઓમાં તે તે ભાવના ફળ આવવામાં તાત્વિક નિરૂપણે એ સર્વે બનાવો તે કિરતારના સ્થાપેલા નિયમ મુજબ થાય છે એ જાણુવાનું દિગ્દર્શન કરાવી મનુષ્ય સદ્ગુણુ સંપન્ન થઈ ચારિત્રવાન થાય એ હેતુ પાર પડે એમ થવામાં લેખકે તે તે ભાવો આલેખવામાં સંપુર્ણ જીવંતપણું મુકયું છે.

અર્વાચીન ગુર્જર સાહિત્યમાં આવી સરળતા પુર્વક લખાયલી નાની વાર્તાઓનો સમાજમાં પ્રચાર થાય, એ વાર્તાઓના રહસ્યનો જ્ઞાતા થયેલો વાંચક અવશ્ય પોતાના વિચારનો મીમાંશક થઇ તેને કેમ યોજવો તે લક્ષણુવાળો થાય ને તેમ થઇ ભાવના પાલનવાળો થાય, આવા ઉચ્ચ આશયથી લખાયલા આ પુસ્તકનો વધુ પ્રચાર થાય, અને લેખકનો પ્રયત્ન સફળ થાય એવી મારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે. શાંતિ.

લી.

જ્યેષ્ટ શુકલ સપ્તમી
સંવત ૧૯૭૯

પંડયા વૈકુંઠનાથ વિશ્વનાથ દેરાસરી
કિનારી બજાર, આગ્રા.



# આધ્યાત્મિક વાર્તામાળા.

## પિતૃ સેવા

-:અથવા:-

## એક યુવકને મળેલી સિદ્ધિ.



શરીર પર માત્ર એકજ ફાટેલું વસ્ત્ર, ભૂખથી વળગી ગયેલું પેટ, ભૂખમરાથી કે ભૂખના રોગથી હાડપીંજર જેવું થઈ ગયેલું શરીર, એવો એક વૃદ્ધ ભિખારી અશક્તિને લીધે ધીરે ચાલતાં ચાલતાં ભિક્ષાની યાચના કરતો શાંતિવદનના જોવામાં આવ્યો. શાંતિવદનનું ઘર શહેરના છેવટના ભાગમાં એક ખુણામાં હતું. ઘરમાં એક પોતાની સ્ત્રી જ હતી. તે સાધારણ કેળવાયલો હતો; પણ પોતે જ્યાં નોકરી કરતો હતો ત્યાં એક વિદ્વાન વક્તા સાથે સારો સહવાસ થયો હતો એટલે સેવાધર્મ એ અનહદ પૂણ્ય પ્રયોગ છે એવું એવું દાખલા દલિલોથી સાંભળીને તેનું અંતર ઉચ્ચભાવગ્રાહી થયું હતું. શરીર ઉપર મેલવાળા અને દરિદ્રતાની પ્રતિમા-રૂપ વૃદ્ધ ભિખારીને જોતાં તે તેની પાસે ગયો અને દયાર્દ્ર હૃદયે તેણે કહ્યું: "ભાઈ, આવો, ભૂખ્યા છો ?" તેણે તે વૃદ્ધ ભિખારીને હાવભાવથી બેસાડી આશ્વાસન આપ્યું. ભિખારીને પણ થયું કે આ કોઈ સારો માણસ છે. થોડીવાર પછી શાંતિવદને ભિખારીને કહ્યું: "બાપજી, ખાવાનું તૈયાર છે. ચાલો, પાણી આપું, સ્નાન કરી લ્યો, ઘણા દિવસો સુધી સ્નાન નહિં કરવાથી શરીર પર ખૂબ મેલ ચઢી ગયો છે અને તેથી તે ફાટી ગયું છે. નાહીને હું બીજાં કપડાં આપું તે પ્હેરો." આમ કહી શાંતિવદન વૃદ્ધ ભિખારીને ન્હાવાની સેલ પર લઇ ગયો. તેણે તેને શરીરે તેલ ચોળવા

મંગાવ્યું અને તે પોતાને હાથેજ ચોળ્યું. પછી સાબુ ચોળી ગરમ પાણી વતી તેને સારી રીતે ન્હવડાવ્યો. કોરા કકડા-વતી તેનું શરીર લૂછ્યું અને તેને નવા કપડાં પહેરવા આપ્યા. બાદ તેને ખાવા બેસાડયો. એ બિચારાને કયારે મળવાનું હતુ એમ કરી, રસોઈમાં પણ શીરો પૂરી કરાવ્યાં હતાં અને એક સ્નેહી પરોણાની માફક તેને જમાડયો. જમ્યા પછી પાન સોપારી આપી થોડીવાર બેસાડયો. થોડી-વાર બેઠા પછી પેલા ભિક્ષુકે જ અતિવ ઉપકારી દૃષ્ટીથી જવાની રજા માંગી. શાંતિવદનને તેને નમસ્કાર કરી રજા આપતાં જણાવ્યું કે " બાપજી, જે દિવસે તમારી પાસે બિલકુલ સાધન ન હોય તે દિવસે અહિં આવજો. " આમ કહી તે વૃદ્ધ ભિક્ષુકને બશેરેક ચોખા, થોડીક દાળ, બે એક આનાના પૈસા વિગેરે સાથે બાંધી આપ્યું.

આવી સેવાથી શાંતિવદને શો લાભ મળ્યો હશે ? આવા સમયે તેના મનપ્રદેશમાં કેવા વિચારો ઉડ્ડયન કરી રહ્યા હશે ? તે શો આનંદ અનુભવી રહ્યા હશે અને તેના મનમાં કેવું આત્મૌપમ્ય રમી રહ્યું હશે એ તો એવી સેવા કરનાર જ જાણી શકે. પેલા ભિખારીએ આવી સપ્રેમ સેવા નજરે તો શું પણ સ્વપ્ને પણ ન્હોતી જોઈ, તેમ આવી સેવા કરનારાઓ પણ હોય છે એવો કદી તેની કલ્પનામાં યે ખ્યાલ ન્હોતો આવ્યો. આવી દીવ્ય સેવા જોઈ તે થોડીવાર તો વિચાર સમુદ્રમાંજ ગરકી ગયો. સંતોષ અને આનંદની લહરીમાં તેનાથી બોલાઈ જવાયું ! " તારૂં કલ્યાણ થજો !" આ ઉદ્ગાર તે ભિખારીનો ન્હોતો પણ શરીરમાં રોમેરોમે આનંદ વ્યાપી જવાથી તદાત્મ પામેલા અને હુંપણું ભુલી ગયેલા એવા બ્રહ્મનો આશિર્વાદ હતો. યોગસિદ્ધિ મેળવેલી હોય એવા યોગીઓ આનંદ ચિત્તે આશિર્વાદ આપે અને સિદ્ધિના પ્રાબલ્યે તે ફળે જ, તેવા જ નિર્વિકાર આનંદમાં મગ્ન થઈ તે વૃદ્ધે શાંતિવદનને આશિર્વચન આપ્યું હતું.

આ બનાવ બન્યા પછી શાંતિવદન અભ્યુદયની પરંપરા પર ચઢતો ગયો. તેણે અનેક સત્કર્મો કર્યાં. તે સર્વ

પ્રકારે સુખી જીવન ગાળવા લાગ્યો. એક રખડતા ભિખારીને ઘરમાં બોલાવી પોતાને હાથે નહવાડવો, તેને સારો ખોરાક આપવો વિગેરે કાર્યો કેવાં દુષ્કર હોય છે! આવું કર્તવ્ય કરનાર કોઇ જવલ્લે જ નિકળી આવે છે. અને આવી પ્રકારની સેવા કરવાની વૃત્તિ અને તત્પરતા તો કોઇ વીરલામાં જ હોય છે. આવાં સેવા કર્મથી શાંતિવદનને જે ફળ મળ્યું તે ફળ અનેક રીતે પ્રાપ્ત થઈ શકે છે. વૃધ્ધ પિતામાતાની સેવા પણ આવું ફળ મેળવી આપે છે, અને આ લાભ તો સમાજમાંના ઘણાયેને મળી શકે છે. વૃધ્ધ માતા પિતાની સેવા કરવી એ સર્વે સંતાનોની આદિ ફરજ છે. વૃધ્ધ માતા પિતાની સેવા કરનાર એક ધર્મિષ્ટ સુપુત્ર આવાજ ફળનો ભોક્તા થયો હતો તેની નીચે મુજબની આખ્યાયિકા જાણ્યાથી એ સપષ્ટ રીતે માલુમ પડશે.

નાગ નગરની નજીકના ગામડામાં એક કુલીન બ્રાહ્મણ ખેડુત રહેતો હતો. આપણી કથાનો નાયક આ બ્રાહ્મણનો એકનો એક પુત્ર હતો. એની માતા એને દશ વર્ષનો મૂકી સ્વર્ગે ચાલી ગઇ હતી. પછી તે પોતાના પિતા અને વિધવા ફોઇની સંભાળ હેઠળ ઉછર્યો હતો. તેણે જરૂર જેટલી કેળવણી મેળવી હતી અને ખેતી એ ઘરનો મુખ્ય વ્યવસાય હોઇ સહવાસથીજ તે ખેતીનું કામ જાણી ગયો હતો. તેમજ વ્યવહારિક જ્ઞાન પણ તેણે સહવાસથીજ મેળવી લીધું હતું. સારા કુટુમ્બમાં જન્મેલો હોવાથી બળવંતના લગ્ન પણ થઇ ગયાં હતાં. બળવંત વીસેક વર્ષનો થયો હશે ત્યારે તેના ફોઇ પણ સ્વર્ગે સિધાવ્યાં અને પિતા પણ રગતપીતના રોગમાં સપડાયા. વસંતરાય આવા ભયંકર રોગમાં સપડાયાથી તેમના શરીરને રાતના કે દિવસના બીલકુલ ચેહેન પડતું ન હતું. આખે શરીરે ખજવાળ આવતી. અંદરથી બળતરા બળતા. વળી શરીરમાંથી પરૂ પણ ઝરતું અને દુર્ગંધ મારતું. તેઓ દહાડોરાત હાય વલોપાતમાંજ પસાર કરતા હતા. પિતાજી આવા દુઃખદાયક રોગના ભોગી થવાથી તેમના દુઃખથી બળવંત વ્હેબાકળો અને દયાર્દ્ર થઇ જતો પણ મનમાં ધીરજ

અને ક્ષીણતા રાખી તે તેમને સારૂં થઇ જશે એવી આશાથી શાંતિ આપી આશ્વાસન આપતો.

પેઢી દર પેઢીથી ચાલતો આવેલો ખેતીનો ધંધો એજ આ કુટુમ્બના નિર્વાહનું મૂખ્ય સાધન હતું. વસંતરાયે પણ આજ ધંધો કરી જીવન વ્યતીત કર્યું હતું અને સર્વ પ્રકારે સુખ મેળવ્યું હતું. જ્ઞાતિમાં પણ તેમણે પ્રતિષ્ઠા મેળવી હતી. પિતાની સાથે બળવંત પણ આ કામમાં પડોળાતો, એટલે તે પણ ખેતીનો ઘણો ખરો કિસબ શિખી ગયો હતો. તેનામાં આ ધંધો શિખી લેવાની કાળજી હતી. હાલના યુવાનોની માફક થોડું અધકચરૂં ભણીને દેશ પરદેશ મૌજ મારવાની વૃત્તિ તેનામાં નહોતી. પિતાજી રોગમાં સપડાયા પછી તેણે ઘર વ્યવહારનો સઘળો બોજો પોતાના પર વ્હોરી લીધો હતો અને ખેતીનો ધંધો ઉપાડી લીધો હતો.

બળવંતરાય બ્રાહ્મમૂહુર્તમાં ઉઠતો. ઉઠયા પછી તુરત ખેતી સંબંધી કાંઇ કામકાજ હોય તો તે વિષે ચાકરો સાથે યોગ્ય બંદોબસ્ત કરતો. પછી દાતણ પાણી કરી પોતાના રોગી પિતાની સારવારમાં ગૂંથાતો. પિતાને હુકકો તાણવાની ટેવ હતી પણ રોગને લીધે તેમનાથી તો કાંઇ પણ નહોતું થઇ શકતું. હુકકો સળગાવી, નળી મોઢામાં આપીને તે તેમને સંતોષપૂર્વક હુકકો તણાવતો. બાદ તેમને દિશા જંગલ વિગેરે કરાવતો. પછી દાતણ કરાવી ચા પાતો. બાદ હુંફાળું ગરમ પાણી કરી મલમલના નાના કકડાથી શરીરમાં જે જગ્યાએથી પરૂ ઝરતું તે તે ભાગો ધીમે ધીમે સાફ કરતો, અને નરમ કપડાવતી આખું શરીર લૂછી સાફ કરતો. પછી પથારી પરની ચાદર બદલી ધોયેલી ચાદર પાથરી પિતાને પથારીમાં તકીયે અઢેલી બેસાડતો. કોઇ રોગને લીધે વસંતરાયને અફીણનું સેવન કરવું પડયું હતું એટલે પછી તે વ્યસનરૂપ વળગી ગયું હતું એટલે અફીણ ખવાડી વળી હુકકો તણાવી, થોડી વાર આરામ લેવા દીધા પછી રૂચી પ્રમાણે થોડાક ખોરાક ખવાડી, વળી પાછો હુકકો આપી પછી સુવાડી દેતો. સુવાડયા

પછી પણ શરીરમાં દાહ બળતો હોવાથી બળવંત પવન નાંખવા બેસતો અને પવનની શાંતિથી જ્યારે પિતાને નિદ્રા આવતી ત્યારેજ પંખો મુકી તે પોતાના કામ માટે ત્યાંથી ઉઠતો. આ પ્રમાણે તે દરરોજ બપોરના લગભગ બાર વાગ્યા સુધી આ કામમાં ગૂંથાયેલો રહેતો.

ઉપર મુજબ પિતૃસેવામાંથી પરવારી તે સ્નાન–સંધ્યાદિ કરી ભોજન કરી, થોડોક આરામ લેતો. પછી ખેતી તથા ઘરકામ વિગેરે હોય તેમાં ગૂંથાતો. સાંજ પડતાં તે પાછો પિતાજીની સમક્ષ ખડો થતો. બહાર ગયો હોય તો પણ આવી રહેતો. બહારથી આવી સાથી પહેલાં તે વિનયથી પૂછતો, "બાપાજી આજે તો સારૂં છે ને? ઉંઘમાંથી ક્યારે જાગ્યા હતા?" આમ પૂછયા પછી ઢોર ચાકર વિગેરેના કાંઈ કામો હોય તો તે સંભાળી લઈ વાળુ કરી પિતા પાસે આવી બેસતો. પિતાજી સાંજે માત્ર ઉકાળેલું દુધજ લેતા. તે પીધા પછી હુક્કો પીતા. પછી કાંઈક નવીન બનાવો બન્યા હોય તેમજ ઘર સંબંધી કે વ્યવહારની વાતો બળવંત કહી સંભળાવતો અને જરૂર પડે ત્યાં યોગ્ય સલાહ પૂછતો. પિતા કહેતા તેજ પ્રમાણે બળવંત કરતો. ઘણીવાર તો રોગથી ચીઢીયા મગજવાળા થઈ ગયેલા વસંતરાય બળવંત પર ખૂબ ચીઢાઇ જતા. જાણે ચીઢીયા દ્વારા દુઃખ કાઢતા નહિં હોય! આવે વખતે સેવાભાવી બળવંત કહેતો, કે "બાપાજી મારી ભૂલ થઈ ગઇ. મને માફ કરશો." બળવંતની પત્ની શારદા પણ સસરાજીની સેવામાં પ્રવૃત્ત રહેતી. તે પોતાના પતિને સેવા કરવા માટે હરેક પ્રકારની સગવડ કરી આપતી. ઘર કામમાંથી પરવારી તે પણ સસરાજીની સુશ્રુષામાં ગૂંથાતી. આ દંપતિની કેવી ધન્યતમ સેવા!

આજ પ્રમાણે પ્રતિદિન નિયમિત પ્રેમથી, પૂજ્યભાવથી, આજ્ઞાધિનપણાથી યુક્ત પિતૃસેવા ધર્મનું તપ આચરતાં દશ વર્ષ વીતી ગયા. ઘરમાં કાલુ કાલુ બોલતાં બે બાલુડાંનો મૃદુ કલોલ ગુંજી રહ્યો હતો. એ બાળકો આ દુઃખદ ચેપી રોગના ભોગ ન થાય તેની ખાસ

કાળજી રાખી ડોસાજી દૂરથી પ્રેમ ભરેલી નજરે તેમને નિહાળી તેમનાં કાલાં કાલાં મૃદુ કલ્લોલથી આનંદ પામતા. આવા અસાધારણ પિતૃસેવાના તપમાં આખો દિવસ ગુંથાઈ રહેલા બળવંતરાયમાં કોઇ દુર્ગુણ કે અધમ-વૃત્તિ ક્યાંથી પ્રવેશી શકે ! જેના મનોરાજ્યમાં પ્રેમ, પૂજ્યભાવ અને આજ્ઞાના ઉચ્ચ આદર્શો વસી રહ્યા હોય તેનામાં શાંતિ, પવિત્રતા, જનહિત, સમભાવ, મિતભાષા આદિ ઉચ્ચ ગુણો સ્વભાવતઃ હોયજ. ક્રોધી સર્વત્ર લડ્યાજ કરશે, ચોરી કરવાની વૃત્તિવાળો સર્વત્ર ચોરી કરવાનું સાધનજ જોયા કરશે, પણ ગુલાબ તો સર્વત્ર સુગંધજ પસારશે. આ દિવ્ય સેવા ભાવવાળો તપસ્વી કેવું નિર્મળ અને ઉચ્ચ વાતાવરણ ફેલાવી રહ્યો હશે એ ખ્યાલ વાંચકોજ કરી લેશે. વાંચક, જો તને મેસ્મેરીઝમ પર શ્રદ્ધા હોય તો તું કબુલ કરશે કે આ જડ જગતમાં ભાવનાનું પણ જબરૂં બળ છે અને તે કર્મનું એક મોટું સાધન બની શકે છે. જો તને યોગની સિદ્ધિમાં શ્રદ્ધા હોય, જો તને “ભાવના સદસિ સિદ્ધિ” એ આર્ય સિદ્ધાંત પર શ્રદ્ધા હોય તો તું જરૂર માનશે કે આપણા તપસ્વી બ્રહ્મ યુવકને પોતાના તપનું ફળ મળશેજ. કોઇપણ કર્મ નિષ્ફળ જતું નથી એવો આ સૃષ્ટિનો નિયમ છે. તો આવા મહદ્ સેવા કર્મરૂપ તપનું ફળ કેમ નહિં મળે ?

મનુષ્ય સ્વભાવ એવો છે કે જે કોઈ એક વ્યક્તિ કોઇ એક કાર્ય પ્રેમથી માથે લે છે તો પછી તે તેની સાથે એકરૂપ થઇ જાય છે.–વિલીન થઈ જાય છે. તેને તે કામનીજ લગની લાગેલી હોય છે. સાક્ષાત્ દેવ પ્રતિ જેવો પૂજ્યભાવ હોય તેવા પૂજ્યભાવથી, સપ્રેમ સ્વિકૃત કરેલી અને સદા નમ્રતાપૂર્વક અને આજ્ઞાંકિતપણે કરવામાં આવતી સેવામાં બળવંત એકરૂપ–વિલીન થઈ ગયો હતો. સેવા એ એની ધુન–એ એની લગની હતી. બીજાં અન્ય વ્યવસાયો વ્યવહારાદિક કે ખેતી વિષયક કાર્યો એ સઘળાં તેણે ગૌણ

ગણ્યાં હતાં. આમ સદા સર્વદા સેવા કાર્યમાંજ મચી રહેવાથી એક ગૃહસ્થને યુક્ત રીતે ષટ્ સંપત્તિ અને યમનિયમાદિનું અનુષ્ઠાન પૂર્વક પાલન કરવાનું હોય છે, તેનું આપ મેળેજ પાલન થતું. તેના મનોરાજ્યમાં ઉચ્ચ ભાવનાઓ રમી રહેલી હોવાથી તેનું મન પણ પવિત્ર નિર્મળ અને ઠરેલ હતું. ઉપલકીયા બાહ્યદૃષ્ટિથી જોનારાઓનાં મન હંમેશા ફર્યા કરે છે. આમ કરૂં કે તેમ કરૂં એમ અંધારામાંજ ગોથાં ખાયા કરે છે. બળવંત એક લક્ષ્ય વિરત હતો—નિશ્ચયી અને કાયાથી હતો—મક્કમ અને શ્રદ્ધાવાન્ હતો. શરીરે પણ તે સશક્ત—કદાવર હતો—ઢીલો નહિં પણ કઠીણ, કેડથી ભાંગેલો નહિ કે ગરદનથી વાંકો વળી ગયેલો નહિં પણ ટટાર હતો. તેની હલનચલનની અને બેસવા ઉઠવાની રીતભાત પણ સભ્યતાપૂર્ણ હતી. તેની આંખોમાં ભવ્યતાનું નૂર, તંદુરસ્તીનું સૌંદર્ય ઝળકી રહ્યાં હતાં. તેને જોનારનાં મનમાં તેની પ્રભાવશાળી મૂર્તિ ખુંટી બેસતી.

બળવંતના અનન્ય અને અસાધારણ સેવા ધર્મની વાત કર્ણ પરંપરા દ્વારા જનલોકમાં પ્રસરી. ઠેકઠેકાણે તેની પ્રશંસા થવા લાગી. તેના રોગી પિતા લાડમાં તેને “ ગુરૂજી ” શબ્દથી સંબોધતા. આથી તે સર્વત્ર આ જ—“ ગુરૂજી ” ના સંબોધનથી ઓળખાવા લાગ્યો. એક દિવસ વસંતરાયને ખૂબ ગભરામણ થઇ હતી. તેઓ છેક અવસ્થાની સ્થિતિમાં ન હોય એવી તેમની દશા થઈ ગઇ હતી. પિતાની આવી સ્થિતિ નિહાળી બળવંત મુઝાતો અને ગભરાતો હતો. ઉન્હાળાનો દિવસ હતો અને બપોરના સમયે સખ્ત તાપ તપી રહ્યો હતો. બળવંત પિતાજીને પંખાવતી પવન નાંખી રહ્યો હતો. આ વખતે બહારથી અવાજ આવ્યો, “કયું બચ્ચા કયા કરતા હય, ઇધર આવ !” બળવંતે એક યોગીને બારણામાં ઉભેલો જોયો. તેને જોતાં તેણે પ્રત્યુત્તર આપ્યો, “મહારાજજી અબ ખડા રહો. મેં અભી આતા હું.” આમ કહી તેણે પિતાને પંખાવતી પવન નાંખવાનું

ચાલુંજ રાખ્યું. વીસેક મિનિટ પછી પિતા જ્યારે ઉંઘમાં પડેલા દેખાયા ત્યારે તે ઉતાવળથી યોગી પાસે દોડી આવ્યો અને પગે પડી વિનયપૂર્વક આર્જવતાથી દીન મુખે બોલ્યો: "મહારાજજી જરા દેર હોઇ; માફ કીજીયે" આમ કહી તે પેલા યોગીને ઘરમાં લઇ ગયો અને એક આસન આપી તેમને બેસાડયા.

આ આવનાર યોગી કોઇ બાળકુમાર ન હોય એમ તેમના મુખકમળ પરથી દેખાતું. તેમના મોઢા પર હજી મૂછના દોરાઓના અંકુરો ફુટી રહ્યા હતા. તેમના માથા પર નાના નાના ભૂરા વાળ ફરફરતા હતા. લલાટ પર તથા સર્વાંગ ભભૂત ચોળી હતી. આંખોમાં દીવ્ય તેજ ભભૂક રહ્યું હતું. શરીર તંદુરસ્ત, બેઠા અને બેવડા બાંધાનું સાધારણ લોહીઆળું-ગોળ દેખાતું હતું. જાણે ચેતન્યનું જીવન્ત સ્વરૂપ ન હોય તેવો તેમનો દેખાવ હતો. પગમાં પાદુકા, કોપિન્ હાથમાં-કમંડળ, કૂખમાં વ્યાઘ્રચર્મ-આસનનો વીટો, ગળામાં રૂદ્રાક્ષની માળા અને અંગપર યજ્ઞોપવિતની સેર જાણે સાક્ષાત્ ભગવાન જ ન હોય એવો એ યોગીરાજનો દેખાવ હતો. "નારાયણ નારાયણ નારાયણ" કરી તેઓ આસન પર બીરાજ્યા!

બળવંતે આ યોગીરાજની યથાશક્તિ પૂર્ણ ભક્તિભાવથી સેવા કરી તેણે તેમને થોડુંક દૂધ પીવા પ્રાર્થના કરી. પેલા સિધ્ધ પુરૂષે આ પ્રાર્થના સ્વીકારી થોડુંક દુધ પીધું અને થોડુંક જળપાન કરી તૃપ્ત થયા. બાદ બળવંતે બે હાથ જોડી પ્રાર્થનાપૂર્વક વિનયભાવથી કહ્યું: "હે સાક્ષાત્ બ્રહ્મ સ્વરૂપ યોગી મહારાજ, આપ જેવાનું પૂર્વ ચરિત સાંભળવાનું મળે તો અમારા જેવાને તેમાંથી ઘણું બોધપ્રદ મળે તો તે જણાવવાને આપને વાંધો ન હોય તો મારી આટલી વિનંતિ સ્વીકારી હું જે જાણવા ઉત્સુક છું તે જણાવી ઉપકૃત કરશો." સ્મિત વદને માથું હલાવી તે મહાપુરૂષે હા પાડી. સુમધુર સ્પષ્ટ અને ગાંભિર્યભર્યા શબ્દોચ્ચારણથી-જાણે મોઢામાંથી ફુલો ન ખરતાં હોય-

પ્રથમ "ૐ નારાયણુ" નો ધ્વની કાઢી તેમણે કહ્યું: "બેટા, હું બ્રહ્મપુત્ર છું. આઠેક વર્ષનો થયો હશે ત્યારે મારા પાળકો–માતા પિતા મને મૂકી સ્વર્ગે સીધાંવ્યા હતા. આમ શિરછત્ર વિનાનો, પાળક રહિત, નિરાધાર થવાથી એક સાધુનું સંરક્ષણ મળ્યું. તેમણે મને યજ્ઞોપવિત સંસ્કાર કીધો હતો. પછી તેમણે મને વિદ્યા-ભ્યાસ કરાવ્યો. છ શાસ્ત્રો, બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે ઉપયોગી સાહિત્ય, સમાજ ઉપયોગી ઐતિહાસિક ગ્રંથો, નાટકો વિગેરેનો મેં અભ્યાસ કર્યો. સાથે બ્રહ્મચર્યનું સંપૂર્ણ સેવન, યમ નિયમોનું પુરેપુરૂં પાલન અને હઠ યોગનો અભ્યાસ વિગેરે પણ કરેલાં. એ મારા રક્ષક મહારાજે મને ગુરૂ દીક્ષા આપી નહોતી. હું વીસેક વર્ષનો થયો હશે ત્યારે તેઓ સમાધિષ્ઠ થયા હતા. તેઓ સમાધિષ્ટ થવાના તેને આગલે દિવસે તેમણે મને કહ્યું હતું, "હે વત્સ, તું અહિંથી ચાલ્યો જજે. પ્રયાગ ક્ષેત્રમાં ગંગાતીરે એક મહા પુરૂષ તારી રાહ જુએ છે. તે તને દીક્ષા આપશે." બાદ મહારાજશ્રીની ઉત્તર ક્રિયામાંથી નિવૃત્ત થઇ હું પ્રયાગ ક્ષેત્રમાં આવવા માટે નિકળ્યો. માર્ગમાં એક મઢુલી મારા જોવામાં આવી. આશ્રયની આશાથી ત્યાં જતાં એક દીવ્ય–અલૌકિક–ભવ્ય મૂર્તિના દર્શન થયાં. મેં અંદર જઇ તેમની પાસે જઇ સાષ્ટાંગ પ્રણામ કર્યાં. તેમણે આશિર્વાદ આપ્યો અને શાંતપણે જણાવ્યું: "બેટા, હું તારીજ વાટ જોઉં છું. આજથી આઠ વર્ષ પૂર્વે કાળ આવી મને લઇ જતો હતો પણ મારે કાળને વશ નહોતું થવું. કારણ તે વખત દરમ્યાન મેં કોઇને શિષ્ય નહોતો કર્યો અને મારી વિદ્યા કોઇને આપી શકયો નહતો. કેટલીક વિદ્યા એવી છે કે મૃત્યુને પણ પાછું હઠાવી શકાય છે. વળી કેટલીક વિદ્યા જુદી જુદી રીતે અનન્ય પ્રભાવશાળી હોય છે. આવી વિદ્યા સનાતન હયાત રહે અને માનવસમાજને ઉપયોગી થઇ રહે તે માટે એવી વિદ્યા ઉપાર્જીત કરી હોય એવા ગુરૂઓ પોતાના જીવનનો અંત આવે તે પહેલાં કોઇએક શિષ્યને

દીક્ષા આપી શિખવી જાય છે. મારો એવો નિયમ હતો કે હું દીક્ષા આપું તો કોઈ બ્રાહ્મણ બાળકનેજ, બાળ બ્રહ્મચારી, ષટ શાસ્ત્ર સંપન્ન તથા યમ નિયમાદિનું પાલન કરનારનેજ આપું. તું આ બાબતોમાં સંપન્ન છે– એટલે પાત્ર છે. એટલે જા, ગંગાજીમાં સ્નાન કરી આવ, તને હું દીક્ષા આપું." મને 'ઉપર મુજબની આજ્ઞા મળતા હું તુરત ગંગાજીમાં સ્નાન કરી આવ્યો. પછી મહાત્માજીએ મને દીક્ષા આપી જેમાં તેમણે મને અલૌકિક વિદ્યાનું દાન દીધું. તે સાથે કેટલાક કલ્પો, તથા એક હસ્ત લિખિત કાગળનો ટુકડો આપ્યો. તે મઢુલીમાં એક ગુપ્ત જગ્યા પણ તેમણે બતાવી કે જ્યાં કેટલાક પુસ્તકો તથા આ જગતના લોકો નહિં માની શકે એવી સિદ્ધિ પ્રદ વસ્તુઓ હતી. એ સર્વના ઉપયોગો, સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની ક્રિયાઓ પણ તેમણે બતાવી. છેવટે બ્રહ્મ સ્વરૂપનું દિગ-દર્શન કરાવી તેને યોગ લક્ષ્ય તરીકે જણાવી તેઓ યોગ્ મુદ્રાનું આસનવાળી બેઠા અને તેમણે મને કહ્યું કે: 'હમકુ ગંગામાં પધરાવના ઔર તુમ બી હમેરી માફક પાત્ર શિષ્ય કર કર ઇનકુ ગુરૂ પરંપરાગત વિદ્યા દે કર મૂકત હોના." આ પછી લાંબા કાળ સુધી મેં ત્યાંજ રહી યોગ સિદ્ધિ કરી હતી. આ લાંબા સમય દરમ્યાન મને દેખાડવામાં આવેલા સિદ્ધિ પ્રયોગો પ્રમાણે તેમજ સોંપવામાં આવેલા પુસ્તકોમાં વર્ણવ્યા પ્રમાણે મેં કેટલીક સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી. આખરે બ્રહ્મભૂત અવસ્થા પ્રાપ્ત કરવાના અંતિમ માર્ગે જતાં જનહિતભાવ ઉદય પામવાથી એંસી વર્ષના જીર્ણ થયેલા શરીરને સિદ્ધિ વડે લગભગ સોળેક વર્ષનું યુવાન બનાવી દીધું. ત્યાર પછી ભારતવર્ષના નાના મોટાં તીર્થો, તથા હિમાલય, તિબેટ, બ્રહ્મદેશ, કાશ્મીર વિગેરે પ્રદેશોના એકાંત વિકટ ભાગોમાં હજારો વર્ષથી નાના પ્રકારની ઉપાસના કરતાં અનેક સિધ્ધ મહાત્માઓના દર્શનમાં તથા જનસમાજમાં પરોપકારમાં હું વિચરી રહ્યો છું.

"ભારત વર્ષમાં એવી એવી દીવ્ય વિદ્યા છે કે આ જડવાદના જમાનામાં એને ખોટાં ગપ્પાંજ લેખવામાં આવી અવગણી કાઢવામાં આવે. પણ એ સમાજની અજ્ઞાનતા સૂચવે છે. આ જડ પ્રધાન જમાનામાં પણ એવી વિદ્યા ઉપાર્જીત કરેલા સિદ્ધ પુરૂષો ગુપ્ત રીતે વિચરી રહ્યા છે અને જન હિત માટે એ વિદ્યાનું સનાતનત્વ જાળવી રાખવા કોઇ સુપાત્રને પોતાની વિદ્યા આપી પરોપકાર સાધવાના હેતુથી ગુપ્ત રીતે ફરી રહ્યા છે.

"તારા પિતૃ સેવા રૂપી તપના બળથી તારા મનમાંથી આસુરી સંપત્તિના પરમાણુ નાશ પામ્યા છે. વળી તારામાં સમભાવ, દયા, વિનય, સત્યનિષ્ઠા, કર્મરતપણું, સંતોષ વિગેરે ગુણો ઉદ્‌ભવ પામ્યાં છે. અને હાલ તારા મનો-રાજ્યમાં દૈવી ગુણ–સંપત્તિના પરમાણુ રમણ કરી રહ્યાં છે. હવે આ કરતાં યે ઉચ્ચ ભૂમિકામાં જવાનો તારે માટે સમય આવ્યાથી, તેમજ હું પણ કોઇ સુપાત્રને મારી વિદ્યાનું દાન આપી મુક્તિ વાંછતો હોવાથી તને દીક્ષા આપવા સારૂં હું અહિં આવ્યો છું. અમારી યોગીઓની શક્તિઓ એકાગ્રતાથી બહુ સૂક્ષ્મ આંદોલનોને ગ્રહણ કરી શકવા લાયક થયેલી હોય છે. અમારૂં લક્ષ્ય દીવ્યભાવનામય અંતઃકરણ રૂપી પ્રદેશમાં સ્થિત થયેલું હોય છે. આથી એવાજ કે એથી ઉચ્ચ કોટીએ સ્થિત હોય એવા દીવ્ય ભાવનાઓવાળા અંતઃકરણોની અમને પિછાન થઇ શકે છે. એ અંતઃકરણોના પરમાણુ સૂક્ષ્મ રીતે ફેલાઇ રહેલા હોય છે અને તે પરથી એ પરમાણુ કયા સ્થાનમાંથી નિકળેલા છે તે અમે યોગ સિદ્ધિ વડે જાણી શકીએ છીએ. આકાશમાંની અમુકજ પ્રદેશની હવા એક પાત્રમાં ઘેરી તેને બંધ કરી નીચે ભૂમિપર લાવવામાં આવે અને પછી તેને પાછી છોડી મૂકવામાં આવે તો તે તુરત આકાશ તરફ જવા માંડશે અને જે પ્રદેશમાંથી તેને ઘેરવામાં આવી હતી તેજ પ્રદે-શમાં જઇને સ્થિત થશે. એજ પ્રમાણે અમુક પરમાણુના

ચોક્કસ ક્ષેત્રો માલુમ પડી શકે છે. આજ મુજબ તારા ભાવનામય અંતઃકરણને પિછાની હું તારી પાસે આવી શક્યો છું.

"આ પરથી તું જાણી શક્યો હોઇશ કે મહાપુરૂષોના જીવનનો હેતુ પરોપકાર જ હોય છે; અને તે કોઇએક સુપાત્ર શિષ્યને શોધી તેને પોતે ઉપાર્જીત વિદ્યાનું દાન આપી તેને-શિષ્યને ઉચ્ચ જીવન મંત્રો શિખવવામાં સમાપ્ત થયું છે એમ તેઓ માને છે. આથી આવા મહાપુરૂષો કોઇ સુપાત્ર શિષ્યની ખોળમાંજ હોય છે. જન લોકે આવા મહાપુરૂષોના શિષ્ય થવાને લાયક બનવાની હંમેશા કાળજી રાખવાની હોય છે અને તે માટે તેમણે દૈવી સંપત્તિ પ્રાપ્ત કરવાની હોય છે, અને તેની પ્રાપ્તિ માટે સદૈવ કાર્યરત રહેવાનું હોય છે. તેમના અભ્યુદય માટે આંતરિક શક્તિઓ સદા વિચરીજ રહેલી હોય છે. તને તારી પાત્રતા અનુસાર જે ઉચ્ચ લક્ષની આવશ્યકતા છે તે બતાવતા પહેલાં એ લક્ષનું નિદિધ્યાસન કરવામાં સરળતા પડે તથા તેનો મર્મ જલદીથી તું સમજી શકે તે માટે મને પ્રાપ્ત થયેલો એક પ્રસંગ હું તને કહીશ અને એ તને બોધપ્રદ થશે.

"પ્રયાગ ક્ષેત્રનો એક ધનિક વણિક ગૃહસ્થ મારા ગુરૂવર્યનો સેવક હતો. તે ધર્મિષ્ઠ, ધર્મના ઉચ્ચ સિધ્ધાંતોને સમજનાર અને તત્વ જીજ્ઞાસુ હતો. તે નિયમિત ગુરૂજી પાસે આવતો. મારી સાથે પણ તેણે સારો પરિચય રાખ્યો હતો. એક વખત ગુરૂજી સાથે તેને એક અતિવ ગાંભિર્ય ભરી, ઉચ્ચ પ્રાદેશિક, જીવન મુકત દશાની કલ્પના આપતી વાત થઇ હતી. તેણે એ વાત મને કહી સંભળાવી હતી. એ વાત કહેતાં તેણે જણાવ્યું હતું; 'એક વખતે હું પૈસાની ખુબ તંગીમાં હતો. એથી મેં ગુરૂજીને યાચના કરી કે-"મહારાજ, હું બહુ તંગ સ્થિતિમાં છું માટે હું એમાંથી છુટી અભ્યુદયને પામું એવું કાંઇ કરો ! આ સાંભળી

ગુરૂજી બોલ્યા, 'બચ્ચા, હું સંકલ્પ સૃષ્ટિથી બહાર છું એટલે મારાથી હાલ કાંઇ થઇ શકે એમ નથી. હાલ અગાઉના કાળમાં હું ધારેલી સિદ્ધિ મેળવી શકતો હતો. પણ હવે હું તેમ કરી શકતો નથી.' ગુરૂજીના આ વચનો સાંભળી તેમના કહેવામાં મને સમજણ પડી નહિ એથી મેં પૂછયું, 'હે, કૃપાનાથ, આપ સંકલ્પ સૃષ્ટિની બહાર છો એટલે એનો અર્થ શો તેની મને સમજણ પડી શકતી નથી.' સહેજ સ્મીત કરી તેઓ બોલ્યા, 'બચ્ચા, સ્વપ્ન અવસ્થામાં તું એક ઘોડા ગાડી જુએ અને તેમાં બેસવાને જાય છે. પણ એટલામાં તું જાગી પડે. પછી તું જાગૃત અવસ્થામાં ઘોડા ગાડીમાં બેસવા જશે કે ? સ્વપ્ન અવસ્થામાં તું જે જે જુએ તેને તેજ અવસ્થામાં તું હોય ત્યારે સત્ય–પ્રત્યક્ષ જુએ છે, પણ જાગૃત થયા પછી એટલે બીજી સ્થિતિમાં આવ્યા પછી તને

સઘળું ભ્રામિક લાગે છે. તાત્પર્ય કે આ અગાઉ હું સ્વપ્ન કાળમાં હતો અને તે સમયમાં 'હું' ને 'તું' ને વિગેરે જોઇ શકતો અને જોઇતી સિદ્ધિ–સંકલ્પો પણ મેળવતો. પણ હવે હું સ્થિત્યાંતરમાં આવી ગયો છું. હવે હું સર્વ બ્રહ્મ–સ્વરૂપને પામ્યો છું. સર્વત્ર હું બ્રહ્મને જોઇ રહ્યો છું. તેમાં 'હું' ને 'તું' નથી. બ્રહ્મ સિવાય મારી દૃષ્ટિમાં અન્ય કાંઇ જ આવી શકતું નથી. તો પછી હું તારે માટે સંકલ્પ કેવી રીતે કરી શકું ?' અત્રે મને એક શંકા થવાથી મેં ગુરૂજીને વિનયભાવે પૂછયું, 'આપ મારી સાથે વાત કરો છો, આપ બોધ આપો છો, તેમજ ખાઓ છો–વિગેરે અમારા જેવાં કાર્યો કરો છો.' ત્યારે તેઓ બોલ્યા, 'વત્સ, જીવનમુક્ત આત્માઓનો સંસાર સાથેનો સંબંધ બહુ વિલક્ષણ હોય છે. એ એટલો બધો ગૂઢ છે કે તેનું ગૂઢત્વ પણ અકલ્પ્ય છે. હે વત્સ, સ્વપ્ન અવસ્થામાં એક નોકર આવી કહે કે ગાડી આવી. તે અવસ્થામાં તું તેમાં બેસવા પ્રેરાય છે, તું ગાડી-વાનને જુએ છે, ગાડીઘોડાને જુએ છે, પણ ગાડીમાં બેસવા જતાં જાગૃત અવસ્થા પ્રાપ્ત થતાં તે ગાડીની કલ્પનાયે તને

ખોટી લાગે છે. તો પછી તું તેમાં બેસવા તો કેમ જ જાય. અર્થાત્ સ્વપ્ન અવસ્થામાં રહેનાર સંસારીઓ અને બ્રહ્મ-સ્વરૂપ પ્રાપ્ત કરેલું એવા જાગૃત અવસ્થામાં રમનારા એવા મહાત્માઓના દૃષ્ટિબિંદુઓ વચ્ચેનો આવો ફેર હોય છે.'

"મારા ગુરૂજન અને વણિક ગૃહસ્થ વચ્ચે થયેલો આ બોધપ્રદ સંવાદ તે વણિક ગૃહસ્થની પાસેથી જેવો મેં સાંભળેલો તેવો જ મેં તને જણાવ્યો છે. આ સંવાદમાંથી તરી આવતાં તત્વનું સદા નિદિધ્યાસન રાખવાથી સંસાર શું વસ્તુ છે તેની તને સમજણ પડશે.

"હે વત્સ, આ સંસારમાં રહેતા જનસમુહનો મોટો ભાગ સ્વાર્થમાં મગ્ન હોય છે, સ્વચ્છંદી વર્તનવાળો હોય છે. પરંપરાગત આચારો તથા ધર્મ પાલનને ત્યજી દઇ કેમે આબરૂ જાળવવા માટે બાહ્ય ડોળ અને દંભ રાખી રહે છે. એવાઓના અંતઃકરણમાં દીવ્યભાવો કાંથી હોય! એવા પામર પાપી આત્માઓને આ સંસારમાં જે અલૌકિક ચમત્કારિક વસ્તુઓ છે તે કેવી રીતે મળી શકે! અને જ્યારે તેવી વસ્તુઓ તેમને મળી શકતી નથી ત્યારે તેઓ એવી વસ્તુ-ઓને કલ્પિત કે ગપ્પાં સમાન માની તેને તુચ્છકારે એ સ્વભાવિક છે. પણ હે વત્સ, મનુષ્ય જીવનનું બારીક અવ-લોકન કરી તેમાં રહેલા ભાવોની ઝીણવટથી તપાસ કરવાથી માલુમ પડશે કે મનુષ્ય એક ચમત્કારિક શકિતવાળું પ્રાણી છે. હે વત્સ, તારા અનન્ય સાધારણ સેવાધર્મથી તારો આત્મા પવિત્ર થયેલો છે. તારા આ સેવા રૂપી મહાતપના ફળ તરીકે હું તને એક દીવ્ય વસ્તુ આપું છું."

યોગીનું આવું લાબું ભાષણ બળવંત એક ચિત્તથી અને એક નિષ્ટાથી સાંભળી રહ્યો હતો અને તેણે વચમાં તેમને બિલકુલ ખલેલ કરી નહોતી. ઉપર મુજબ કહ્યા પછી તે યોગીરાજે બળવંતને એક કાગળનો ટુકડો તથા થોડુંક કેશર તથા તુળશીનું ડાળું લાવી આપવા જણાવ્યું. બળવંતે

જોઇતી સામગ્રીઓ તુરત લાવી આપી. કાગળના ટુકડાપર એક મંત્ર લખી બળવંતને આપતાં યોગીરાજે કહ્યું, આ મંત્ર ઘરમાં દેવસ્થાન જેવી પવિત્ર જગ્યાએ રાખવો. અને હરરોજ સ્નાન, સંધ્યા વૈશ્વદેવ વિગેરેથી નિવૃત્ત થયા બાદ તેને ધુપનો સ્પર્શ કરાવવો. પછી તારી મનકામનાનો સંકલ્પ કરી મૂકી દેવો. બીજું આ રૂદ્રમાળ આપું છું તે વડે આ મંત્રનો એક પુરી માળા જેટલો જાપ કરવો. આ પ્રમાણે કર્યાથી તને સર્વ સિદ્ધિ મળશે. પણ હે સદ્વર્તનશીલ યુવક, જ્યાં સુધી તું શાસ્ત્રે વર્ણવેલી દૈવી સંપત્તિ વડે તારો જીવન વ્યવહાર ચલાવશે ત્યાં સુધીજ આ વસ્તુ તારી પાસે રહેશે. તારી સાંસારિક જરૂરો પૂરતોજ સંસાર સાથે સંબંધ રાખજે, અને જગત્‌માં બહુ સંતોષ પૂર્વક વિચરજે. તારો વ્યવહાર ઉડાઉ નહિં તેમજ કંજુસ પણ નહિં એવો રાખજે. સદા પરોપકારી રહેજે અને યોગ્ય ભિક્ષુકોને દાન આપી તૃપ્ત કરજે. તેમજ આપત્તિમાં આવેલાઓનું તારાથી થાય તેટલું રક્ષણ કરવા સદા તત્પર રહેજે. હે વત્સ તને એક બીજી વાત કહું છું તે ખાસ ધ્યાનમાં રાખજે. તારી પાસે આ મંત્ર છે એની જાણ બહાર ન પડે એની ખાસ સંભાળ રાખજે. વળી બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ માટે હું તને ધ્યાન શિખવું છું તેનું તું નિયમિત પાલન કરજે." આમ કહી તે રૂષિરાજે ધ્યાનની ક્રિયા બતાવી. પછી બળવંતને આશિર્વચનો આપી તેઓ એકાએક લોપ જ થઇ ગયા.

મહાત્માને આમ એકાએક અદૃશ્ય થયેલા જોઈ બળવંત વિસ્મયમાંજ ગરકી ગયો. પણ મહાત્માએ આપેલી સિદ્ધિ અને જણાવેલી મહાશક્તિઓનો વિચાર કરતાં તેઓ અંતર્લોપ થઇ ગયા હશે એમ જાણી આશ્વાસન મેળવ્યું. આ પછી તે મહાત્માએ આપેલા મંત્રનો યથાવિધિ નિયમપૂર્વક જાપ પ્રતિદિન કરતો અને બતાવેલા ધ્યાનની ક્રિયા પણ હરરોજ સેવતો. પિતાજી પણ થોડાક વધુ પિડાઇ સ્વર્ગે ચાલી ગયા હતા.

શ્રાદ્ધાદિક કાર્યો તથા વ્યવહારિક પૂણ્યપ્રદ બ્રહ્મભોજન આદિ વિધિઓ શ્રદ્ધાપૂર્વક કરાવી તથા જ્ઞાતિભોજન કરાવી તેણે પિતૃરૂણ વાળી દીધું હતું. ત્યાર બાદ વર્ષ સુધી તેણે અને તેની પતિપરાયણા અને તેના જેટલાજ ગુણોવાળી પત્નીએ ગૃહસ્થના સર્વ નિયમોનું યથાસ્થિત પાલન કરી, સાત્વિક આહારનું સેવન, દયા, દાન, સંતોષ વિગેરે ઉચ્ચ ગુણો વડે ઉપકારી અને જગત સેવાના કર્તવ્યો કરવામાં આયુષ્ય નિર્ગમન કર્યું. મનુષ્ય-સમૂહમાં આ કોઇ દેવરૂપ છે એમ લોકો આ દંપતીને માનતા અને પૂજતા. બાદ સાઠ વર્ષ પછી એ દંપતીએ વાનપ્રસ્થ સ્વીકાર્યું. પાસેના એક જળાશયને કિનારે એક ઝુંપડી બાંધી તેમણે બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિમાં બાકીનો કાળ વ્યતીત કર્યો અને નિરંજન નિરાકાર બ્રહ્મની પ્રાપ્તિ કરી જીવન મુક્ત થયાં.

પોતાના જન્મદાતા અને રક્ષકની સેવા કરવી એ માનવપ્રાણિ માત્રની ફરજ છે. અને આ ફરજ બજાવતાં યથાસ્થિત સેવા કરનારા કેવા પૂણ્યપ્રદ ફળના ભોકતા થાય છે તે બળદેવની આખ્યાયિકા બતાવી આપે છે.



# માતાની સેવાથી પ્રાપ્ત થયેલું નવું જીવન.



ઇંદ્રપ્રસ્થ નામના નગરમાં એક ધનિક વૈશ્ય ગૃહસ્થનો પ્રાગનારાયણ નામનો પુત્ર હતો. તેના પિતા તેને વીસ વર્ષનો મુકી મરણ પામ્યા હતા. એ અરસામાં તે ઉચ્ચ શિક્ષણ મેળવી ન્યાય શાસ્ત્રમાં પારંગત થયો હતો. વિદ્વાન અને બુદ્ધિમાન હોવાથી પિતાના મરણ પછી તેણે પોતાના કુળાચાર પ્રમાણેનો વ્યવહાર તથા પોતાના પિતા તરફથી મળેલી જાગીર તથા કારખાના તથા સરાફી પેઢીનો સર્વ વહીવટ સમજી લઈ તે યથા રીતે ચલાવવા લાગ્યો હતો. તેના લગ્ન થઇ ગયેલાં હતાં. તેના કુટુમ્બમાં વૃદ્ધ માતા, એક બ્હેન અને તેના સંતાનો એટલાં હતાં. ધનિક અને આબરૂદાર ઘર હોવાથી ઘરમાં ચાકર નોકરો--મ્હેતાઓ ગાડી-વાળા વિગેરે લગભગ પચાસ માણસોનો જથો તેને ત્યાં કાયમ રોકાયેલો રહેતો. આ બધું પોતાને માથે પડયા પછી તેણે દરેક જુદા જુદા ધંધાની યોગ્ય વહેંચણી કરી, જુદી જુદી શાખાઓ માટે યોગ્ય માણસોની નીમણુંક કરી, બધાંયે ખાતાંઓ પર સામટી દેખરેખ રાખી શકે એવો એક કુશળ મુખ્ય કારભારી નીમી તે પોતાની જુમ્મેદારી બરોબર ઉઠાવી રહ્યો હતો. વળી ન્યાયશાસ્ત્રમાં પારંગત થયેલો હોવાથી સરકાર દરબારમાં કાયદાના હિમાયતી તરીકેનો વ્યવસાય તેણે ચાલુ રાખ્યો હતો અને તેમાં પણ તેણે સારી નામના મેળવી હતી. તે કાળના લોક હિતના કામો તથા સખાવતના કામોમાં સારો શ્રદ્ધાપૂર્વક ભાગ લેતા. તથા વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે પોતાના નિયત ધર્મ પ્રણાલિકાનું પણ ચુસ્ત રીતે પાલન કરતા. સારૂં શિક્ષણ પ્રાપ્ત કરેલું હોવાથી,

ધર્મનું તત્વ સમજવાને અનુકુળ ગ્રંથોનું વાંચન હોવાથી સત્ય, દયા, ક્ષમા, વિનય, વિવેક આદી ઉચ્ચ ગુણો પ્રાગનારાયણમાં ઓતપ્રોત થયેલા હતા. આથી આખા નગરમાં તે એક પ્રતિષ્ઠિત નાગરિક તરીકે પંકાતો હતો.

પ્રાગનારાયણના પિતાના મરણ પછી તેણે એવી પ્રતિજ્ઞા કરી કે મારી માતુશ્રી જે કહે તે કરવું. તેઓ કહે તેમાં દલીલ કે શંકા કે પુછપરછ પણ કરવી નહિ. તેમજ તેમાં ફાયદો ગેરફાયદો પણ જોવા બેસવું નહિં. માત્ર તેમની આજ્ઞા શિરસામાન્ય કરવી. તેણે આવો ટેક લીધો છે એમ તેણે કોઇને જણાવ્યુંજ ન હતું. મોટું ઘર, સર્વે પ્રકારની સગવડ હતી અને જે જોઇતું તે નોકર ચાકર-મ્હેતા વિગેરેથી તુરત મળી શકતું હતું એટલે વૃદ્ધ માતાને પુત્રને સોંપવા જેવું કાર્ય શું હોય ? પણ પ્રાગનારાયણ જ્યારે જ્યારે ઘર બહાર જતો ત્યારે ત્યારે માજી આગળ આવી પગે લાગી 'માજી હું બહાર જાઉં છું' એમ રજા માંગીને જતો અને પાછો ઘરમાં આવતો ત્યારે પ્રથમ માજીને પગે લાગી 'માતા હું આવ્યો છું' એમ કહ્યા પછીજ પોતાની બેઠકમાં જતો.

વૃદ્ધ માતાજી શાંત તથા ભોળા સ્વભાવના હતા. પોતાના સ્વામીની હયાતીમાં ઘરનો કાર્યભાર પોતાના સ્વામીની અનુમતિથી તથા મ્હેતા ચાકરની સલાહથી ચાલતો હતો. વૈધવ્ય પ્રાપ્ત થયા પછી સુજ્ઞ પુત્ર તથા તેવાંજ વહુજી મળેલાં હોવાથી માતુશ્રી એક દેવી તરીકે પૂજનીય મનાતાં. પ્રાગનારાયણ દરરોજ સવારમાં સ્નાન, દેવ સેવા કરી રૂ. ૧૦૧) રોકડા એક કોથળીમાં ભરી માતાજીની કોથળીમાં ભરી માતાજીની બેઠકમાં તેમની ગાદી આગળ મૂકી પગે લાગી રવાના થતો. આ રૂપીઆમાંથી માતુશ્રી પોતાની છોકરી તથા તેનાં છોકરાં માટે તથા ધર્મદાનમાં પોતાની ઇચ્છા મુજબ ખર્ચે કરતાં. સાંજે મ્હેતાજી એ કોથળી લઇ જતા. તેમાંથી જે ખરચાયા હોય તેટલા ખર્ચ ખાતે લખી પાછી સવાર માટે રૂ. ૧૦૧) તે કોથળીમાં નાંખી

કોથળી તૈયાર કરવામાં આવતી. આમ નિયમિત માતુશ્રીની સેવામાં પ્રાગનારાયણ પગે લાગી રૂપીઆ મૂકી જતો. તે સાથે વહુજી તથા તેના બે છોકરાં પણ માતુશ્રીને સ્નાન કરીને તુરત પગે લાગી જતાં. આ પ્રમાણે દરરોજ વૃદ્ધમાતાના પૂજનનો પુણ્યપ્રદ વિધિ ચાલ્યા કરતો.

રાત્રે વાળુ કર્યા પછી માતુશ્રીની બેઠક આગળ વહુજી તથા છોકરાં તથા કામકાજથી પરવારીને નોકર ચાકરો વિગેરે સઘળાં એકઠાં થતાં અને વિનોદ વાર્તા કરતાં. કોઇ કોઇ વખતે પ્રાગનારાયણ પણ ત્યાં જઇ ચઢતો. તે માતાજીના ખોળામાં માથું નાખી સુતો. માતુશ્રીનો પ્રેમાળ હાથ તેના મસ્તક પર ફરતો રહેતો. વહુજી એક બાજુએ બેસી વિનોદ વાર્તામાં સક્રિય ભાગ લેતા. અને માતા પણ તે સાનંદ સાંભળતા. એક દિવસ સઘળાં વાળુ કરી પરવારી આખું કુટુમ્બ આમ વાર્તા વિનોદ કર્યા કરતું હતું. પ્રાગનારાયણ પણ આજે ત્યાં આવી બેઠો હતો. માતાના ખોળામાં માથુ મુકી સુતા સુતા તેને પાન ખાવાનો શોખ થઇ આવ્યો. તેથી વહુજી પાસેથી તેણે પાન માંગ્યું. આ માંગણી સાંભળતાંજ પ્રેમકુતુહલે વહુજી બોલી પડયાં, "અમારૂં કરેલું બધું જ નઠારૂં હોય છે તો પછી પાન કેવી રીતે ભાવશે ?" આ વક્રોકિત સાંભળી મ.જી તુરત બોલી ઉઠયાં, "ભાઇ વહુનું કહેવું ખરૂં છે. એ જ્યારે જ્યારે પ્રેમથી પોતાને હાથે કાંઇપણ કરે છે ત્યારે ત્યારે તું તેમાં કાંઇને કાંઇ પણ વાંધો કહાડી એને ચીઢવે છે. આજે પણ તેણે પ્રેમથી પરવળના રવૈયાં બનાવ્યાં હતાં. પણ તેમાં મીઠું વધારે છે એમ તેં ખોડ કાઢી હતી. મને તો કાંઇ ખારાં લાગ્યાં નહોતાં ?" "પણ માજી હું હંમેશાં એનો વાંક કાઢું છું એવું ક્યાં છે ? અને કાઢતો હોઇશ તે તો આનંદ ખાતર—એટલું યે એ સમજે નહિં શું ? બાકી કૃષ્ણચંદ્રને વિદુરજીની ભાર્યાએ પ્રેમની વિહ્‌વલતામાં કેળાંનો ગળ ફેંકી દઇ છાલ ખવાડેલી અને તે તેમને બહુ આનંદદાયક લાગેલી તેમ એ પરવળને બદલે મીઠું ખવાડે તો પણ આપણને ક્યાં ના

છે? તમારી તો એ વેવાઇની છોકરી એટલે ખારૂં ખવાડતી હોય તોય તમારે તો મીઠુંજ બોલવું પડે!" હસતાં હસતાં તે બોલ્યો. આ સાંભળી વહુ બોલી પડયાં "વાહ! ન્યાય-શાસ્ત્ર ભણેલા તે બોલીથીજ અમને બાંધી દેવા માટે કે!" આમ એ દંપતીને વિનોદ કરતાં જોઇ માતાજી બહુ આનંદ પામતાં. આવાજ આનંદમાં ને આનંદમાં આ કુટુમ્બનો વખત જતો. કુટુમ્બ શૈલી અનુસાર રાત્રે સુતા અગાઉ વહુ શરીરે તેલ મર્દન કરી, સ્નાન કરી સ્વચ્છ સફેદ કપડું પ્હેરી, કપાળે સૌભાગ્ય દર્શક કુમકુમનો ચાંદલો કરી વૃદ્ધ માતાની સેવા કરતાં. તેમના પગ ચાંપતા. પછી માતા આજ્ઞા આપે એટલે સુઇ જતાં. માતા પણ બહુ પગ ચાંપવા દેતા નહિં. થોડુંક થાય કે તુરત આજ્ઞા આપતા કે જાવ બેટા પ્રભુની પ્રાર્થના કરી સુઇ જાવ. આ પછીજ ઇશ્વર સ્તુતિ કરી તે સુઇ જતાં.

બાળકોમાં ઉચ્ચ સંસ્કારો પડે, વૃધ્ધો પ્રત્યે પૂજ્ય બુદ્ધિવાળા થાય, તથા વૃદ્ધ સેવાના પૂણ્યપ્રદ કાર્યમાં શ્રધ્ધા પૂર્વક નિમગ્ન રહે એ માટે બાળકો પાસે ખાસ કુલાચારો પ્રમાણેની રહેણી કરણી પળાવવામાં આવતી. તેમજ ધર્મ પ્રતિ શ્રધ્ધાવાન્ થાય તે માટે ખાસ બ્રાહ્મણને રોકી કુટુમ્બને ધાર્મિક જ્ઞાન આપવામાં આવતું. એક વિ ાન બ્રાહ્મણ દર-રોજ આવતા અને રામાયણ મહાભારતમાંથી ઉચ્ચ નીતિ દર્શક કથાઓ તેમજ પુરાણો સંભળાવતા. વળી એકાદશી, શિવરાત્રી વિગેરે પૂણ્ય વ્રતો સર્વ પાસે અનુકુળતા પ્રમાણે પળાવવામાં આવતા. આવી રીતે આ કુટુમ્બમાં ધાર્મિક અને પવિત્ર વાતાવરણ ફેલાયેલું રહેતું.

પોતાના નગરથી શો કોશ પર આવેલા એક નગરમાં પ્રાગ-નારાયણનું એક કારખાનું હતું. ત્યાં કાંઇ જરૂરનું કામ હોવાથી ત્યાંથી એક ખાસ માણસ તેમને બોલાવવા આવ્યો હતો. આથી ત્યાં જવા તૈયાર થઇ પ્રાગનારાયણ માતાજી પાસે રજા માંગવા ગયા. પગે પડી તેમણે કહ્યું, " માજી હું હસ્તિનાપુર જાઉં છું." માતુશ્રીએ આજ સુધી કોઇ પણ આજ્ઞાનો

અનાદર કર્યો નહોતો. આજે તેમનાથી બોલાઈ ગયું. "પ્રાગા (માતા વ્હાલથી તેને આ સંબોધનથી બોલાવતા) આજે જવાનું માંડી વાળ." માતા કહે તે ખરૂં તેમજ સામી પુછપરછ નહિ કરવાની તેણે પ્રતિજ્ઞા લીધી હતી. એટલે માતાના વચનો સાંભળતાંજ તે તુરત પોતાની બેઠકમાં આવી કપડાં કાઢી નીરાંતે બેઠા. આ વખતે પોતાને ત્યાં આવજા કરતા કેટલાક બાલમિત્રો અને સોબતીઓમાંના થોડાએક ત્યાં બેઠા હતા. તેઓમાંના એકે કહ્યું, "પ્રાગનારાયણ જવા તૈયાર પણ થયેલો ને બંધ કેમ રાખ્યું ?" જવાબમાં તેમણે કહ્યું. "માજીએ ના પાડી" પેલો મિત્ર આ જવાબ સાંભળી આશ્ચર્ય પામી બોલી ઉઠયો, "તું તે કઇ જાતનો માણુસ છે? તારી ગાંડી ગબલી માએ જવાની ના પાડી. એટલે માંડી વાળ્યું અને આવીને બેઠા! ખાસ બેપીઓ આવ્યો છે એટલે ત્યાં કેટલું મહત્વનું કામ હશે તેનો ખ્યાલ છે ખરો કે? માજીને કહ્યું પણ ખરૂં કે ખાસ માણુસ આવ્યો છે? અને તેણે ના પાડી તેનું કારણ પણ પૂછયું ખરૂં કે? બે પૂછવું નહિં અને ના કહી એટલે આવીને બેઠા!! તારા જેવો બેવકુફનો શિરોમણિ મેં બીજો કોઇ જોયો નથી." એક બીજો મિત્ર વચમાં બોલી પડયો, "માએ ના કહી એટલે બેસી રહેવાથી કાંઈ પરવડે! ડોસી કહે કે ઝેર ખા તો ખાઈ લે પણ પરિણામનો વિચારજ નહિ કરે?" આ પ્રમાણે મિત્રોએ અનેક ટકોર સંભળાવી.

વ્યવહારમાં સારૂં દેખાય એવા ઉપલકીયા આચારવાળા શઠ અને દાંભિકોને એવું ભાન અને એવા વિચારો ક્યાંથી હોય કે મા બાપ જેવાં હિત ઇચ્છનાર આ જગતમાં બીજી કોઇ પણ વ્યક્તિ હોઇ શકતી નથી. જાનવરોમાં પણ પોતાના બચ્ચાં માટે પ્રાણાર્પણ કરવાની પણ પરવા ન કરે એટલો પ્રેમ હોય છે તો માનવ દેહી માબાપોનો એવો પ્રેમ અનુભવતાં છતાં એવા કઠોર આત્માઓ પોતાનામાં પશુતા

હોવાને લીધે કે માત્ર આહાર, નિદ્રા, ભય અને મૈથુનમાંજ રચી પચી રહેવાથી તથા તે શઠ માનવોની બુદ્ધિ અજ્ઞાનતાના અંધ-કૂપમાં ડુબેલી હોવાથી તેમને તે પ્રેમનું ભાન શી રીતે હોઈ શકે ? અત્યંત હિતેચ્છુ એવા, આંધળા અને લુલા લંગડા પુત્રોને પણ જીવાડવાની આશા રાખી તેના લાલન પાલનમાં પ્રેમથી પોતાના જીવનનું બલિદાન આપવાની ઇચ્છા રાખનાર એવા, પ્રેમથી સદાહિત ઇચ્છતા એવા, અંતઃકરણથી સદા અભ્યુદય વાંછી આશિર્વચનો વરસાવનારા એવા પ્રેમ સ્વરૂપ માતા પિતા " તું ઝેર ખા " એમ કદી કહે પણ ખરા કે ? તેઓ પુત્રનું નુકસાન થાય એવું ઇચ્છે .ખરા કે ? તો પછી આવા નિષ્કારણ અને ખોટા નર્કારોપો કરનાર અઘોર પાપાત્માઓ આવું ઘોર પાપ કરવા પહેલાં ભૂસ્મિભૂત કેમ થઇ જતા નથી ! મા બાપ આમ કહે એ શબ્દો તેમના મોઢામાંથી નિકળતાં પહેલાં તેમની જીભ કેમ કપાઇ જતી નથી ? પણ ઉપર રહેલો કિરતાર પરમકૃપાળુ હોવાથી તેમને પાપમાંથી મુક્ત કરવાજ એવાઓને જીવતા-મૂએલા રહેવા દે છે. અને એવાઓના ફરજંદો દ્વારાજ આવા ઘોર પાપકર્મોનો અનુભવ કરાવી, પસ્તાવો કરાવી, માબાપની સેવા એ મહદ્ પૂણ્યપ્રદ કર્તવ્ય છે એમ કબુલ કરાવી ભાવિ પ્રજાને સન્માર્ગે વાળવાના શુભ હેતુને લીધે જ એવા પાપાત્માઓને જીવતા રાખવામાં આવે છે.

માબાપોમાં બુદ્ધિ નથી-તેઓ શું સમજે વિગેરે તર્ક કરી તેમની અવગણના કરવામાં આવે છે. પણ જે સદા શુભેચ્છકોજ છે, જેઓ દીવ્ય પ્રેમથીજ ભરેલા છે તેવાઓની કોઇપણ આજ્ઞાથી કોઈપણ કામ નુકશાનકારક નીવડે અને પોતે જાણે સર્વજ્ઞ હોઇ પોતાની બુદ્ધિથી થતા સર્વે કામો લાભ પ્રદ થયા કરે એવી માન્યતા પોષવામાં કેટલી તુચ્છ વૃત્તિ છે એની એવાઓને તો શેની ખબર હોય ? વધુ ઉમ્મર થવાથી દુનિઆનો બહોળો અનુભવ થયેલો હોવાથી કેવી રીતે અભ્યુદય થશે એમ બુદ્ધિપૂર્વક વિચાર કરી જાણે પરમેશ્વર

પાસે પ્રેરણા માંગીને આજ્ઞા આપતા ન હોય એવા માબાપો પ્રત્યે કહેવામાં આવે કે તે શું સમજે-તેમની બુદ્ધિ કામ ન આવે-તેમનું કહેવું કરવાથી અમુક નુકશાન થશે' એ કેટલી ઉદ્ધતાઇ અને તોછડાઇ, અજ્ઞાનતા અને શેખાઇ સૂચક છે ! આવી દીવ્ય વ્યક્તિઓની આજ્ઞાથી નુકશાન થાયજ નહિ. આવાઓ જો એકજવાર પ્રેમભાવથી અને પૂજ્યબુદ્ધિથી આજ્ઞાંકિતપણું સ્વીકારી લે અને અનુભવ કરે તો તેમને પછીથી પસ્તાવા સાથે માલુમ પડે કે માબાપ તો પૂજનીય છે. તેઓ કહે તેજ કરવામાં ડહાપણ છે. કેટલાક દુર્જનો સમાજમાં ઉપર ઉપરથી એમ બતાવે છે કે માબાપની આજ્ઞાનું પાલન કરવું. પણ તેમનું માબાપ પ્રત્યેનું ખરૂં વર્તન તો કાંઇક વિચિત્રજ હોય છે. તેઓ તેમને કેદીની અવસ્થામાં રાખે છે. જાણે સંસારથી તેઓ પરવાર્યા હોય-તેમનો ખપજ ન હોય તેમ તેમને વળી સંસારમાં માથું શું કરવા મારવું જોઇએ, ખાવું પીવું અને ઇશ્વરનું ભજન કરવું એ સિવાય બીજી બાબતોની પંચાત તેમને શા માટે જોઇએ એમ કરી તેમની સર્વ પ્રકારની સ્વતંત્રતા હરી લેવામાં આવે છે. એક રાજપુત્રે પોતાના પિતાને એક વિશાળ ચોગરદમ કોટ કરાવેલા એવા એકાંત બાગમાં રાખ્યા હતા. તેમાં બાગ, મહેલ, ચાકર રસોઇ વિગેરે સર્વ પ્રકારના સાધનો કરી આપ્યાં હતાં. પણ તેમનાથી કોટ બહાર નીકળાતું નહિ. તેમનાથી કોઇ પણ સાથે વાત થઇ શકતી નહિ-અને કરવા દેવામાં પણ આવતી નહિં. કોઇપણ કાર્યમાં તેમની અનુમતિ લેવામાં આવતી નહિ. આ પ્રકારનો સખ્ત બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. વાંચક આ રાજકેદી તરફ તને દયા નથી આવતી ? તેમજ જે પિતાનું રાજ ભોગવે છે અને તેને કેદી તરીકે રાખે છે તેવા દુષ્ટ રાજપુત્ર ઉપર તું હજારો ધીક્કાર વરસાવવા પ્રેરાતો નથી ? તું જો સુપુત્ર હશે તો તારાં નિર્મળ અંતઃકરણમાં આ રાજાના કેદી જીવન પર દયા આવીજ હશે અને ઘોર અત્યાચારી દુષ્ટ પુત્રને ધિક્કારની નજરથી તું જોશેજ.

કેટલાક પુત્રો પોતાના માબાપ કરતાં વિશેષ બુદ્ધિમાન હોવાનો દાવો કરે છે. આવી ભયંકર માન્યતાથી પ્રેરાઇ કેટલાક પોતાના માબાપ પ્રત્યે હંમેશા તોછડાઇથીજ વર્તે છે. છતાં તેમના માબાપ ઘરની આબરૂને ખાતર પોતાનો પુત્ર બહાર જગતમાં હલકો ન પડી જાય તે ખાતર, સમજીને પાછો ઠેકાણે આવશે એવી આશાથી તેમજ ઇશ્વર એને સદ્‌મતિ આપો એવી પ્રાર્થના કરતા કરતા 'હા ભાઇ હા' કરી તેને નીભાવી લે છે. પણ એવાઓ પોતાની દુષ્ટ વૃત્તિ છોડતા નથી. તેનીજ આબરૂના ભયથી તેમજ પુત્રના જ હિત ખાતર એવા દુરાત્માનું સ્વચ્છંદીપણું સહન કરી લેવા છતાં તેઓ સમય આવે નિર્લજ્જતા અને સ્વભાવ છોડતા નથી. જ્યારે કોઇ બીજા પુત્રની વાત નિકળે કે એ તો મા બાપને દુઃખ આપે છે ત્યારે તેઓ દંભ કરી કહેતા શરમાતા નથી કે માબાપની સેવા કરવી અને આજ્ઞા પ્રમાણે ચાલવું એ પુત્રની ફરજ છે. વળી તેમનું જાતનું વર્તન માબાપ ઢાંકી રાખે છે એટલે તેઓ આવો દંભ કરવામાં ફાવી પણ શકે છે. અને આ પ્રમાણે પોતાની દુષ્ટ વૃત્તિને પોષણ મળ્યા કરે છે અને તે વધારે અને વધારે મોટું સ્વરૂપ પકડતી જાય છે. આવી પાપવૃત્તિના પોષણથી પરંપરાગત કેટલીક ઉચ્ચ ધર્મ ભાવનાઓ નાશ પામી છે. આથી જનસમાજ ઘણે ભાગે અવળે માર્ગે દોરાઇ ગયો છે. અને સમાજમાં દુઃખનો દાવાનળ સળગી રહ્યો છે. આવો દાવાનળ પ્રજવાળનાર દુષ્ટ પાપાત્માઓ ધિક્કારને પાત્રજ હોય.

પ્રાગનારાયણે તો શર જાય તોયે માતૃઆજ્ઞાનું ઉલ્લંઘન ન કરવાની ભિષ્મ પ્રતિજ્ઞા લીધી હતી. આજે બાર વર્ષ સુધી તેમણે આ પ્રતિજ્ઞા યથાસ્થિત પાળી હતી. જ્યાં ધર્મ છે ત્યાં જયજ છે તથા કોઇ પણ સારા માઠાં કર્માનુસાર સારૂં માઠું ફળ મળેજ એવો કિરતારનો કુદરતી નિયમ હોવાથી આ ધર્મપ્રતિજ્ઞાનું ફળ મળેજ. ઇંદ્રપ્રસ્થથી હસ્તિનાપુર જવાના માર્ગમાં એક મોટી નદી વચ્ચે ઓળંગવાની હતી. એ નદી બહુ વિશાળ હતી અને તેમાં મોટી હોડીઓ પણ સહેલાઇથી તરી

ચાલતી હતી. નદીની એક બાજુથી બીજી બાજુએ જવા આવવા માટે તથા વ્યવહાર માટે હોડીઓનું સાધન હતું. આજ દિવસોમાં હોડી એક જ વાર આવતી જતી. જે દિવસે પ્રાગનારાયણને ખેપીઓ તેડવા આવ્યો હતો અને હસ્તિનાપુર જવાનું હતું, પણ માતાની આજ્ઞાનુસાર જવાનું બંધ રાખવામાં આવ્યું હતું તે દિવસે એક જ વાર હોડી જવાની હતી. એ દિવસે હોડીએ કેટલોક જળમાર્ગ કાપ્યા પછી તે એક વમળકૂપમાં સપડાઇ ગઇ હતી. હોડી હાંકનારા આ વમળકૂપને જાણતા હતા. તે બહુ ભયકારક તથા જીવલેણ હરો છે એમ પણ તેમને ખબર હતી. દર દશ પંદર વર્ષના અંતરે આ વમળકૂપ એકાદ નાવનો ભોગ લે છે એની પણ તેમને ખબર હતી. આથી એ જગ્યાએ હંમેશા ચોકકસ સાવચેતી રાખવામાં આવતી હતી. જેવું નાવ એ કૂપમાં સપડાયું કે નાવિકો ખુબ સાવધાન થઇ ગયા અને ખુબ સાવધાનીથી નાવ આગળ ચલાવવા લાગ્યા. અને તેઓ સહિ સલામતીથી હાંકી જશે એવી તેમને પૂર્ણ ખાત્રી પણ થઇ હતી. પણ નાવિકોએ પોતાથી બનતું કરવાં છતાં નાવ તો વમળકૂપમાં ચક્કર ચક્કર ફરવા લાગ્યું. અંદરના માણસો ગભરાઇ ગયા અને બ્હેબાકળા થઇ ગયા. તેઓએ ધાંધલ કરી મુકી. આથી તે હોડીનુ સમતોલપણું જતું રહ્યું. આખરે હોડી ઉંધી વળી ગઇ અને પાણીના ગર્ભમાં અલોપ થઇ ગઈ. સર્વે ડુબી ગયાં. માત્ર એક તે હોડી હાંકનાર ખલાસી પોતે તરવામાં ઘણોજ કુશળ હોઇ તેમજ પોતાને હાથે હલ્લેસાનું હથીઆર લાગી આવવાથી જેમ તેમ કરી તરી નિકળ્યો અને નાવ બુડયાના સમાચાર કહેવા જીવતો બહાર નિકળ્યો. આ બનાવની ખબર તુરતજ વીજળીને વેગે ફેલાઇ અને ઇંદ્રપ્રસ્થ પુરમાં પણ આવી પહોંચી આજ દિવસે પ્રાગનારાયણ હસ્તિનાપુર જવાના હતા પણ તેઓ નહોતા ગયા એટલે બચી ગયા હતા એવી વાત જ્યારે બહાર આવી અને નગરમાં ફેલાઇ ત્યારે સૌ ઈશ્વરનો મોટો પાડ માનવા લાગ્યા, તેમજ તેમના સગાં ભાઈબંધો, જ્ઞાતિલાઓ તેમજ

અન્ય લોકો તરફથી તેમને અભિનંદન મળ્યાં અને જાણે તેમનો પુનર્જન્મ જ ન થયો હોય તેથી અભિનંદન આપવા સરકારી અમલદારો શેઠ સાહુકારો વિગેરે તેમને ત્યાં આવ્યા હતા અને તેમના ઘર આગળ એક મોટી મેદની જામી ગઈ હતી. પ્રાગનારાયણ આજ મરણમાંથી કેવી રીતે ઉગર્યા એવી પુછપરછ આ મેદનીમાં થઇ અને તે તેમના કાને પણ પડી. આથી ઉચ્ચભાવનાના પાલનથી પ્રાપ્ત થયેલાં પુનર્જીવનરૂપી મહાફળ આપનાર માતૃઆજ્ઞાનાં પાલનની પ્રતિજ્ઞાનું વ્રત લોકોને કહેવાથી શિક્ષાપ્રદ થશે તેમજ લોકો ધર્મમાર્ગમાં પ્રવૃત્ત થશે એમ વિચારી ત્યાં ભેગો મળેલો જનસમુહ સાંભળે તેમ તેઓ બોલ્યા કેઃ—

" આજે જે હોડી ડુબી ગઈ છે, તેમાં હું પણ જનાર હતો. એક અગત્યના કામસર હસ્તિનાપુરમાંના મારા કારખાનામાંથી મને એક ખેપીઓ તેડવા આવ્યો હતો અને હું જવા તૈયાર પણ થયો હતો. તૈયાર થઇ હું મારા વૃદ્ધ માતાજીની રજા માંગવા ગયો. મેં મારા વ્યવહારિક જીવનની શરૂઆતથી જ એવી પ્રતિજ્ઞા લીધી હતી કે મારી માતુશ્રીની આજ્ઞા મુજબ જ કરવું. તેઓ ગમે તેવી આજ્ઞા કરે, તો તેનું કારણ ન પૂછવું, શંકા ન કરવી, કે ગુણ દોષ કે ફાયદો ગેરફાયદો પણ જોવા ન બેસવું. પણ તેઓ કહે તે જ પ્રમાણે વર્તન કરવું. હું મારી માતાને એક બ્રહ્મરૂપીણી સાક્ષાત્ ભગવતી દેવી તરીકે માનું છું અને પૂજું છું, માનતો આવ્યો છું અને પૂજતો આવ્યો છું. જતી વેળા જ્યારે હું માજીની રજા લેવા ગયો, ત્યારે તેમણે મને કહ્યું, " આજે જવાનું નથી." આ સાંભળી હું તરતજ પાછો ફર્યો, અને જવાનું બંધ રાખી કપડાં ઉતારી મારી બેઠકમાં નિરાંત વાળી બેઠો હતો. આમ એકદમ ના પાડવાનું કારણ પૂછવા હું જાત, તો મને તેઓ કહેતે, કે મારા મનને આજે એમજ થાય છે. વળી મેં આવી પ્રતિજ્ઞા ન લીધી હોત તો આ વખતે હું જરૂર કહેતે કે હસ્તિનાપુરથી ખાસ માણસ તેડવા આવ્યો છે અને ત્યાં મારી અગત્યની જરૂર છે; એટલે મારે ગયા વિના ચાલે

એમ નથી. અને હું જતે જ; અને હું મરણનો ભોગ થઇ જાત જ. મને યોગ્ય લાગે તેવી આજ્ઞા પાળવી, તેમજ અનુકૂળ અને ગમતી લાગે તેવી આજ્ઞા માથે ચઢાવવી એવી અધકચરી પ્રાતજ્ઞા હોત, તો પણ હું જવાની અગત્યતાને વિશેષ ગણી જતે જ; ને ડુબી મરત. વળી યોગ્ય લાગે તે આજ્ઞા પાળવી અને મન ગમતી આજ્ઞા માથે ચઢાવવી એમાં આજ્ઞાંકિત પણું કેવી રીતે આવે ? એતો હડહડતો દંભ, મનને છેતરવાની પેરવી, રેતીને પીલીને તેલ કાઢવા જેવી વાત. પણ મારૂં વ્રત પૂર્ણ હતું. જીવને જોખમે પણ આજ્ઞા પાળવાનું મેં વ્રત લીધું હતું અને હજી ચાલુ છે. એથી હું આજે બચી શકયો છું. અહિં કેટલાક પાપાત્મા–માતૃ–પિતૃદ્રોહી–અજ્ઞાન જીવોને તર્ક થશે કે એ જીવવાનો હોત તો રસ્તે પગ લપસી જાત અને ખોડો થઇ જાત કે માંદો પડી જાત કે એવું કોઇ વિઘ્ન આવી અટકી પડત. એમાં આ આજ્ઞાંકિતપણાથીજ બચ્યો એમ શા આધારે માની શકાય. પણ બંધુઓ આ તર્ક નિષ્કારણ છે. આવા તર્કોથી જનહિતકારી અને પૂણ્ય પ્રદ ધર્મ ભાવના પ્રત્યેની શ્રદ્ધા નિર્બળ થઈ જાય છે. ભાઇઓ, મારૂં આજથી શરૂ થયેલું નવજીવન મારી માતૃ આજ્ઞા- અરે દેવ આજ્ઞા–અરે બ્રહ્મઆજ્ઞાને લીધે જ છે.”

આટલું કહ્યા પછી તેમણે એકત્ર થયેલા સમુહનો આભાર માન્યો હતો. બાદ સૌ વિખેરાઈ ગયા હતા પ્રાગનારાયણ પણ સુખથી કાળ નિર્ગમન કરવા લાગ્યા.

પ્રતિજ્ઞા પૂર્વક પાલન કરેલી દીવ્ય ભાવનાઓ લોકોમાં કીર્તિ અપાવે છે અને પાળનારને શુભ ફળ અપાવે છે એ નિશ્ચિત છે. ઘણા ધર્મરત જીવાત્માઓને દીવ્ય ભાવનાના પાલનના ટેકથી તેમના જીવન સંગ્રામમાં અણધારી રીતે જાણે ઇશ્વરેજ ન મોકલી હોય એમજ સહાય મળી આવી છે. આખરે ધર્મનોજ જય છે.

# એક બ્રહ્મકુમારની શાંતિ

અથવા

# ક્રોધીનો કાળ.



વિક્રમની પાંચમી શતાબ્દિમાં રાજપુત રાજાઓના અજ્ઞાન, ઇન્દ્રિય લોલુપતા, મોહાંધપણું અને ઇર્ષાથી માંહો-માંહે થતી લડાઇઓથી નિવૃત્તિ–પ્રધાન ભારતવર્ષની દશા અસ્થવ્યસ્થ થઇ હતી. વૈદિક સિદ્ધાંતો પર રચાયેલા સ્મૃતિ-ધર્માનુસારી સનાતન ધર્મની ભાવના શિથિલ થઇ પડી હતી. ધર્મરક્ષક બ્રાહ્મણોને દેવ તરીકે માનવાની પૂજ્ય ભાવના તથા તે અનુસારની દેનગી તથા સત્કાર કમી થયાં હતાં. આથી સંસ્કૃત વિદ્યા પ્રાપ્ત કરવાનું બ્રાહ્મણોનું પ્રધાન કર્તવ્ય કરવાનું તેમને માટે કઠીણ થઈ પડયું હતું. જે જ્ઞાતિમાં બ્રહ્મવેત્તા વિદ્વાનોની સભામાં પ્રસિદ્ધિ પામનાર યોગિની ગાર્ગી અને બ્રહ્મ સ્વરૂપના દ્વૈત અને અદ્વૈત સિદ્ધાંતના વિવાદમાં છેવટ ન્યાય આપનાર મધ્યસ્થ તરીકે નીમાવાની યોગ્યતાવાળી સરસ્વતી જેવી વિદુષી સ્રીઓ હતી, જેઓનાં આંગણામાં પાંજરામાં સુકસારિકાઓ સંસ્કૃત વિદ્યામાં બ્રહ્મ–ગાન કરતાં હતાં, જેઓના ઘરોમાંના સર્વે સંસ્કૃત વિદ્યામાં પારંગત હતાં, એવા બ્રાહ્મણ વર્ગમાં આટલી ઉચ્ચ કોટીમાં પ્રચલિત થયેલી સંસ્કૃત વિદ્યા આ સંક્રમણ કાળમાં ક્રમશઃ ઓછી થતી ગઇ. સ્રી વર્ગમાંથી એ વિદ્યા પ્રાપ્ત કરવાની ફરજજ નાશ પામી. આ પ્રમાણે સંસ્કૃત ભાષાની ઉત્તરોત્તર અવસ્થા પરથી પ્રાકૃત ભાષા પ્રચલિત થઇ ગઇ અને આખરે સંસ્કૃત ભાષા જે માતૃભાષા હતી તે ધર્મભાષા થઇ ગઇ. પણ વેદ તથા કર્મકાણ્ડના સર્વ સાહિત્ય ગ્રંથો સંસ્કૃત ભાષામાં

હોવાથી જીવનના સાધન તરીકે તેમજ બ્રાહ્મણના કર્તવ્ય તરીકે પણ એ વિદ્યાના પઠન પાઠનની જરૂરીયાત તો રહી હતી. આથી એ વિદ્યાની પ્રાપ્તિની ફરજ ઝાંખા સ્વરૂપમાં પણ જળવાઇ રહી હતી. એટલે આખા દેશમાં ગુરૂકુળોદ્વારા સંસ્કૃત વિદ્યા પ્રાપ્ત કરવાની પ્રણાલિકા તો આ શતાબ્દિમાં પણ ચાલુ હતી.

આ કાળમાં બ્રાહ્મણ બાળકોને પ્રાથમિક શિક્ષણ પોતાના કુટુમ્બમાં, ગામમાં કે નજીકના ગામમાં મળી શકતું હતું. પ્રાથમિક શિક્ષણમાં અક્ષરજ્ઞાન તથા યજ્ઞોપવિત આપ્યાં બાદ ગાયત્રી, સંધ્યા, તર્પણ, શબ્દરૂપાવલિ, અમરકોષ, ધાતુરૂપાવલિ વિગેરે શીખવવામાં આવતું. વિદ્વાન બ્રાહ્મણો બ્રાહ્મણપુત્રને વિદ્યાદાન આપવાના કાર્યને બહુ પુણ્યપ્રદ અને પ્રતિષ્ઠિત વ્યવસાય માનતા હતા. ઠેક ઠેકાણે એવા વિદ્વાન બ્રાહ્મણો વસતા હતા. તેઓ કાળજી પૂર્વક વિદ્યાભ્યાસ કરાવતા હતા તથા વિદ્યાર્થીઓને જોઇતી સગવડ પણ કરી આપતા હતા. આ પ્રમાણે બાર તેર વર્ષ સુધી પ્રાથમિક શિક્ષણ શિખ્યા પછી વિદ્યાર્થીઓ ગુરૂકુળમાં દાખલ થતા હતા. ગુરૂકુળમાં લઘુકૌમુદી, કાવ્ય વિગેરેથી આરંભ કરી પોતાના ઐચ્છિક વિદ્યાના ગ્રંથોનો તેઓ અભ્યાસ કરતા હતા.

વિષ્ણુભદ્ર નામનો એક વિદ્યાર્થી પોતાના ગામની નજીકમાં આવેલા ઓંમકારેશ્વર ગુરૂકુલમાં અભ્યાસ કરતો હતો. વાનપ્રસ્થાશ્રમી, યોગ પારંગત ધર્માત્મા સ્વરૂપ એવા એક બ્રાહ્મણ એ ગુરૂકુળના આચાર્ય હતા. ગુરૂપત્ની પણ તેવાજ વાનપ્રસ્થાશ્રમની દીક્ષાને દૃઢ રીતે પાળનાર સાક્ષાત્ ભગવતી રૂપ હતાં. આશ્રમમાં વીશ વિદ્યાર્થીઓ વિદ્યાદાન લેતા હતા. ગુરૂકુળ ગામ કે શહેરથી દૂર એકાંત ભાગમાં નદી કે મોટા જળાશયને કિનારે સ્થપાતાં હતાં; એટલે આ ગુરૂકુળ પણ એક ગામથી દૂર મોટી નદીને કિનારે આવેલું હતું. આશ્રમમાં કેટલાક મકાનો યોગ્ય જગ્યાએ

પૂરતાં હતાં. ગુરુજીના મઠમાં આગળના ભાગમાં મોટી ઓસરી હતી તેમજ ત્યાં એક વિશાળ ખુલ્લી જગ્યા હતી. અહિં અધ્યયન સ્થાન હતું. એક બાજુ સહેજ ઉંચી જગ્યાએ ગુરુદેવ બીરાજતા હતા. બહાર હવન કુંડ હતો. સ્હામે ખુલ્લી જગ્યામાં તુળસી, કેળ તથા પુષ્પ-વૃક્ષો હતાં. થોડે દૂર એકાંત ભાગમાં શિવલીંગની સ્થાપના હતી. ત્યાં ચંદન ઘસવાનો પત્થર તથા મલીયાગરૂ ચંદનનો ટુકડો પડેલો હતો. ત્યાંના સર્વે બાળ બ્રહ્મચારી બ્રાહ્મણ કુમારો બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠી ઠંડે પાણીએ નદીમાં સ્નાન કરી આવતા. બાદ સંધ્યા, તર્પણ, દેવ સેવા કરી અગ્નિ કુંડમાં સર્વે સાથે વૈશ્વદેવને આહુતી આપી સર્વે એક ચિત્તે બ્રહ્મસ્તુતિના સ્તોત્રો ભણી પ્રાર્થના કરતા.

આ વખતે બાળસૂર્ય પોતાના મૃદુ કિરણોથી સૃષ્ટિના જીવોને પ્રફુલ્લ કરી રહ્યો હતો. પક્ષિગણ નાના પ્રકારના શબ્દો ઉચ્ચારી રહ્યાં હતાં. સ્હામે નદીનો વિશાળ પટ નજરે પડતો હતો. નાના પ્રકારના પુષ્પ-વૃક્ષો શોભી રહ્યાં હતાં. અગ્નિકુંડમાંથી સુમધુરવાસ પ્રસરી રહી હતી. આવા સમયમાં જ્યાંરે શાંત, પ્રફુલ્લ, કોમળ બ્રહ્મચારીઓ બ્રહ્મ પ્રાર્થનામાં રત થયા હોય ત્યારે એ પૂણ્યપ્રદ ભૂમિમાં બ્રહ્મભાવ વિલસી રહ્યો હોય છે. સ્તુતિમાંથી પરવારી શિષ્યગણુ ગુરૂજી અને ગુરૂ પત્નીને સાષ્ટાંગ પ્રણામ કરી પોતાના વિદ્યાધ્યયનમાં નિયમિત બેસી જતા હતા. થોડી વાર પછી ગુરૂજી આવતા અને શિષ્યોને પાઠો આપતા. આ પ્રમાણે પ્રથમ પહોરના કલાક સુધી અધ્યયન કર્યા પછી સર્વે એ કાર્યથી નિવૃત્ત થતા.

આવા ગુરૂકુળના નિભાવમાં મદદ કરવાના કાર્યને આ કાળના લોકો બહુ આદરણીય માનતા. નજીકના ફરતા ગામોના લોકો ગામનું ઉઘરાણું કરતા. આમ કોઇ ગામેથી ભાત, કોઇ ગામેથી જુવાર, કોઇ સ્થળેથી લાકડાં વિગેરે વસ્તુઓ ગુરૂકુળને નિયમિત મળતી રહેતી. કેટલાક ધનિકો જરૂરી મકાનો,

વાસણ આદિની ખોટ પણ પૂરી કરતા. કેટલાક ઇતરવર્ણના વૃદ્ધજનો પાછળનો કાળ ઈશ્વરભજનમાં ગાળવા માટે પોતાની વૃદ્ધ પત્નીઓ સાથે આવા એકાંત ધર્મક્ષેત્રોમાં આવી નિવાસ કરતા. એટલે આશ્રમોની ગૌરક્ષા તથા રસોડાંને અંગેના તેમજ એવાં બીજાં કામો તેઓ સેવાધર્મ તરીકે હોંશથી કરતા. આ કાળમાં વિદ્યાર્થીઓને પાકી ભિક્ષા આપવાનો રિવાજ હતો. નજીકના ગામોમાં વિદ્યાર્થીઓ સ્વચ્છ વસ્ત્રો સહીત બ્રાહ્મણ ગૃહસ્થોને ત્યાં 'વિદ્યાર્થીનો આશિર્વાદ' કહી ઉભા રહેતા. ગૃહસ્થને ત્યાં જે પાક થયો હોય તેમાંથી થોડી થોડી સર્વ વસ્તુઓ એક પાત્રમાં વિદ્યાર્થીઓ માટે કાઢી રાખવામાં આવતી. વિદ્યાર્થી આવે કે તુરત તે આપી દેવામાં આવતી. આ પ્રથાથી ગૃહસ્થોનો આવા પ્રકારનો પૂણ્યવન્તો દાન ધર્મ પણ જળવાઇ રહેતો. આવી રીતે આવેલી ભિક્ષા તથા આશ્રમમાં બનેલા પાકથી સર્વનો સારી રીતે નિભાવ થતો.

આ શતાબ્દિમાં લોકો બહુ સાદાઇથી જીવન નિર્વાહ કરતા. જરૂરી કપડાં અને નિર્વાહ પૂરતું અનાજ રાખતા. દેશમાં ગોધન વિપુલ હતું, એટલે ઘી, દુધ, છાસની છત હતી. વસ્તુઓની આપ લેથી અરસપરસ વ્યવહાર ચાલતો. ખેડુત અનાજ આપે, સુથાર, લુહાર, વણકર, મોચી વિગેરે બદલામાં મહેનત કરે. વિક્રમની વીશમી શતાબ્દિમાં પાશ્ચિમના પ્રવૃત્તિ–પ્રધાન લોકોના સહવાસ પછી ભારત–વર્ષમાં જીવન માટે જે દોડાદોડ કરવી પડે છે તેવી દોડા–દોડ આ સમયમાં નહોતી કરવી પડતી. જીવનના નિભાવ માટે સાધનો છે; નહિં કે સાધનો વડેજ જીવન છે. વીશમી સદીમાં આવી જ માન્યતા ફેલાગેલી હોઇ જીવનના સાધનોની જરૂરીયાત અતિશય પ્રમાણમાં વધી ગઇ છે. એ સાધનો મેળવવાની હાયપીટમાંજ મનુષ્યનો જીવન સમય વ્યતીત થઇ જાય છે. પાંચમી શતાબ્દિમાં જીવન માટે આવી હાયપીટ નહોતી. વીશમી સદીમાં જ્યારે યેનકેન પ્રકારે પૈસા મેળવવાની લોલુપતા પ્રધાન છે ત્યારે આ શતાબ્દિમાં પૈસાનું તો નામે

પૂછવામાં નહોતું આવતું. પૈસાનો વ્યવહાર તો ઘણોજ જૂજ હતો. કેટલાક વર્ગોને તો તેની ક્વચિતજ જરૂર પડતી. બ્રાહ્મણ લોકો ધાર્મિક ક્રિયાઓ કરાવતા. ઈતરવર્ણો તેમને પૂજ્ય ગણતા. તેમને અનાજ વિગેરે આપતા. અનાજમાંથી તેઓ અન્ય જરૂરીયાતો મેળવતા. બ્રાહ્મણ વર્ગમાં ત્યાગવૃત્તિ પ્રધાન હતી. તેમના ઘરોમાં ઝાઝી વસ્તુઓ રહેતી નહોતી. બે ચાર તાડની સાદડીઓ, થોડાંક કપડાં, જરૂર જેટલાં વાસણો, તેમજ એવી જરૂરી ચીજો એટલી ગૃહ—સંપત્તિ હતી. આગણામાં તુળસીના છોડ તથા પુષ્પ—વૃક્ષો, ઘરમાં દેવ પ્રતિષ્ઠા એ મુખ્ય જરૂરના હતાં. ખોરાક માટે પણ અનાજ, કઠોળ, મીઠું, ઘી, છાસ જેવી સત્વગુણી ચીજો જ રાખવામાં આવતી. તેમને ઘણો ભાગ નિવૃત્તિ મળતી. આ નિવૃત્તિના સમયમાં તેઓ સંસ્કૃત સાહિત્યના ગ્રંથોના પાઠ અને મનન કરતાં. નિવૃત્તિથી અને સંતોષથી તેમનો જીવનકાળ વ્યતીત થતો. કેટલાક ગૃહસ્થાશ્રમીના નિયમો પ્રમાણેનું બ્રહ્મચર્યનું સેવન કરતા, અને ગૃહસ્થ યોગી કહેવાતા. કેટલાક હઠયોગનું સેવન કરતા. આ પ્રમાણે ૬૦ વર્ષ સુધીનું જીવન ગાળી પોતાના પુત્રોને ગૃહ સોંપી પત્ની હોય તો તેની સાથે વાનપ્રસ્થાશ્રમ સ્વીકારતા, અને પોતે પ્રાપ્ત કરેલી વિદ્યાનું વિદ્યાર્થીઓને દાન આપવાના ઉચ્ચ આશયથી કોઈ ગુરૂકુળના આચાર્ય બનતા. ત્યાં નિવૃત્તિમાં યોગ સાધના પૂરી કરી બ્રહ્મચિંતનમાં કાળ વ્યતીત કરતા.

આપણા આચાર્ય સમર્થ યોગી હતા. શાંત, ગંભીર, અને સાક્ષાત્ દેવરૂપ હતા. તેમની વાણીમાં દિવ્યતા ઝરતી હતી. આંખમાંથી કૃપા વર્ષા વર્ષતી હતી. શરીરે હૃષ્ઠ પુષ્ઠ હતા. ચૈતન્યની મૂર્તિરૂપ હતા. તેમની હાજરીથી મઠમાં પૂજ્યભાવ વિલસી રહેતો. તેમને જોનારને તુરતજ તેમના તરફ પૂજ્યભાવ ઉત્પન્ન થતું એવું તેમનું વ્યક્તિત્વ હતું. આવા મહાપુરૂષ આચાર્યની સેવામાં રહેનાર બાળ બ્રહ્મકુમારો—માં કેવાં ઉચ્ચ સંસ્કારો ઘડાય! આશ્રમમાં સત્વગુણનો

પોષક ખોરાક મળવાથી, તેમજ ત્યાં જનસમાજના વ્યવહારની ખટપટ નહિં હોવાથી તેમજ ઉત્તમ આચારોનું પાલન કરવાનું હોવાથી વિદ્યાર્થીઓનું અંતઃકરણ નિર્મળ અને પવિત્રજ રહે. તેમજ બાળવૃત્તિને ઉચિત વિહાર મળવાથી શરીરે પણ નિરોગી રહે.

કેટલીક પર્વણીઓ પર તથા ગ્રહણ વિગેરેના દિવસોમાં પાઠ નહિં આપવાની પ્રાચીન પ્રણાલિકા હતી. એટલે ગુરૂકુળોમાં પણ એવા દિવસો પર રજા પાળવામાં આવતી. એવા રજાના બેએક દિવસ આવવાથી પવિત્ર અંતઃકરણવાળો બ્રહ્મકુમાર વિષ્ણુભદ્ર પોતાના માતાપિતાને મળવા જવા માટે ગુરૂજી પાસે રજા લેવા ગયો. ગુરૂજીને સાષ્ટાંગ પ્રણામ કરી વિનય ભાવે તેણે પ્રાર્થના કરી કે આ બે દિવસ અનધ્યયનના હોઇ મારા માતા પિતાના દર્શન કરી આવું. ગુરૂજીએ પ્રાર્થના માન્ય કરી કહ્યું કે તમારા પિતાજીનું પાદ પ્રક્ષાલન કરી ચર્ણામૃત લેજો, તથા માતાની પ્રદક્ષિણા કરી સાષ્ટાંગ પ્રણામ કરી તેમનો આશિર્વાદ લેજો. તેઓને મારા આશિર્વાદ કહેજો. આ પ્રમાણે ગુરૂજી પાસે રજા લઇ તે ગુરૂપત્નીની રજા લેવા ગયો. તેમણે પણ ગુરૂજીની સાફક માતા પિતાની સેવા કરવાના ધર્મ કાર્યની શિક્ષા આપી. તેમણે બાળકને રસ્તામાં ભુખ લાગશે એમ ધારી વિષ્ણુભદ્રને ભાથું પણ બાંધી આપ્યું. તે લઇ બાળયોગી ત્યાંથી રવાના થયો.

ગુરૂકુળની પાસે આવેલી નદીના સ્હામા કિનારાપરજ આ બ્રહ્મકુમારનું ગામ આવેલું હતું. નદી વિશાળ હતી. એ ભાગમાં આજુ બાજુના નાના નાના ગામો આવેલાં હતાં. એટલે આ પારથી તે પાર જવા આવવા માટે હોડી ફરતી હતી. પણ દિવસમાં ફક્ત બે વારજ તે આવ જા કરતી હતી. એ હોડી જવાનો ઘાટ આ ગુરૂકુળથી બે કોષ દૂર હતો. ત્યાં આગળ આજુ બાજુના મુસાફરો છુટા છવાયા દશ વાગ્યા સુધીમાં ભેગા થતા. વિષ્ણુભદ્ર પણ બાળ સ્વભાવ પ્રમાણે ગામ જવાની ઉત્સુક્તામાં નવ વાગ્યાનો ત્યાં જઈ બેઠો હતો.

હોડી ઉપડવાનો સમય થયો હશે તે વખતે ત્યાંથી પાંચેક કોષ પર આવેલા એક ગામમાં રહેનાર તે પ્રદેશના એક જાગીરદારનો પુત્ર ત્યાં આવી ચઢયો. આ જાગીરદાર યુવકની ઉમ્મર વીસેક વર્ષની હશે. એના પિતા બેએક વર્ષ પર ગુજરી જવાથી સઘળી મિલકતનો તે સ્વતંત્ર માલિક બન્યો હતો. માથે કોઇ વડીલ રક્ષક નહિ હોવાથી એ નવયુવક વ્યભિચાર, દારૂ, મૃગયા વિગેરે અનાચારમાં પ્રવૃત્ત થયો હતો. હિંસકવૃત્તિ, દારૂનો નીસો, તથા પૈસા અને જાગીરીનો તોર તેમજ જુવાનીના મદથી મસ્ત હોઇ તે સર્વને તણુખલાંની તોલે ગણુતો. સ્વભાવે ઉગ્ર અને ક્રોધી પણુ તેટલોજ હતો. આ જાગીરદાર એક મસ્તાન ઘોડા પર બેસી મારતે ઘોડે પાછળ બે ચરવેદારોને દોડાવતો આવ્યો હતો. મૂળ સ્વભાવે ઉગ્ર અને તાપ અને પરિશ્રમ લાગેલો એટલે તે ક્રોધ મૂર્તિરૂપ દેખાતો. તે ત્યાં આવ્યો ત્યારે ભેગા થયેલા વટેમાર્ગુઓ કેટલાક ઓળખાણુથી તથા કેટલાક કોઇ મોટો માણસ છે એમ ધારી દેખાદેખી ઉભા થઇ ગયા, અને વિનયપૂર્વક તેમણે તેનો સત્કાર કર્યો. આ પ્રસંગે સર્વે ઉભા થયા હતા પણુ બાળયોગી તો એક બાજુ શાંત ચિત્તે તે વનપ્રદેશમાં વિલસી રહેલી કુદરતના આનંદમાં નિમગ્ન થયેલો હતો. તેણે ઉભા થઇ આદર સત્કાર નહિ કરવાથી ક્રોધ અને કાળમૂર્તિ સ્વરૂપ જાગીરદારે ઉચ્ચસ્વરે ગાલી પ્રદાન દેતાં કહ્યું "આ બેવકુફ કોણુ છે ? કાંઇ સમજતો છે કે નહિ ? કોઇ બોથડ છે કે શું ? સીપાઇ, એ સાલેકુ થાપડ લગાવ." આ હુકમ સાંભળી ત્યાં ઉભેલા મુસાફરોમાંથી એકે કહ્યું, "ખમ્મા, બાપજી, એ તો ગુરૂકુળનો વિદ્યાર્થી છે. એ શું સમજે ? મહારાજ ખમા કરો !" આ વાત આમ પતી. વિષ્ણુભદ્ર તો પ્રથમ માફક શાંત અને આનંદિત જ રહ્યો. એ બાળયોગીની શાંતિમાં જરાપણુ ભંગ પડયો નહિં તેમ આ ગાલી પ્રદાન કોણુ જાણે એને થયું હશે એની પણુ તેને ખબરજ પડી નહોતી. હોડી ઉપડવાનો સમય થતાં, હોડીમાં સર્વે મુસાફરો બેસી ગયા. તે વિશાળજળ પ્રવાહ પર પવનની મંદ મંદ લહેરમાં વિહાર કરતું

નાવ સ્હામે કિનારે જઇ પહોંચ્યું. તે નાવમાંથી કુદકો મારતાં સહેલાઈથી સુકી જમીન પર જઇ શકાય એવી જગ્યાએ તેને થોભાવવામાં આવ્યું. કેટલાક ઉતારૂઓ કુદકા મારી ઉતરી ગયા. કેટલાક પાણીમાં ઉતરીને ગયાં. પેલો જાગીરદાર હોડીના કિનારા પર પગ મૂકી જેવો ઠેકડો મારવા ગયો તેવો તેમનો પગ લપસી ગયો. કેડમાં જમૈયો ખોસેલો હતો તેનું બાંધણુ છુટી ગયેલું હોવાથી તે તુરત તેના મ્યાનમાંથી નિકળી પડયો. મૂઠનો ભાગ ભારી હોવાથી નીચે છાછરા પાણીવાળી કાદવવાળી જગ્યામાં તે દટાઇ ગયો અને અણી-વાળો ભાગ ઉપર રહ્યો. જાગીરદાર તેના પરજ પડયો અને જમૈયો સીધો આરપાર પેટ ફોડી વાંસામાં ફુટી નિકળ્યો. 'દોડો, દોડો, ઉપાડો' એમ કોલાહલ થઇ રહ્યો. જાગીરદારને અર્ધ જીવિત દશામાં બહાર ખેંચી કાઢી જમૈયો જેવો બહાર ખેંચી કાઢયો કે તુરત તે મૃત્યુવશ થયો. 'અરે ભગવાન આ શું થયું ? આ જીવનનો શું ભરોશો છે' આમ આ દૃશ્ય જોનારાઓએ આર્ત્તનાદ કર્યો.

સૌ સૌને ઠેકાણે ગયા. જાગીરદારની લાસની તેના લાગતા વળગતાઓએ યોગ્ય વ્યવસ્થા કીધી. આ કરૂણ બનાવની હાય આપણા નિર્મળ અંતઃકરણવાળા બાળક બ્રહ્મકુમારને સચોટ લાગી. એના મનમાં તે મરણ ચિત્ર રમણ કરવા લાગ્યું. એના મોઢાપર દયાર્દ્ર ગ્લાનિ પ્રસરી રહી. અરે પરમેશ્વર ! આ શું થયું, એમ વિચારી ભગ્ન હૃદયે પોતાને ગામ જવા ચાલતો થયો. ઘર આગળ પહોંચી ગુરૂ મહારાજે આપેલી સુચના તથા કુલાચાર પ્રમાણે માતા પિતાનું પાદ પ્રક્ષાલન અને પ્રદક્ષિણા કરી સાષ્ટાંગ પ્રણામ કરી ગુરૂ મહારાજ તથા ગુરૂ પત્નીએ કહેલા આશિર્વાદો કહી તે નિરાંતે બેઠો, ને માર્ગમાં બનેલો મૃત્યુ બનાવ પણ તેણે સખેદ કહી સંભળાવ્યો. બે દિવસ સુખમાં અને આનંદમાં ગાળી ત્રીજે દિવસે ઘરથી વિદાય થયો. ઘરમાંથી નિકળતાં તેના માબાપે ગુરૂ સેવા માટે કાંઇ વસ્ત્ર તથા માતુશ્રીએ પણ કાંઇ રોકડ

તથા મઠના બ્રહ્મકુમારોને ચાલી શકે એટલું પવિત્ર મિષ્ટ ખાવાનું આપ્યું તથા ગુરૂ તથા ગુરૂ પત્નીને સાષ્ટાંગ પ્રણામ કહેવાનું કહી આશિર્વાદ આપ્યો. વિષ્ણુભદ્ર ગુરૂકુળમાં સુખરૂપ આવી લાગ્યો. ગુરૂજીને પ્રણામ કરી બેઠો. ગુરૂજીને પોતાના માતા પિતાએ આપેલી ભેટ અર્પણ કરી તથા પોતાના સહાધ્યાયીઓ માટેનું ખાવાનું પણ રજુ કીધું. ગુરૂજીએ સર્વ કુટુમ્બના આનંદ સમાચાર પૂછ્યા. તેને જોતાં પોતાના વિદ્યાર્થીની પહેલા જેવી પ્રફુલ્લ મુખમુદ્રા તેમણે જોઇ નહિ, પણ તેના મુખપર કોઈ કરૂણ ભાવમય ગ્લાનિ પ્રસરી રહેલી તેમણે નિહાળી. તે સૂક્ષ્મદર્શી મહાત્માને તે કાંઇક ઉદાસીન જણાયો તેથી તેમણે તેને પૂછ્યું, “ભાઇ, સર્વ આનંદમાં છે ને?” “હા, મહારાજ, સહુ આનંદમાં છે” તેણે જવાબ વાળ્યો. “તો, તારા મ્હોડાપર ઉદાસીનતા કેમ?” ગુરૂજીએ પૂછ્યું. “કાંઇ નહિં મહારાજજી, સૌ આનંદમાં ને સુખમાં છે” તેણે ફરી જવાબ આપ્યો. ગુરૂજીએ તેને વધારે પૂછ્યું નહિં. મુસાફરીથી પરિશ્રમ થવાથી સ્નાન કરી ભોજન કરી રોજના નિયમિત કાર્યમાં તે પ્રવૃત્ત થયો.

સુક્ષ્મ અવલોકન કરવાની શક્તિવાળા યોગી ગુરૂ મહારાજે તે વિદ્યાર્થીના મ્હોડા પર ખેદ જોયો હતો. પણ વિદ્યાર્થી તેનું કારણ કહી શક્યો નહિં તેથી તે જાણવાની તેમને સહેજે જીજ્ઞાસા સ્ફુરે. રાત્રે સમાધિ અવસ્થામાં પોતાના મનોરાજ્યમાં તે વિદ્યાર્થીની પ્રતિમાનું જે ચિત્ર અંકિત હતું તેના પર ધારણા બાંધી. ત્યાં વિદ્યાર્થીનું રૂપ ખડું કરી તે રૂપનાં મનોરાજ્યમાં તપાસતાં જાગીરદારના મૃત્યુના બનાવનો સર્વ વૃત્તાંત તેમાં અંકિત થયેલો તેમણે જોયો.

સહવારે સર્વ વિદ્યાર્થીઓ પઠન કરી પરવારી રહ્યા ત્યારે તે મહાત્મા ગુરૂએ કહ્યું. “વિષ્ણુભદ્ર, પેલા જાગીરદારના મૃત્યુ માટે તું નિમિત્ત છે.” પોતે વાત કહી નથી ને વળી મૃત્યુનો નિમિત્ત હું જાણી વિષ્ણુભદ્ર અજાયબ થયો.

ગાભરો થઇ તેણે કહ્યું, "મહારાજ, તેવા મરણનો નિમિત્ત હું કેવી રીતે થયો ?" આ સાંભળી ગુરૂ બોલ્યા, "બચ્ચા ગભરાવવાનું કારણ નથી. આમાં નિમિત્ત એટલે પાપભાગી નિમિત્ત નથી." આવી ગૂહ્ય વાત ત્યાંના સર્વે વિદ્યાર્થીઓને જાણવાની ઉત્સુકતા થાય ! તે સાથે આ વાતમાં કેટલુંક મહત્વનું જાણવાનું હોવાથી ગુરૂજી બોલ્યા, "વિષ્ણુભદ્ર સાથે થયેલી વાતમાં શું મુદ્દો છે તે તમો સર્વ જાણવા ઉત્સુક છો, તો સાંજે પઠનવિધિ પુરો થયા બાદ આ વાત બહુ જ્ઞાનપ્રદ હોવાથી તમોને સમજાવવામાં આવશે."

સાંજે પઠનવિધિ પુરો થયા પછી ગુરૂજીએ વિદ્યાર્થીઓને પેલી વાત કહી. તેમાં વિષ્ણુભદ્રનું નદી કિનારે શાંત રીતે બેઠા રહેવું તથા પેલા જાગીરદાર યુવકની ક્રોધથી પ્રેરાયેલા ગાળી પ્રદાનનો વૃત્તાંત તેમણે સંભળાવ્યો. પછી તેઓ બોલ્યા કે આમાં વિષ્ણુભદ્ર નિમિત્ત કારણ કેવી રીતે થયો એજ મુખ્ય જાણવાનું છે તે સાંભળો.

"પેલો જાગીરદાર યુવક મહાક્રોધી—જાણે કાળમુર્તિ—હતો. એવાના મનમાંથી ઉત્પન્ન થયેલી ગાળ એ ક્રોધના પરમાણુઓથી ઓતપ્રોત હતી. કોઈ આનંદમાં મગ્ન રહેનારના મનમાંથી ઉત્પન્ન થયેલી વાણીમાં આનંદનાજ પરમાણુ ઓતપ્રોત થયેલા હોય, તેમ આ ક્રોધથી પ્રેરાયેલાની વાણીમાં ક્રોધ સામાના આનંદને દહન કરનાર, આનંદને મૃત્યુ પમાડનાર કાળના પરમાણુ હતા. એ ક્રોધના પરમાણુને ઉત્પન્ન કરનાર તે હતો ને મોકલવાનું લક્ષ્યસ્થાન આ વિષ્ણુભદ્ર હતો. કોઇ પ્રશંસા સંભળાવે અને તે શબ્દ રૂપી પરમાણુને સ્થાન આપવામાં આવે તોજ આનંદભાવ ઉપજે. એટલે જે જે ભાવયુકત વાણીમાં પરમાણુ આવે તે તે પરમાણુને મનકપાટમાં તેને સ્થાન આપવામાં આવે તોજ તે ભાવના ભોકતા થવાય. પ્રશંસાના પરમાણુને ક્રોધ કપાટમાં સ્થાન અપાયજ નહિ; અર્થાત તે તે ભાવવાળી પરમાણુઓ મનના સજાતીય કપાટસ્થાનમાં જ સ્થિતિ કરે. એવો સ્વભાવિક નિયમ છે. હવે તે જાગીરદાર યુવકે ક્રોધ રૂપી

કાળના પરમાણુ વિષ્ણુભદ્ર પ્રત્યે પ્રેરેલાં, પણ એ તો શાંત અને આનંદિત રહેલો એટલે એનાં નિર્મળ અંતઃકરણમાં તે કાળનાં પરમાણુને યોગ્ય ક્રોધ કપાટનું ખુલ્લું સ્થાન મળી શક્યું નહિ. એ તો જેવો પ્રથમ હતો તેવો જ સમસ્થિતિમાં રહ્યો એટલે એના પર લક્ષિત ક્રોધના પરમાણુ જાય ક્યાં? તેને માટે તો આ જગતમાં બેજ જગ્યા હોય છે. એક જેના પર લક્ષિત કર્યાં હોય તે અગર તો પોતે પ્રેરનાર. તો આમાં લક્ષ્ય–સ્થાનના દરવાજા બંધ હોવાથી તે પરમાણુઓ તુરત પ્રેરક–સ્થાન પ્રતિ તીવ્ર ગતિથી પાછા વળ્યાં. એ યુવકના ક્રોધ કપાટમાંથી જે પરમાણુઓ પ્રક્ષેપ માટે ઉત્પન્ન કરેલાં તે બહાર ગયા પછી એ કપાટ–દ્વાર બંધ થઈ ગયેલું. હવે તે પરમાણુને લક્ષ્ય–સ્થાને જગ્યા નહીં મળવાથી જ્યાંથી ઉત્પન્ન થયાં ત્યાં સિવાય તેને માટે આ બ્રહ્માંડમાં બીજી જગ્યાજ ક્યાં હોય! એથી એ પોતાની જગ્યામાંજ પોતાના મનોરાજ્યમાંજ ઝટ દાખલ થયાં. હવે એના દરેક કપટ–દ્વાર બંધ થયેલાં એટલે એ પરમાણુએ જોરથી દાખલ થઈ મન પ્રદેશમાં મોટો પ્રલયકાળ જમાવી દીધો. ક્રોધના દહન શક્તિવાળા પરમાણુએ તુરત તે પ્રદેશના જીવન તત્વને ભસ્મિભૂત કરી દીધું. આથી તે યુવકનું આયુષ્ય નષ્ટ થઈ ગયું એટલે કોઈપણ રીતે તેને મરણ શરણ થવુંજ રહ્યું. આવી રીતે મરણ શરણ થનાર યુવકના મરણનું નિમિત્ત વિષ્ણુભદ્ર થયો છે.

“હે વત્સો, આ વિષય બહુ ગહન હોવાથી તેમજ આ સૃષ્ટિમાં પરમાણુ કેટલાં મહત્વના છે તે જાણવું જરૂરનું હોવાથી બહુ લંબાણપૂર્વક તમને કહેવું પડ્યું છે. તે સમજમાં ઉતારી દરેક વિદ્યાર્થીએ કેવા ભાવમય પરમાણુ બહાર પ્રવર્તાવવા તથા કેવા પરમાણુઓને કેવી રીતે પાછા વાળવા એ વિવેકથી વિચારી જનહિતમાં રત થઈ જગતમાં આયુષ્ય ગાળવું.”

આધ્યાત્મિક વાર્તામાળા.

## સત્યની પ્રતિજ્ઞા

—:અથવા:—

## એક ચોર બ્રાહ્મણને મળેલી જાગીરી.

મલ્હારપુર નામના નાના ગામમાં કોઈ શુકલદત્ત નામના પવિત્ર અને ધર્મનિષ્ઠ બ્રાહ્મણ રહેતા હતા. ગામમાં યજમાનોને ત્યાં કર્મકાણ્ડ કરાવી પોતાનો નિર્વાહ ચલાવતા હતા. તેમની રહેણી કરણી બહુ સાદી હતી. તેમજ આખું જીવન તેમણે વ્રત પારાયણ કરીને વ્યતીત કર્યું હતું. આવા ધાર્મિક કાર્યોના પૂણ્ય બળે તેમની ઉત્તર અવસ્થામાં તેમને એક પુત્રની પ્રાપ્તિ થઇ હતી. છેક પાછળની અવસ્થામાં પુત્રપ્રાપ્તિ થવાથી શુકલદત્તે શીવશર્માને લાડથી ઉછેર્યો હતો. મોટો થશે અને સૌ એની મેળે ભણશે એવું વિચારે તેને ભણાવવા સબંધી શુકલદત્તે બહુ કાળજી રાખી નહોતી. શીવશર્મા બારેક વર્ષનો થયો હશે ત્યારે તેના પિતા શુકલદત્તનો કાળ થયો. પિતાના ગુજર્યા પછી શીવશર્મા વૃદ્ધ વિધવા માતાની દેખરેખ નીચે રહ્યો. પહેલેથીજ લાડથી ઉછળેલો એટલે શીવશર્મા માતાનું કહેલું ભાગ્યેજ માનતો અને કરતો. ધીમે ધીમે તેનો સ્વભાવ ઉચ્છૃંખલ થઈ ગયો અને ભણવા તરફ તેણે બીલકુલ લક્ષ આપ્યું નહીં. શીવશર્મા સત્તર વર્ષનો થયો ત્યારે તેની માતા સ્વર્ગે પહોંચ્યા. શુકલદત્તનું કુટુમ્બ કુલીન હતું એટલે શીવશર્મા નાનપણમાં જ પરણી ગયો હતો. માતા ગુજરી ગયા પછી સઘળો ગ્રહસંસાર પોતાની જાત પર અને તેની નવ વધુ પર આવી પડયો. વારસામાં જે કાંઈ મળ્યું હતું તે માતુશ્રીની ઉત્તર ક્રિયામાં ખરચી નાખવું પડયું હતું. એટલે શીવશર્માનો જીવન નિર્વાહ મુખ્યત્વે યજમાનવૃત્તિ પરજ આધારભૂત હતો.

શીવશર્મા બીલકુલ ભણેલો નહીં હોવાથી પોતાની વૃત્તિ ચલાવવામાં તેને બહુ મુશ્કેલી પડતી. તે કોઈપણ કર્મ કરાવી

શકતો નહતો. એટલે યજમાનો તેનાથી સંતોષ પામતા નહોતા. આથી ખાસ કાર્ય હોય ત્યારે તો યજમાનો કોઇ વિદ્વાન બ્રાહ્મણોને બોલાવીનેજ કાર્યો કરાવી લેતા. શીવશર્માને તો માત્ર આ તો શુકલદત્તનો શીવલો એમ કરીને જ જ્યારે તે યજ-માનોમાં જતો ત્યારે તેને મુઠી ચાપુ આપતા. આથી તેની સ્થિતિ દીવસે દીવસે ઘણી કફોડી થઇ ગઇ. પોતે ઘણી-ધણીઆણી એમ માત્ર બેજ જણા હોવા છતાં કુટુમ્બના નિર્વાહમાં મુશ્કેલી પડવા લાગી. અને જીવન વ્યવહાર ચલાવવાનું પણ કફોડું થઇ પડયું. તે અભણ હોવાથી તેની માન પ્રતિષ્ઠા નહોતી તેમજ યજમાનો પણ ટાણા મારવા લાગ્યા કે ભણ્યો તો છે નહીં, આખો દહાડો બેસીને શુ કરે? આ પ્રમાણે જે ચપટી ચાપુ મળતું તે પણ કમી થવા લાગ્યું. શીવશર્માની સ્થિતિ એટલી કંગાળ થઇ ગઇ કે તેમને ઘણીવાર તો એકજ વેળા ખાઇને અને તોપણ ટુકડો ટુકડો ખાઇનેજ આખો દહાડો ગાળવો પડતો.

ગામની નજીક ઉત્તરમાં એક વિશાળ તળાવ હતું. એ તળાવને સામે કાંઠે નિર્જન ભાગમાં એક મઢુલી બાંધી એક સાધુ પુરૂષ રહેતા હતા. તેઓ સમર્થ યોગી હતા. પણ પોતે બહુ ગુપ્ત રીતે રહેતા હોવાથી લોકોમાં અહીં એક સાધુ રહે છે એટલીજ માત્ર જાણ થયેલી. શીવશર્માનું અહીં વિસામાસ્થાન હતું. ભિક્ષા માટે ફરી આવી ભોજન વિગેરે કરી તે અહીં આવતો. અહીં આવી મઢુલી અને આંગણું સાફ કરતો, ઝાડોને પાણી પાતો; મહારાજજી માટે પાણી વિગેરે ભરી તેમની સેવા ઉઠાવતો. દરિદ્રતાના દારૂણ દુઃખથી સંતપ્ત રહેતું તેનું મન અહીં કાંઇક શાન્તિ મેળવતું. આમ મોડી રાત સુધી મહારાજની સેવા કર્યા પછી તે ઘેર આવતો.

દીવસે દીવસે શીવશર્મા અતિવ દરિદ્રયાવસ્થામાં સપડાતો ગયો. તે તદ્દન ભુખેજ મરવા લાગ્યો. આમ આખો દીવસ અને આખી રાત તેનું મન ઉદ્વેગમાં રહેતું, અને શું કર-વાથી આ ભૂખમરો મટે તેના વિચારમાં જ મગ્ન રહેતું.

એક દીવસ એક ગ્રહસ્થને ત્યાં ભિક્ષા માંગતાં ત્યાં પડેલો એક પિત્તળનો લોટો તેની નજરે પડયો. તે લોટાને જોતાં જ તેને થયું કે આ જો લઇ જાઉં તો બે ત્રણ દીવસ ભળે એટલું સાધન તેનાથી મળી શકશે. આવો વિચાર આવતાં તેની દાનત ભ્રષ્ટ થઇ અને તે લોટો લઇ જવા તે પ્રેરાયો. તે ઘરમાંની ગ્રહિણી ઓરડામાં તેને આપવા માટે ચોખા લેવા ગઇ એટલે શીવશર્માએ ઝટ લઇને પેલો લોટો ઉપાડી લીધો અને પોતાના ઝોળીઆમાં તેને સંતાડી દીધો. ભિક્ષા લઇને ઘેર આવ્યા પછી તુરત જ તે પાસેના નગરમાં કંસારાને ત્યાં લોટો વેચવા ગયો. એ લોટાનું જે કાંઇ થોડુંક દામ ઉત્પન્ન થયું તેનાથી તેણે મળ્યું તેટલું નિર્વાહનું સાધન લીધું. આથી ભૂખ ટળવાથી તેને કાંઇક શાંતિ મળી અને આ ચોરીનો ધંધો આપણે માટે ઠીક પડશે એવું તેને લાગ્યું. આથી ભિક્ષા માગવાના નિમિત્તે તે ચોરીની વસ્તુઓ જોવા લાગ્યો અને તેને કેવી રીતે લઇ જવી તે જાણવા લાગ્યો. ધીમે ધીમે ચોરી એ તેનો વ્યવસાય જ થઇ પડયો. લોકોને ત્યાંથી જે કાંઇ ચીજ ચોરાઇ જતી તેઓ મારૂં અમુક ગયું એમ બુમ મારી સાધારણ તજવીજ કરી બેસી રહેતા. કારણ બહુ મોટી ચીજ ચોરાતી ન હતી તેમજ શીવશર્માનો પાપનો ઘડો ભરાયેલો નહી હોવાથી એના પર કોઇની શંકા પણ જતી નહોતી.

આમ ચોરી કરવાના આશયવાળા મનની વિલક્ષણતા પરથી પેલા સાધુ મહાત્મા જ્ઞાતા હોઇ સમજી ગયા કે શીવશર્મા કોઇ પાપમય પ્રવૃત્તિમાં વિચરે છે. સાધુ મહાત્મા શીવશર્માની સર્વ સ્થિતિથી માહીતગાર પણ હતા. આથી એક દીવસ મહાત્માએ શીવશર્માને પૂછયું, "બચ્ચા શીવશર્મા અબ તુમ કયા કરતા હય." તેણે બે હાથ જોડી જવાબ આપ્યો, "મહારાજ શું કરૂં? હું તો હવે નાની નાની ચોરીઓ કરૂં છું." આ જવાબ સાંભળી મહાત્મા બોલ્યા, "બાત અચ્છા; ચોરી એ અચ્છી બાત નહી હય.

મગર તુમકુ એસાજ કરના અચ્છા લગતા હય તો તુમ કર શકે. લેકીન એક બાત ધ્યાન મેં રખના ચાહીએ. તુમકુ ઇતના ટેક રખના ચાહીએ કે કેવળ સચ્ચાં બોલના.” શીવશર્મા આ મહાત્માના વચનો સાંભળી તાજુબજ થયો. માહાત્મા આગળ પોતે હાલ શું કરે છે તે સ્પષ્ટ કહી દેવાથી મહાત્મા તેને ધીક્કારશે એવી તેને બ્હીક હતી. પણ મહાત્માએ તેમ ન કરતાં તેમજ તેને એ ધંધો કરતાં અટકાવ પણ ન કરતાં એ ધંધો કરવાની પણ રજા આપી તેથી શીવશર્મા એકદમ ખુશી થયો અને બોલ્યો;“હા મહારાજજી મેં કભુ ન જુઠ બોલુંગા.” મહાત્માએ કહ્યું, “બચ્ચા મેરા પાઉં પર હાથ રખ, ઓર તુમ પ્રતિજ્ઞા કર કી શિર જાવે તોભી મેં જુઠ ન બોલુંગા.” શીવશર્માએ તુરત આજ્ઞા મુજબ પ્રતિજ્ઞા કરી.

આ સત્ય બોલવાની પ્રતિજ્ઞાવાળા શીવશર્માના મનોરાજ્યમાં સત્યનું પ્રકાશ પ્રગટ્યું. જેમ એક વગર લગામના માતબર ઘોડા પર બેઠેલો અસ્વાર તે પોતે પડે નહીં તેને માટે જેટલી કાળજી રાખે તેટલી કાળજી શીવશર્મા સત્યની પ્રતિજ્ઞા રૂપી ઘોડાપર અસ્વાર થઇ રાખતો. શિર જાય તો પણ જુઠું બોલવું નહિં એવા અડગ ટેકથી, તેમજ આખો દિવસ સત્યનું જ એક લક્ષ મનોરાજ્યમાં ચોંટેલું રહેવાથી, તથા સત્યની જ ખુમારી તેના આખા શરીરમાં વ્યાપી જવાથી તેના મનોરાજ્યમાં રમતાં ભાવો નિર્મળ, નિર્ભય અને એકાગ્રતાવાળા તથા ગંભીર થતા ગયા. તે સાથે મિતભાષી તથા અંતર્લક્ષી થયા. જેથી તે શરીરે ટટાર તથા બળનુંજ સેવન કરતા હોય તેવો થવા લાગ્યો. તે શરીરે ભાંગી ગયેલો નહિ પણ જેનો મરદંડ (બરડાની કરોડ) વાંકો નહિ પણ સીધો રહેવા લાગ્યો. જેથી શ્વાસો-શ્વાસની ગતિ સ્વભાવિક થવા લાગી. એક જુઠું બોલનારના શરીરમાં પરમાણુના વ્યુત્થાનના ઘર્ષણ અગ્નિથી છાતીમાં ગભરાટ થવાથી શ્વાસ શાંતિપૂર્વક નાભી કમળ સુધી જઇ

શકતો નથી પણ સાચું બોલનારના શરીરમાં શ્વાસ નાસી સુધી જોઈ શકે છે. ત્યાં નાગકુઠલી ન મની નાડી છે. તેને શ્વાસની ગરમી મળે છે જેથી જાગૃત અવસ્થા પ્રાપ્ત થાય છે. તેથી શીવશમાના શરીરમાંની નાડી જાગૃતિ પર આવવા લાગી. વળી હલકા ભાવોના પરમાણુ ભસ્મ થવા લાગ્યા.

એક જુઠું બોલનારને પુછવામાં આવે કે તમે ચોરી કરી છે તો તે જવાબમાં તુરત ના કહેશે. આથી તે જુઠું બોલનારના શરીરમાં કેવા પરમાણુનું ઘર્ષણ થયું તે તપાસીએ. ચોરીના વાતનું સ્વરૂપ તેના મનમાં હોય છે. મનને બારીક રીતે તપાસતાં માલુમ પડશે કે તે આખા શરીરમાં વ્યાપ્ત થયેલું હોય છે. જો એમ નહિં હોય તો કોઈ એક કામમાં મન રોકાયેલું હોય અને શરીરના કોઇ પણ ભાગમાં કીડી કે એવું જ કોઇ જીવજંતુ કરડે તો તુરત મનને કેમ ખબર પડે છે? અર્થાત્ મનના ભાવ શરીરમાં વ્યાપી રહે છે. તાત્પર્ય ચોરના મન પ્રદેશમાં ચોરીનું સ્વરૂપ સ્થિત હોવાથી તેના આખા શરીરના પરમાણુઓમાં તેજ ભાવ ઓતપ્રોત થયેલો હોવો જોઇએ. પેલા ચોરને તેં ચોરી કરી છે એમ પૂછવામાં આવતાં તે 'ના'નો જવાબ આપે તે પહેલાં તેને તેના મનપ્રદેશ કે જે આખા શરીરમાં વ્યાપક છે—તેમાં ચોરીના પરમાણુના સ્વરૂપનો નાશ ભાવ ખુબ ત્વરાથી ઉત્પન્ન કરવો રહે છે. તે સાથે ચોરી નથી કરી એવા નવા ભાવના પરમાણુને જન્મ આપવો પડે છે. વળી સ્મરણ સ્થાનમાં ચોરી કરવાથી જે સંસ્કાર પડેલા તે સંસ્કાર બળે ચોરી કરેલી તે પરમાણુ પાછા ગોઠવાય છે, આવી રીતે તેના શરીરમાંના પરમાણુમાં અસલ ચોર સ્વરૂપના પરમાણુનો નાશ કરવો પડે છે અને ચોરી નથી કરી એ સ્વરૂપના પરમાણુની ઉત્પત્તિ કરવી પડે છે. વળી ચોરી તો કરેલીજ એથી તેના સંસ્કાર બળે તે પરમાણુ પાછા આવી ગોઠવાય છે. આ પ્રમાણે પરમાણુઓના નાશ અને ઉત્પત્તિના બહુ ત્વરીત ગતિથી કરવા પડતા વ્યુત્થાનથી શરીરમાં જબરૂં

સંક્રમણ ચાલે છે. પરમાણુઓના ઘર્ષણથી ઉત્પન્ન થતી ગરમીથી છાતીએ ગભરામણ થાય છે. આવી રીતે નાશ અને ઉત્પત્તિમાં શકિતનો દુરૂપયોગ થાય છે અને જે શકિત જગત્‌માં મોટાં કામો કરી શકે તેનો નકામો નાશ થાય છે. તે સાથે છાતીમાં ગભરામણ થવાથી તેના શ્વાસોશ્વાસ બાહ્ય પ્રદેશમાંથી જીવનપ્રદ શાંત પરમાણુ નાસીએ લઇ જવ પહેલાંજ છાતીની ગરમીથી તે પાતળો થઇ જાય છે. તથા તે બહોળો થઇ જવાથી છાતીમાંથી બહારજ પાછો નીકળી જાય છે. અને શ્વાસોશ્વાસની ગતિ વધી જાય છે. આથી શ્વાસોશ્વાસના ક્રમમાં ફેરફાર થાય છે. અને આ જીવનનો જેના પર આધાર છે તે શ્વાસોશ્વાસના ક્રમમાં ફેરફાર થવાથી શરીર જલદી મૃત્યુને વશ થાય છે. શ્વાસોશ્વાસની નિયમિત ગતિ દિવસ અને રાત્રિ મળી ૨૧૬૦૦ લે મુક જેટલી હોય છે. પ્રાણાયામથી શ્વાસોશ્વાસની ગતિનો નિગ્રહ કરી શકાય છે એટલે દિવસમાં ઉપર જણાવેલી શ્વાસની લે મુક કરતાં ઓછી કરી શકાય છે. આ પ્રમાણે શ્વાસનો નિરોધ કરનાર જીવાત્માઓ બહુ લાંબા કાળ સુધી આયુષ્ય ગાળી શકે છે. આ શ્વાસ ઉપરજ આયુષ્યનો અવધિ છે. જુઠું બોલનારને ઉપર જણાવેલી ગતિથી બે ગણી કે ત્રણ ગણી ગતિથી શ્વાસો-શ્વાસની લે મુક કરવી પડે છે એટલે તેટલું આયુષ્ય તેનું કમી થાય છે. આ પ્રમાણે વૃદ્ધ માતાઓ નાના બાળકોને શિખામણ આપે છે કે બાપુ જુઠું બોલીએ નહિં. આવરદા ઘટે—તો એ સિદ્ધાંત આ પરથી નિશ્ચિત થાય છે.

પોતે લીધેલી સત્ય બોલવાની પ્રતિજ્ઞાથી શીવશર્માના શરીરમાં તથા મનમાં નવજીવનનો સંચાર થવા લાગ્યો. તેના મન પ્રદેશના ભાવો ઉચ્ચ થવા લાગ્યા. આથી તેને એવો વિચાર આવ્યો કે દર વખતે નાની નાની ચોરી કર્યા કરવી તેના કરતાં એક સારી ચોરી કરી હંમેશનું સાધન મેળવી લેવું તે વધારે સારૂં છે અને વળી હંમેશનીજ નિરાંત થઇ જાય. આવો વિચાર આવવાથી તે એક મોટી ચોરી કરવા

વિચાર કરવા લાગ્યો અને ક્યાં કરવી તેની શોધ કરવા લાગ્યો. આવો વિચાર કર્યા પછી તેને માલુમ પડ્યું કે પોતાના ગામની નજીક આવેલા એક ગામમાં એક જાગીરદાર રહે છે તેને ત્યાં ચોરી કરવાથી પોતાની મતલબ સિધ્ધ થશે. આથી તેણે જાગીરદારને ત્યાં ચોરી કરવાનો નિશ્ચય કર્યો.

આ વખતે તે સ્વસ્થાનમાં કોઇક રાજકીય ખટપટ ઉત્પન્ન થયેલી હતી. તે રાજમાં પેલો જાગીરદાર મુખ્ય મુદ્દાનો ભાયાત ગણાતો હતો. એથી કેટલાક ગુપ્ત-ચરો તથા બીજા અણજાણ અનુચરો ગુપ્ત વેશે રાત્રે ત્યાં આવ જા કરતા. આવા સંધીના કાળમાં શીવશર્માએ પેલા જાગીરદારને ત્યાં રાત્રે ચોરી કરવાનું નકકી કર્યું હતું. રાત્રે બાર વાગે જનસૂન્ય સ્થાન વટાવી એક કોષ પર આવેલા જાગીરદારના મહેલ પાસે તે આવી લાગ્યો. ત્યાં ચોકીદાર સીપાઇઓ હાથમાં ભાલા પકડી ખડે પગે ચોકી કરતા હતા. શીવશર્મા ચોકીદારોની નજરમાં પડયો. ચોકીદારોએ દુરથી પૂછ્યું, 'કોણ છે ?' શીવશર્માની સત્ય બોલવાની પ્રતિજ્ઞાની આ ખરી કસોટીનો સમય હતો. તેણે તો શિર જાય તો પણ સત્યની પ્રતિજ્ઞા નહિ છોડવાનો નિશ્ચય કર્યો હતો એટલે તેણે ચોકીદારોએ પૂછેલા સવાલના જવાબમાં સત્યજ જણાવી દીધું કે " હું ચોર છું."

મનુષ્યની નિશ્ચિત પ્રતિજ્ઞાનો ભાવ મનપ્રદેશમાં ઓત-પ્રોત થઈ મનોરાજ્યમાં જે જગ્યાએથી સંકલ્પસિદ્ધિ થાય તે પ્રદેશમાં તે ભાવ જવાથી તે ભાવનાના પરમાણુ ચૈતન્ય સ્વરૂપ પકડી મૂર્તિમંત સ્વરૂપે ખડા થાય છે. શીવશર્માના મનોરાજ્યમાં સત્ય બોલવાનો ભાવ ઓતપ્રોત થયેલો હતો. અર્થાત જુઠું નહિં બોલવામાં જ તેની પ્રતિજ્ઞાનું યથોચિત પાલન સમાયેલું હતું. જ્યારે તેને ચોકીદારોએ પૂછ્યું કે કોણ છે ત્યારે જવાબમાં તે કહેતે કે હું શીવશર્મા છું અને કામ માટે આવેલો છું તો તે જુઠું બોલતે અને પ્રતિજ્ઞાથી

ચ્યુત થતે, પણ ચ્યુત ન થતાં તેણે મૃત્યુનો ભય નહિં ગણકારતાં 'હું ચોર છુ' એવો તેણે જવાબ આપ્યો અને સત્યનું પાલન કર્યું. અનાદિકાળથી અનુભવિ તત્વજ્ઞ યોગી મુનીઓ કહેતા આવ્યા છે કે આપત્તિવેળા ધર્મ સહાય કરે છે એ નિશ્ચિત સિદ્ધાંત અનુસાર તે અકળ ગતિવાળા કીરતારની અદ્ભૂત કૃતિ મુજબ આ સત્યધર્મ પાલન કરનારાને સહાય મળવીજ જોઇએ. આવો સત્યવ્રત ધારી માર્યો જાય તો તે કીરતારની અદ્ભૂત જગત રચનાની ગોઠવણી ખોટી થઈ પડે. એથીજ 'હું ચોર છુ' એમ કહેતાં જ તે પહેરેગીરોને એવુંજ સુઝી આવ્યું કે એ રાજ ખટપટમાં સામેલ ગુપ્તચરોમાંનો કોઇક હોવો જોઇએ. એટલેજ જરા ખોપરી ચઢાવી તુંડાઈથી બોલે છે. માટે એને જવા દેવો. આમ વિચાર સૂઝયા પછી પહેરેગીરોએ કહ્યું, "વારૂ ભાઇ જા—પણ આમ તુંડાઇથી શા માટે વાત કરે છે ?" આ સાંભળી શીવશર્મા આગળ વધ્યો. આગળ જતાં દેવડીના પહેરેગીરે પૂછયું, 'કોણ છે?' તેને પણ આગળ જેવોજ તેણે જવાબ આપ્યો કે હું "ચોર છું." જવાબ દેતાંજ એ પહેરેગીરને પણ આગળના ચોકીદારોને સૂઝેલોજ ખ્યાલ આવ્યો. વળી પ્રથમ દરવાજો ઓળંગી આવેલો એટલે તેણે તેને વધુ પુછપરછ કરી નહિં અને આગળ જવા દીધો. અંદર મહેલમાં પેસી તજવીજ કરવા માંડતાં તેણે પૂર્વે સાંભળેલું કે રાજા લોકોમાં વંશ પરંપરાગત એવો નિયમ ચાલી આવતો હોય છે કે સુવાના પલંગપરની તલાઇ નીચે નાગી તલવાર મુકવી તથા માથા તળીએ એક નાની પેટીમાં શક્તિ અનુસાર હીરા, મોતી, મહોર એમ લાખ, બે લાખ, પાંચ લાખનું ઝવેરાત રાખી સુવું. આથી કોઇ અણધારી આપત્તિ આવે તો તે લઇ નાસી જઇ શકાય—અને તે કામ પણ આવી શકે. આ વાત લક્ષમાં આવતાં તે પેલા જાગીરદાર સુતા હતા ત્યાં ગયા અને પેટી ખોળતાં એક પેટી માથા તળેથી મળી પણ ખરી. તુરત તે પેટી લઈ તેને બગલમાં ઘાલી તે નીચે ઉતરી પડયો. પાછા ફરતાં દેવડીના પહેરેગીરે પૂછયું, "શું લાવ્યો." તેણે તુરત જવાબ આપ્યો, "ચોરી કરી

લાવ્યો" આ જવાબ સાંભળી પહેરેગીરે વિચાર કર્યો કે એ બહુ માનીતો માણસ હોવો જોઇએ. આમ ધારી તેણે તેને જવા દીધો. એજ પ્રમાણે મુખ્ય દરવાજેથી પણ તે પસાર થઇ ગયો.

ખરે સત્ય અરૂપી અને ભાવમય છે. આ જગત્‌માં તેનું કેટલું બળ છે! એક ચોર મનુષ્ય હું ચોર છું કહી અંદર જાય, હું ચોરી કરી લાવ્યો કહી, ચોરના રક્ષણ કરનાર, શક પડતાં ભાલાથી વિંધી નાખવાના હુકમવાળા, યમ સરિખા લોકો આગળથી ચોરીનો માલ સહિસલામત લઇ શાંત રીતે ચાલ્યો જાય એ કેવી ઘટના! જગત્‌ના વિકટ પથને સુગમ કરનાર, ફાંસીની દોરીને ફુલનો હાર બનાવનાર, અમૂલ્ય અલૌકિક સત્યવ્રત નરનો નારાયણ કરનાર અદ્ભૂત મંત્રભાવ છે.

સહવારે ખુમ પડી કે મહેલમાં ચોરી થઈ. પોલીસખાતાંએ શોધ ચાલુ કરી. કોઇને શંકા પરથી પકડયા અને માર્યા. આખરે જ્યારે પત્તો ન લાગ્યો ત્યારે દાંડી પીટાવવામાં આવી કે જે ચોર હોય તે અમુક દિવસે હાજર થાય તો તેનો ગુન્હો માફ કરવામાં આવશે. આને માટે મુકરર દિવસે ખાસ દરબાર પણ ભરવાની વ્યવસ્થા કરવામાં આવી. આં ઠેરવેલે દિવસે શીવશર્મા બગલમાં પેટી ઘાલી દરબારમાં હાજર થયો. કેટલાક ઓળખીતાની વાત પરથી માલુમ પડયું કે આ બ્રાહ્મણપુત્ર છે. દરબાર ભરાયા પછી તેને દરબારે પૂછયું, "તું તો બ્રાહ્મણ છે અને તેં ચોરી કરી?" જવાબમાં તેણે જણાવ્યું, "હા મહારાજ, ગરીબાઇનું દુઃખ ટાળવા ચોરી કરી હતી." "કેવી રીતે તું ચોરી કરી શકયો એમ પૂછવામાં આવતાં તેણે તે દિવસે ચોકી કરનાર પહેરેગીરોને પોતાની સમક્ષ બોલાવી મંગાવવા જણાવ્યું. તુરત પહેરે-ગીરોને દરબારમાં હાજર કરવામાં આવ્યા. તેઓ હાજર થયા કે તુરત શીવશર્માએ જણાવવા માંડયું કે હું જ્યારે દરવાજા આગળ ગયો હતો ત્યારે એમણે મને કોણ છે એમ પૂછયુ

હતું અને જવાબમાં મેં જણાવ્યું હતુ કે હું ચોર છું. પણ એમણે મને અટકાવ્યો નહિ અને હું જ્યારે ચોરી કરી લઇ પાછો ફર્યો ત્યારે પણ એમણે મને પૂછયું હતુ કે શું લઇ જાય છે ત્યારે મેં જણાવ્યું હતું કે ચોરી કરી લઇ જાઉં છું. છતાં મને જવા દેવામાં આવ્યો. આ બીના સાંભળી દરબાર અને ત્યાં ભેગાં થએલાં બધાં આશ્ચર્યચકીતજ થઇ ગયા. મહારાજાને બીજું કાંઈ બોલવાનું નહી સુઝતાં તેમણે કહ્યું ભાઇ આવું સાચું કહીને ચોરી કરનાર તો મેં તનેજ જોયો અને આવી રીતે સત્ય કહીને કેવી રીતે તારાથી ચોરી થઇ શકી એ પણ કલ્પનામાં આવી શકે એમ નથી. આ સાંભળી શીવશર્મા બોલ્યો "મહારાજ મેં સત્યવ્રત પાળવાની પ્રતિજ્ઞા લીધી છે. શિર જાય તો યે જુઠું નહી બોલવાનો મેં અડગ ટેક લીધેલો છે. હું એક સાધુ મહારાજનો ચેલો છું." આ સાંભળી સભા આશ્ચર્ય પામી. મહારાજાના મનમાં વિચાર આવ્યો કે આ બ્રાહ્મણ પુત્ર માત્ર ગરિબાઈથી અનાચારમાં સપડાયેલો છે. એનું સત્યવ્રતનું પાલન અનુકરણીય છે. એવો માણુસ આપણા દરબારમાં હોવા જોઇએ. આમ કહી તેને બે માણુસનું પાકું સીધું તથા ભવિષ્યમાં થનાર બહોળા કુટુમ્બનું પોષણ થાય એટલી મોટી જમીનની જાગીર તથા દર વરસે મોટા રોકડા હક આપી બાંધી આપવામાં આવ્યા, તેમજ રાજાના સહીવાળા, તામ્રપત્ર પર લેખ કરી આપી સનંદ પણ આપવામાં આવી. સનંદ આપતાં દરબારે જણાવ્યું, "હે સત્યવકતા તપશ્રી, આજથી તમારે મારી સભામાં આવી આશિર્વાદ આપી જવા અને ત્યાં બીરાજી સભાને શોભાવવી. આ તમારૂં અને તમારા વંશજોનું કર્તવ્ય. એ નિયમે આ સનંદ હું તમને અર્પણ કરૂં છું.

આ પ્રમાણે રાજ દરબારમાં અભ્યુદય પામતાં શીવશર્મા પરબાર્યો જ તેના તારક ગુરૂજી પાસે ગયો અને તેમને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી બનેલી સઘળી હકીકત કહી સંભળાવી. મહાત્માએ આશિર્વાદ

આપતાં રાજયોગના સમ દમાદિ અંગોનો તેને બોધ આપ્યો અને તેના પાલન માટે તેની પાસે પ્રતિજ્ઞા લેવડાવી. ત્યાર બાદ તેણે બ્રાહ્મણ ધર્મના ઉચ્ચ કોટીના આચાર વિચાર પૂર્વક શાંત રીતે દયા, દાન વિગેરે યોગ્ય પરોપકાર કરતાં જીવન વ્યતીત કીધું. આખરે બહોળું કુટુમ્બ, આબરૂ, સુખ, સંપત્તિ વિગેરે મુકી મુમુક્ષપણાની ઉત્કટ ભાવના સહિત તે અવસાન પામ્યો.

આ આખ્યાયિકા પરથી પ્રતિજ્ઞા પાલનનું બળ તથા તે પાળવાનો નિશ્ચય તથા તેનાથી પ્રાપ્ત થતું ફળ એ સર્વે ધ્યાનમાં લેવા જેવાં છે.



# ક્ષમાનું ગૌરવ
## અથવા
## એક ભ્રષ્ટાને પ્રાપ્ત થયેલું પતિવ્રત*

સૌરાષ્ટ્ર પ્રાંતર્ગત રાજસ્થાનોમાંના એકમાંનો રાજકર્મચારી અન્ય પ્રાંત નિવાસી એક બ્રાહ્મણ હતો. ઉચ્ચકુળનો હોઇ ધર્માત્મા માબાપ તરફથી બાળપણમાંથીજ ધર્મના સંસ્કાર પામેલો હતો. જેથી તે સમજ પ્રાપ્ત થતાં ઇશ્વરને માનવામાં સંપૂર્ણ આસ્તિક હોઇ તેને મેળવવાની તીવ્ર આકાંક્ષાવાળો મુમુક્ષુ હતો. ગૃહસ્થાશ્રમમાં રહી મોક્ષ પ્રાપ્ત કરવામાં સાધનભૂત રાજયોગનો માર્ગ સ્વીકારી ગૃહસ્થાશ્રમ ચલાવતો હતો. રાજયોગ માર્ગમાં વિવેક, વૈરાગ્ય ષટ્‌સંપત્તિ મુમુક્ષતા એમ ચાર અંગનું પાલન કરતો હતો. જેમ ગૃહસ્થાશ્રમમાં સંપત્તિવાન ગૃહસ્થ ગૌરવયુકત અને ઉચ્ચ ઐશ્વર્યવાળો મનાય છે તેમ રાજયોગમાં આ ષટ્‌–સંપત્તિ મહા ઐશ્વર્યયુકત વિશેષણને લાયક બનાવે છે. વળી પાલનથી મહા સિદ્ધિઓ તથા પ્રતિભા, સંયમ આદી પ્રાપ્ત થઈ શકવાથી એને સંપત્તિ લેખવામાં આવે છે. તે શમ દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રધ્ધા અને સમાધાન એનુ ચિવટાણે પાલન કરતો હતો. એટલે આ કેશવભાઇમા સ્વાભાવિક શાંતિ, ક્ષમા, ન્યાયપરાયણુતા અને સમાનતા વિગેરે દૈવી ગુણો ઓતપ્રોત થયેલાં હતા. આથી તેઓ રાજ્યમાં મોટા માનવંતા અને પ્રભાવશાળી મનાતા હતા.

પોતાની પાંત્રીસ વર્ષની ઉમ્મરે પોતાની પ્રથમ ધર્મ પત્નીનો કાળ થયો હતો. તેમને સંતતી નહોતી એટલે એમને ફરીવાર લગ્ન કરવું પડયું હતું. એમનો

---

*આ કથમાં ક્ષમાનું ગૌરવ જેવા વિષયની વસ્તુ સંકલનામાં વ્યવહારમાં સુલભતાથી ગોજાય એવા કલ્પનાવાળા પાત્ર ચિત્રમાં સજ્જનોને કદાચ ગ્લાનિ ઉત્પન્ન થાય એવો ભાગ આવ્યા માટે લેખક ક્ષમા યાચે છે

લગ્ન સંબંધ પણ એમની જ્ઞાતિના એક કુલિન કુટુંબમાં થયો હતો. નવવધુ ગૌરવર્ણી, ગોળ મોઢાંવાળી, ભવ્ય કપાળ અને મનોહર મોટી આંખોવાળી, શરીરનો ઘાટ યથાસ્થિત તથા નિરોગી, આખે શરીરે ચૈતન્ય વ્યાપી રહ્યું હોય એવી દેવાંગના જેવી હતી. તેણે તે કાળમાં અપાતા શિક્ષણ પ્રમાણેની કેળવણી પ્રાપ્ત કરેલી હતી. ભરત શીવણ તથા પાકશાસ્ત્ર પણ સારી રીતે જાણતી હતી. અર્થાત્ કમળા સર્વ રીતે હુશિઆર હતી; જે તેને મેળવે તે ભાગ્યશાળી પતિ કહેવડાવે એવી તે હતી.

લગ્ન થયા પછી ત્રણ વર્ષે એટલે કમળાદેવીની સોળ વર્ષની ઉમરે તેના પતિ કેશવભાઈ પોતાની સાથે પોતાના-સ્થાને તેને લઈ ગયા હતા. પોતાના ઘરનું સાથે કોઇ વૃદ્ધ આવનાર હતું નહી એટલે કમળાદેવી એકલાંજ આવ્યાં હતા. જેથી ઘરમાંના સર્વે વહીવટથી તેને કેશવભાઈએ જ્ઞાત કરી હતી. ઘરમાં નોકર તથા એક વૃદ્ધા દાસીની યોજના કરવામાં આવી હતી જેથી કમળાબાઇને એકલું રહેવું ન પડે અને સોબતમાં દીવસ નિર્ગમન થાય. રસોઇઓ બ્રાહ્મણ રાખી શકે એમ હોવા છતાં પૈસા ખરચવામાં કંજુસપણાથી નહીં પણ બ્રહ્મોદક તથા સ્વહસ્તના પવિત્ર પાકના આચાર શ્રેષ્ટતાવાળા હોવાથી તે જળવાય અને વળી હાથે પાક કરવો, ખપ પુરતું પાણી કુવામાંથી કાઢવું, આથી જાત મેહેનતથી શરીર નિરોગી રહે તે સાથે સાદાઇનું તત્વ પણ સચવાય એ હેતુ સમાયલો હતો. એથી બ્રાહ્મણ રસોઇયો રાખેલો નહીં.

કમળાદેવી બ્રાહ્મ મુહૂર્તમાં પોતાના પતિ પહેલાં ઉઠી દંતધાવન—સ્નાન કરી ચાંલ્લો ચોટલો કરી લેતાં. એટલે સવારમાં ઉઠતાંજ કેશવભાઇ એક શાક્ષાત્ લક્ષ્મીદેવીનાં દર્શન થવાથી પ્રફુલ્લિત થઇ દંતધાવન, સ્નાન કરી લેતા. તે અરસામાં કમળાદેવી દેવ સેવાનાં સુવર્ણપાત્રો અજવાળી ઝગઝગાટ મારતાં ગોઠવતાં. રૂપાનાં લોટા પવાલાં તુરતનું કુવામાંથી કાઢી લાવેલાં પાણીથી ભરતાં. રૂપાની દીવીઓમાં ઘૃત ભરી દીવા સળગા-

થતાં. એક બાજુ પુષ્પની છાબડીમાં આગળથી ગોઠવણુ પ્રમાણે દરરોજ આવતાં પુષ્પોમાં, ચંપેલી–ગુલાબ–પારિજાતક વિગેરે યથાશોભાપ્રદ લાગે એમ ગોઠવતાં. એક બાજુ તુલસી, બીલ, દુર્વા, ગોઠવતાં એક બીજા પાત્રમાં અક્ષત, અબીલ, ગુલાલ મુકતાં. કેસર મિશ્રિત ચંદન એક વાડકી ભરીને મુકતા તેમ સપ્તદીપ પ્રદીપ્ત આરતી પાત્ર પણ તૈયાર કરતાં. તે સાથે અગરબત્તીઓ સળગાવી મુકતાં. આમ આ દેવ સેવાનાં સર્વ સાહિત્ય તૈયાર કરી મુકતાં. કેશવભાઇ સંધ્યા વૈશ્વદેવ કરી નિવૃત્ત થઇ દેવ સેવામાં પ્રવૃત્ત થતાં તે વખતે નૈવેદ્યમાં કેસર–બદામ–એલચી–સાકર મિશ્રિત ગરમ દુધ તૈયાર કરી લાવી મુકતાં, તે દેવને અર્પણ કરી તેની પ્રસાદીરૂપ દુધ સેવામાંથી નિવૃત્ત થઈ તે બંને જણા પવિત્ર ભાવે લેતાં. એ અરસામાં કમળા રસોઇનું કામ આરંભ કરી દેતી; અગીઆર વાગતાને સુમારે પૌષ્ટિક અને સત્વગુણી ખોરાક તૈયાર થતો અને તે બન્ને જણા આરોગતા, બાદ પાન સોપારી તથા મુખવાસ કરી આ રાજકર્માચારી કપડાં પહેરી પોતાની સાથે લેઇ જવાના કેટલાક મહત્વના પત્રો જે પોતાની પાસેજ રહેતા તે લેતા. આ વખતે તે દેવી ત્યાંજ સામે ઉભા રહી તેમને જોઈતું ઝટ આપતાં અને જરૂરી કે કુતહલી કોઇ વાત કરી પોતાના હસતાં વદન કમળથી પોતાના પતિને સંતોષ આપતાં. પતિ રવાના થયા પછી પોતે નિરાંત થઇ ગૃહકાર્યની વ્યવસ્થામાં ચાકર દાસીને સોંપવા યોગ્ય કામ સોંપી બાદ કાંઈ વાંચન, ભરત એવા કામે લાગતાં. સાંજે પતિ આવ્યાની માર્ગ પ્રતીક્ષા કરતાં. પતિ આવતાં તુરત હસતે મોંએ પાસે જઇ કપડાં કાઢતાં તે પોતે લઇ યોગ્ય સ્થળે ભેરવી દેતાં. હાથ પગ મોઢું ધોવાના સ્થાને સાથે જઇ હાથે પાણી આપતા તથા લુછવાનો ટુવાલ આપતા. બાદ કેટલીક યોગ્ય વિનોદ વાતા કરી રાતના વાળું માટે તૈયારી ચાલતી. પતિ આજ્ઞા મુજબ પાક શાક તૈયાર કરી વાળુ કરી કેટલોક વખત વિનોદ વાર્તા, શિક્ષારૂપ વાતો, વ્યવહાર દક્ષ વાતો, કરી નિદ્રાધીન થતાં. કેશવભાઇ રસિક હતા ને આવી

રૂપગુણ યુકત યુવતી મલી જેથી પોતે સર્વે રીતે સંતોષ માનતા. પ્રેમમાં એમણે એનું લાડ નામ કૃષ્ણચંદ્ર તથા રાધકાના દિવ્ય પ્રેમનું ભાન થવા રાધિકા નામ પાડયું હતું. આ પ્રમાણે આ જોડું સ્વર્ગીય સુખમાં દિવસો ગુજારતું હતું.

કામ અજીત છે. એણે મોટા મોટા તપસ્વિઓનાં તપ ભંગ કરેલાં છે. એ અજીત કામનો સંપૂર્ણપણે આવિર્ભાવ પામવાનો કાળ જુવાની છે. એ વખતે કામ શરીરમાં તનમનાટ મચાવી રહેલો હોય છે. એવા કાળમાં યુવાન બચ્ચાંઓને આપ્તજનોનાં રક્ષણ સિવાય એકલાં મુકવાથી ઘણું ભયંકર પરિણામ આવી પડવાનો સંભવ હોવાથી એકાંતમાં સ્ત્રીઓને રાખવી એને સ્મૃતિના ફરમાનમાં પાપ ગણેલું છે. યુવાન બચ્ચાંને એકલાં રાખવામાં ભય સમજી વડીલો એમ નહી થવાના પ્રબંધો ગોઠવે છે. યુવાનીમાં કામના રસિક ભાવો બહુ ઝડપથી વેહતા હોય છે, જેથી દીપકમાં પતંગીયાના ભસ્મીભૂતપણા જેવી સ્થિતિ એ અજ્ઞાન યુવાની તુરત કરાવી દે છે. એવી એ યુવાની સદા આપ્તજનોથી રક્ષાયલીજ રહેવી જોઇએ. કમળાદેવી માટે વૃધ્ધ દાસી તથા ચાકરની યોજના ગોઠવાયલી હતી, પણ એ તાબેદાર લોકો હતા. આ મસ્તાની યુવાની ભરેલી યુવતિના વડીલ કે આપ્તજન નહી હતાં. એટલે કમળા-દેવીના હુકમે બહારથી ફલાણું લાવો તો તે માન્ય કરવા-વાળાં હોવાથી એક રીતે તે એકાંતિક વડીલ કે આપ્ત-જનના રક્ષણ વગરની હતી.

કેશવભાઇના રહેવાના મકાનની સામે બારણે એક પૈસાદાર રજપુતનો એકનો એક વીસેક વર્ષનો યુવાન પુત્ર રહેતો હતો. તે સર્વાંગ, સુંદર-ઘાટીલો અને મનોહર દેખાવનો હતો. તેણે જમાનાને લાયકની શિક્ષા પ્રાપ્ત કરેલી એટલે કેળવાયલો હતો. જેથી પહેરવેશ રીતરિવાજ પણ ઉંચા પ્રકારનાં હતાં. આ યુવકને એક વખત જોયો. એ વખત જોયો. તેને જોઈ આમ કરતાં કરતાં તારા મૈત્રક રચાતાં.

આખરે ભયંકર પરિણામ પર વાત આવી પડી. કેશવભાઇના કચેરીમાં ગયા પછી ધીમે ધીમે કાંઇ કાંઇ બહાને આ યુવકનુ ઘરમાં આવવાનું થવા લાગ્યું. ચાકર તથા વૃદ્ધ દાસી પોતાનાં સંપૂર્ણ તાબામાં રહે તથા આ વાત પર લક્ષ નહીં આપે એ હેતુથી કમળાદેવી તેમને કાંઇ કાંઇ લાલચ આપવા લાગી. ચાકર તથા દાસી પણ આ વાત સમજી ગયાં. પણ આપણું શું જાય એમ સમજી આંખ આડા કાન કરી રહ્યાં. કાંઈ વસ્તુ લેવાના કામે બહાર મોકલે તો તેમાં અરધો કલાક થવાનો હોય તો દોઢ કલાકે આવવા લાગ્યા. એટલે સંપૂર્ણ એકાંત મળવાથી આ બન્ને પેલો રજપુત જુવાન અને કમળાદેવી ઘોર દુરાચારમાં સપડાયાં.

આવો ઘોર અજ્ઞાન ભરેલો વ્યવહાર ચાલુ થયા પછી એક વખતનો અનાચાર બીજી વખતે ભય ઓછો કરે છે. આમ ઉત્તરોત્તર ભય ઓછો થતાં આ પાપ તેની પરાકાષ્ટાએ આવ્યું. "પાપ માથે ચઢીને બોલે" આ સિદ્ધાંત તદન સત્ય હોવાથી એક દિવસ કેશવભાઇ મુખ્ય જરૂરી કાગળ ભુલી ગયેલા. તેજ કાગળની કચેરીમાં જરૂર પડી. પોતાની પાસેજ જેની ચાવી એવી પેટીમાં એ કાગળ મુકેલો તથા એ કાગળ બીજા કોઈને હાથે જવો નહીં જોઇએ. આમ હતું તેથી ઝટ ગાડી જોડાવી ઘેરે આવ્યા. કુદરતી નિયમ એવો છે કે પાપી ચાહે તેટલી સાવધાની રાખે પણ પાપ ફૂટયા વિના રહેતું નથી. તે દિવસે પેલા બન્ને બારણાની અંદરથી સાંકળ લગાવવાનું ભુલી ગયેલાં. બારણાંની સામે પલંગ આવેલો હતો. તેમાં તેઓ સ્થિત થયલાં હતા. કેશવભાઇએ ઝટ ગાડીમાંથી ઉતરી રાધા કરી બુમ મારતાં અને બારણાંને ધક્કો દેતાં બારણાં ઉઘડી ગયાં. સામે આવેલા પલંગ પર તેમની નજર પડતાં તેઓ ચમકયા. તુરત તેઓ જરી સંકોચ પામ્યા પણ ખુબીથી તેમણે પોતાને ખાંધે નાંખેલો દુપટ્ટો પેલાઓ પર ઓરાઢી દીધો. પછી તુરત પેટી ઉઘાડી માંહેનાં કાગળો લેઇ બંધ કરી તુરત બારણાં હતાં તેમ બંધ કરી ગાડીમાં બેસી તેઓ ચાલતા થયા. તેઓ ઉઠતાં પોતાના પર દુપટ્ટો

ઓરડેલો જોઇ તે વજ્રપ્રહારે બન્ને ગભરાયાં અને મુક મુખે તુરત છુટાં પડયાં. હવે કમળાદેવીના અંતઃકરણમાં ભય અને વજ્રના પ્રહાર થવા લાગ્યાં. તે સાંજ થતાં તો શરીરે સંકોચાઇ ગઇ. તેના ગાલ સુકા પડી ગયા અને તે પાપ ભયથી કંપ્યા કરતી હોય એવી થઇ ગઇ.

આપણા મહાનુભાવ કેશવભાઇ તો પાછા ગાડીમાં બેઠા તે વખતે આ દૃશ્ય જોઇ મનમાં ક્રોધનો સમુદ્ર ઉછાળા મારવા લાગ્યો. પણ પોતાના ક્રોધને દમ નામના યોગના અંગના પાલનથી દાબી દીધો. અને પોતાના મનને શાંત કીધું. આ મહા વિશાળ અંતઃકરણવાળા મહાનુભાવે ક્રોધ સમુદ્રનું પાન કરી લીધું ને પૂર્વેની શાંતિ ધારણ કરી લીધી. ધન્ય નરકેશરી તારા માનસિક બળને! કચેરીમાંથી પરવારી શાંત સ્થિતિમાં સાંજે તેઓ ઘેર આવવા નીકળ્યા.

આ વખતે અમારા વાંચકવૃંદમાંના કેટલાક અધીરા અને ક્રોધી યુવાનો બોલી ઉઠશે કે આતો તદ્દન બાયલો માણસ છે! અરે! મરદ નામને પણ એબ લગાડે એવો છે! અરે તેજ વખતે બીજું કાંઇ હર્થાંચાર નહી હોત તો તે વ્યકિતઓ પર ચઢી બેસી એકનું માથું બીજા સાથે જોરથી અફાળી મરણ શરણ કરી મુકતે. અરે! તે રંડાને તુરત કુવામાં નાંખી મારી નાંખતે! આમ ગમે તે રીતે ક્રોધ કલ્પનામાં આ વ્યક્તિના મૃત્યુની શિક્ષા પર આવતે. પણ અધિરા અને ક્રોધી યુવક! તારી કલ્પના પ્રમાણે કરવાથી એક બે કે ત્રણે જીવોનો આ જગતમાંથી નાશ થાય. છતાં આ બનેલો બનાવ મિથ્યા થવાનો હતો નહી. માટે હે અધીરા વાચક! જેની દૃષ્ટિ વિશાળ થયેલી છે, એવા પરિણામદર્શી, મહાનુભાવો આવા અનિષ્ટ બનાવોમાં પણ તે પ્રભુની પ્રભુતાનું તત્ત્વ જુએ છે. તે સર્વ વ્યાપી વિભુની સુંદરતા સર્વ સ્થળે ઓતપ્રોત જુએ છે. તેને અનુલક્ષિ તે સુંદરતાને ઉસન કરી કઇ રીતે આનંદ ભોક્તા થવું એવા ઉચ્ચ લક્ષિ વિશાળ ભાવનું તને ક્યાં ભાન છે? એટલે ભડકણ જનાવરની પેઠે એક જરા સરખા આઘાતમાં ભડકી

જઈ ભાન ભુલા થઈ. પોત મરવું ને બીજાને મારવું એવ ! ઘોર અજ્ઞાનનાં ભોગ થવું શું કામનું? હે બંધુ ! તું આવ, મારી પાછળ. આપણે હવે આ કેશવભાઈને તથા કમળા-દેવીને તપાસીએ.

દૂરથી ગાડીમાં આવતાં જોતાંજ તે કમળાબાઇના ઉપર વીજળી પડી હોય, એવી તે બેબાકળી થઇ ગઇ અને થર થર કાંપવા લાગી, જાણે પડી જવાશે, એવા મહા દુઃખના અનુભવના સમુદ્રમાં બુડી ગઈ. એક રાંકડી પોતાના પાપની માફી યાચતી હોય એવી તે દીન થઈ ગઈ. કેશવભાઇ ! અહો મહાનુભાવ તને મારા પ્રણામ હો ! તેઓ તદ્દન પ્રફુલ્લ વદનનાં, રોજની સ્થિતિ વાળા હાવભાવથી બોલ્યા, "રાધીકા ! ક્યાં ગઈ? આ કપડાં મુક. આજે શાક શું કીધું છે?" આમ રોજની ચાલુ પ્રથા અને તેવાજ વિનોદવાળા માલમ પડ્યા. છતાં પાપીને પોતાનું પાપ ભ્રમિત કરતું અને તેના મનને ગભરાવતું હતું કે હવે પછી કોણ જાણે શું કરશે? રિવાજ પ્રમાણે વાળુ કર્યું. તેમણે કાંઇક વિનોદ પણ તેની સાથે કીધો. સુવાના વખત પહેલાં પલંગ પાથરતાં આ આપત્તિ લાવનાર કર્મ વખતે જે દુપટ્ટો ઓરાઢેલો હતો તે નજરે પડયો. તે લેતાં કમળાના હાથ થરથર કંપ્યા, તેને લઇ એક બાજુ એક ખુંટી પર મુકયો. તૈયાર થયેલાં બીછાના પર સૌએ સૌની જગ્યાએ શયન કીધું. આજે એ રાધીકાજી પતિદેવની પાદ-સેવા કરી શકવાની હિંમત કરી શક્યાં નહ . તેમ કેશવભાઇ પણ મૌન પકડી નિદ્રાધીન થયા.

બીજે દીવસે કચેરીમાં જતાં પેલી ખીંટીએ લટકાવેલો દુપટ્ટો નહી લેતાં, બીજો નવો કાઢયો. એટલે તે દુપટ્ટો ખુંટીએ લટકતો રહ્યો. એને નથી કેશવભાઇ અડકતા તેમ કમળાદેવી તો લે શાના? પણ જયારે જ્યારે કમળાદેવી એ દુપટ્ટાને જુવે ત્યારે ત્યારે યમનો દંડ હોય એવો એ નિર્જીવ દુપટ્ટો પાપશાક્ષીરૂપ હોવાથી ભય આપ્યા કરતો. આમ દીવસો વહી ગયા. કમળાદેવી ચિંતાથી બેચેન રહેતી. શરીરે ગળાતી ગઇ. તે સાથે કેશવભાઇના સદ્વર્ત્તનની ખાત્રી થવાથી તથા

ધમાત્મા પતિના લાલન પાલન અનુભવેલાં તેથી આ મારાથી શું થઇ ગયું? હે ભગવાન હું શું કરૂં? હું આપઘાત કરીને મરૂં કે શું કરૂં? અરે રામ! રામ! રામ! આમ કરવા લાગી પસ્તાવો કરતાં કીરતાર ખરા પસ્તાવાની માફી બક્ષે છે એ અનુસાર એને પોતાના ધણીનાં ધાર્મિક ભાવો તથા ધાર્મિક વાતોથી તપનું બળ બહુ મોટું છે એ સ્ફુરણા ઉત્પન્ન થઇ. બસ મારે તપ કરવું. આમ વિચાર થતાં દરરોજ થોડો ભાત ને થોડું મોળું દુધ એટલો ખોરાક લેવા માંડયો. તે સાથે પોતાના પતિ નિદ્રામાં પડયા છે એમ જાણતાં તુરત ઉઠી ઠંડા પાણીએ સ્નાન કરી એકાંત સ્થળે ઘીનો દીવો સળગાવી, કપાળે ભસ્મ લગાવી, દ્દઢ આસન કરી તે પાપમોચન દયાસાગર અધમ ઉદ્ધારક, મનોવાંચ્છિત ફળદાતા પરમેશ્વરની પ્રાર્થનામાં ૐ નમો ભગવતે વાસુદેવાય આ મંત્રજાપ એક ધ્યાનથી જપવા લાગ્યાં.

આમ કાળ ચાલ્યો. કમળાદેવી પોતાનું આ કર્તવ્ય કેશવભાઇની જાણમાં નથી એમ સમજી વર્તવા લાગી. પણ કેશવભાઇ તેના વર્તનની બહુ ગુપ્ત રીતે બારીક તપાસ રાખતા હતા. એના આહાર તથા પ્રાર્થનાના વિધિથી જાણકાર હોઈ મનોગત કેહેવા લાગ્યા કે હવે રસ્તે પડી છે આમ દિવાસાનુદિવસ ગત થવા લાગ્યા. કમળાદેવીનું ધ્યાન એટલું પરિપકવ થયું કે સ્નાન કરીને બેસતાંજ ધ્યાનમાં આરૂઢ થઇ જતાં. એક લયમાંજ પોતાનો દરરોજનો ધ્યાન-માંથી ઉઠવાનો વખત ચાર વાગે હતો ત્યાં સુધી ધ્યાનગ્રસ્ત થતાં. જાગૃતિમાં આવતાં કે તુરત થોડીવાર સુઈ જતાં.

ભાત ને મોળાં દુધનો ખોરાક સંપૂર્ણ સગુણી પ્રાણરક્ષા કરતો હોવાથી તેમનું શરીર કૃશ થઈ ગયું. સાથે શરીરમાંના તમો ગુણી તથા રજોગુણી પરમાણુનો નાશ થયો. તથા શરીર તદ્દન નિરોગી સુવર્ણરંગ જેવું પ્રભાવાળું થયું. તે સાથે પરમાત્માની પ્રાર્થનામાં રત રહેવાથી મોઢાપર તથા આંખ માં અદભૂત તેજ વ્યાપી રહ્યું. મનમાં પતિ સમક્ષ બે હાથ જોડી હું તમારી આજ્ઞાધારક અર્ધાંગના છું એ ભાવ રત

હેવાથી, એ એક શાક્ષાત દેવી જેવી દેખાવા લાગી. આમ કેટલાક દીવસો વ્યતિત થતાં, કમળા દેવીનું તપ છ માસનુ થઇ ગયું. એવામાં એક દિવસે ધ્યાનમાં "મોર મુગટધારી પીતાંબર જેણે પેહેરેલું એવા શ્યામસુંદર ચતુ સ્વરૂપવાળા ભગવાનના સાક્ષાત
તેમણે વર આપ્યું કે, "જા તું આજથી પતિની પ્રીતિ પાત્ર થશે. પતિપરાયણ રહી પતિનું સેવન કરજે." આ સ
તેનાથી સ્પષ્ટ ઉચ્ચાર થઇ ગયો કે હે "કમળાકાંત! હું મનસા, વાચા, કર્મણા પતિવ્રત પાળીશ" આ ધ્યાન ભંગ થયું ત્યારે આ શું થયું હશે? ઇશ્વર જાણે. તે અકળકળાના માલીકની કૃતિને મોટા મોટા મુનીજનો પાર પામ્યા નથી, તો હે ક્ષુદ્ર માનવ! તારૂં શું ગજું. તેની કળના મુજબ તે દિવસ કેશવભાઇ તેજ વખતે તે જગ્યાએ રાધીકા શું કરે ,
કેવી ધ્યાનમાં છે, એ તપાસવાની જીજ્ઞાસાથી પ્રેરાઇ ત્યાં ધીમે ધીમે આવ્યા. અને રાધીકાનાં મોંએથી વરના અંતિમ ભાગે નીકળેલો સ્પષ્ટ શબ્દ કે "હે કમળાકાંત! હું મનસા, વાચા, કર્મણા પતિવ્રત પાળીશ" એ સાંભળવામાં આવ્યું. કેશવભાઇ શાસ્ત્રના જાણકાર હોવાથી, તેમ રાધીકાનું ઉગ્ર તપ તે જાણતા હતા, તેથી તુરત અનુમાન કીધું કે આ પવિત્ર થઇ ગઈ છે. એને દેવ તરફથી ધ્યાનમાં વર મલ્યો છે. તેનાં હવે પછી પતિવ્રત પાલનના દ્રઢભાવ દર્શાવનારા આ સ્પષ્ટ શબ્દ છે. કેશવભાઇએ તે વખતે પ્રગટ થઇ કહ્યું "કેમ શું કરે છે?" એ સાંભળી તુરત કમળાદેવી ઉભા થઈ. બે હાથ જોડી વિનયભાવે નીચું મુખ રાખી જેના નયનમાંથી દડ દડ આંસુ પડે છે એવી તે મુક મુખે ઉભી રહી. કેશવભાઇ બોલ્યા "જો આવું પાપી અને અજ્ઞાન કામ નહીં કરીએ. આપણે સારા માબાપનાં છોકરાં– વળી બ્રાહ્મણ, આપણે આવી નાદાની નહીં કરીએ. હજુ તો ચાર વાગ્યા નથી સુઇ જા," આમ કહી પોતે સુઇ ગયા. કમળાદેવી પણ સુઈ ગઇ.

બીજે દીવસે કચેરીમાં જતાં, રાધિકા! આ દુપટ્ટો ધોબીને ધોવા આપજે; એમ આજ્ઞા કરી ગયા. રાત્રે સુતાં પહેલાં કેમ તને સમજ આવી કે નહી, આ સાંભળી વળી બે હાથ જોડી વિનય ભાવે નીચું મોઢું રાખી દડ દડ અશ્રુ વર્ષાવતી મુક મુખે કમળા ઉભી રહી. કેશવભાઇએ કહ્યું, "જા સ્નાન કરી આવ". તુરતે સ્નાન કરી આવી. પગ ચાંપવાની આજ્ઞા મળતાં તુરત ઘરમાંથી થોડો અગ્નિ લાવી તેની સમક્ષ કેહેવા લાગી કે "હે અગ્નિદેવ! હું આજથી મારા પતિવ્રત ધર્મને અંગીકાર કરવાની તારી સમક્ષ પ્રતિજ્ઞા લેઉં છું આજથી પવિત્ર જીવન ધારણ કરૂં છું. જેથી મારાં પહેલેના જીવનમાં થયેલા પાપ તમારામાં ભસ્મ કરજો." આવી રીતે એ વૃત ધારિણીએ પોતાનું શરીર અગ્નિમાં ભસ્મ કરી નવે રૂપે પુર્નજન્મ લીધો હોય એવી પ્રતિજ્ઞાથી રંગાઇ પતિ સેવામાં પ્રવૃત થઇ.

આ કમળાદેવી અટલ પ્રતિવ્રત ધર્મ પાળી રહી. દરરોજ પાત સેવા દેવ રૂપે કરવા લાગી. દરરોજ દેવ તરીકે પૂજા કરી, પાદ પ્રક્ષાલન કરી ચર્ણામૃત લેવાનો એનો નિયમ હતો. પતિ પરદેશ જાય તો તેટલા દીવસો ફળાહર થી કાઢતી. આમ પતિ રત થયેલી પુણ્ય મૂર્તિ કમળાદેવીને બે થયા અને એક પુત્રીની પણ પ્રાપ્ત થઇ. સદાચાર સંપન્ન પણે બહુ સુખમાં તે પતિ પત્ની ગાઢ પ્રેમમાં આયુષ્ય ગુજારી સુખ સંપત્તિ તથા આબરૂ સાથે ગૃહસંસસાર છોડી શાંત રીતે સ્વર્ગે સિધાવ્યા.

એક વિચારયુકત ક્ષમાના ગુણથી આ સંસાર કેવો સુખરૂપ થયો છે?



# એક સાધુની વિશાળ દૃષ્ટિ

## અથવા

# એક વૃદ્ધાની કૃપણતા

ભારતવર્ષીય લોકો કેટલીક નદીઓને પાપમોચીની માની તેમાં સ્નાન તથા પાન કરી પોતાને પવિત્ર માને છે. એવી એક ભારતવર્ષના ઉત્તર અને દક્ષિણ એ બે ભાગોને જુદા પાડનાર નર્મદા અથવા રેવા નદિને કિનારે એક મહાત્માનું નિવાસસ્થાન હતું. તે ભ્રગુઋષિના ઉગ્રતપ-સ્થાન ભ્રગુપુરથી દુર એકાંતમાં આવેલું હતું. તપસ્થાન એક ઉંચી ટેકરી પર હતું. થોડેક દુર ટેકરીના નીચાણ ભાગમાં મજુરી કરી નિર્વાહ ચલાવતા હલકી વર્ણના લોકોના પંદરેક ઘરનો એક જથ્થો હતો. આ લોકો સરળ રીતે જીવન ગુજારતા હતા. મહાત્માની પર્ણકુટી નાની સરખી હતી. તેમાં બે ભાગ પાડવામાં આવ્યા હતા. એક ભાગમાં શ્રી રામચંદ્રજી તથા સીતા માતાની પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરવામાં આવી આ ભાગને 'રામમંદિર'ને નામે ઓળખવામાં આવતો. બીજા ભાગના પાછા બે ભાગ પાડવામાં આવ્યા હતા. એક ઓસરીનો ભાગ બહાર રાખવામાં આવ્યો હતો અને બીજા ભાગમાં રસોડું તથા બીજો સામાન મુકવામાં આવતો હતો. ઓસરીના ભાગમાં ધુણી તથા બેસવા ઉઠવા માટે આસન રાખવામાં આવ્યાં હતાં. પર્ણકુટીના બારણામાં તુળશી, કેળ તથા પુષ્પવૃક્ષો હતા. આ બધાની ફરતે એક વાડ હતી, જેમાં એક દરવાજો રાખવામાં આવ્યો હતો.

આ જગ્યાને મહાત્માની ટેકરીને નામે ઓળખવામાં આવતી. તે વસ્તીથી દુર હોઇ કોઇ કોઇ આસ્તિક સેવકો ત્યાં આવજા કરતા. તેઓમાંના કેટલાક ધર્મભાવે કાંઇક અર્પણ કરી જતા. પાસે વસતા મજુરો તથા તેમના બાળકો સવારે રામચંદ્રજીની આરતી થઈ ગયા પછી દર્શન કરવા તથા પ્રસાદ લેવા આવતા. આરતી પછી કાંઇને કાંઈ પ્રસાદ

આપવામાં આવતો હોવાથી બાળકો દર્શન માટે બહુ કાળજી રાખતા અને નિયામત આવતા. ત્યાં આવી શ્રી રામચંદ્રજીને પગે લાગતા. પછી મહાત્માને પગે પડતા. પછી બે હાથે દુરથી પ્રસાદ લેતા. આથી તેમના કોમળ અંતઃકરણમાં ધર્મ ભાવ તથા પવિત્રતાના સંસ્કાર પડતા. નજીકસ્થ લોકો આવા સહવાસમાં હોવાથી મહાત્માનું ઘણું ખરૂં કામ તેઓ પ્રેમભાવથી કરતા. મહાત્મા બહાર જાય તે વખતે તેઓ પર્ણકૂટી તરફ દૃષ્ટિ રાખતા. આ પ્રમાણે પણકૂટી તેમનાથી રક્ષિત રહેતી.

આ મહાત્મા મોક્ષ મેળવવાની તીવ્ર ઈચ્છાવાળા હતા. તેથી મોક્ષ મેળવવાના સર્વ સાધનો જાણવા માટે ષટ્શાસ્ત્રનો તેમણે અભ્યાસ કર્યો હતો. તથા આ જગતનું ઉપાદાન કારણ બ્રહ્મ છે, તેમાં સ્થિત થવાથી જન્મ મરણના ફેરા મટાડનારી મુક્તિ પ્રાપ્ત થાય છે એ તત્વનું તેમને સારી રીતે જ્ઞાન પ્રાપ્ત કરી લીધું હતું. બ્રહ્મ પ્રાપ્તિ માટે યોગ વિદ્યા મુખ્ય જરૂરી હોઈ તેઓ એ યોગમાર્ગનું આગ્રહથી પાલન કરતા. યોગના અષ્ટાંગો યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ એ સર્વેના સાંગોપાંગ પાલનની આવશ્યકતા હોવાથી તેનું યથા-સ્થિત પાલન કરતા. યમમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મ-ચર્ય અને અપરિગ્રહ તથા નિયમમાં શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય તથા ઈશ્વર પ્રણિધાન, આસનમાં સુખરૂપ લાંબા વખત સુધી 'સીધા ટટાર બેસી શકાય એવી બેઠક' સાધ્ય થવાથી શાંત ચિત્તે પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિમાં સ્થિત થવાની યોગ્યતા તેમણે પ્રાપ્ત કરેલી હતી. રાત્રે બે વાગે ઉઠી, નદીમાં સ્નાન કરી આવી સમાધિમાં તેઓ બેસતા. બાળ સૂર્યનાં દર્શન થવા પહેલાં નિવૃત્ત થઇ દેવ સેવા માટે પુષ્પ વિણતા; ચંદન, દીપક વિગેરે કરી રામ-ચંદ્રજીની સેવા કરતાં છેવટે ઘંટા બજાવી મૂર્તિરૂપ સ્થિત થઈ ઘંટાનાદના રણકાર કરતાં 'જે દેવા, પ્રભુ જે દેવા' એ મંત્રો-ચ્ચારથી પ્રેમભાવે આરતી ઉતારતા. પછી એ સેવા કાર્યમાંથી નિવૃત્ત થતા.

મહાત્મા કાવડ ફેરવી ભિક્ષા માંગતા. આ કર્મદ્વારા તેઓ પરોપકાર પણ સાધતા. દેવસેવાથી નિવૃત્ત થઇ લાલ ખાદીની કફની, તેવુંજ બદન તથા ટોપી ધારણ કરી આજુ બાજુએ બે ઘંટા લટકાવેલી કાવડ સ્કંધે મુકી બહાર નિકળી પડતા. સાથે કાવડ ખાંધ પરથી ઉતારી વિસામો લઈ શકાય તે માટે એક નાની સરખી લાકડી હાથમાં રાખતા પોતાની પર્ણકૂટીથી આસપાસના ગામોમાં તથા ભ્રગુપુરમાં તેઓ ધનુષધારી રામચંદ્રની ટેલ નાંખી ભિક્ષા માંગતા. ભિક્ષા માટે માસના ક્રમબદ્ધ દિવસો નકકી કર્યા હતા. એક દિવસ અમુક ગામો, એક દિવસ અમુક ગામો; તથા ભ્રગુપુર શહેર મોટું હોઇ તેમાં પણ ભાગો પાડ્યા હતા. ગામ કે શેરીમાં એકજ ઠેકાણે તેઓ સ્થિત થતા. તેમણે યોગ વિદ્યા સંપાદન કરેલી હોઇ તેમનામાં દૈવી સંપત્તિનો સંપૂર્ણ રીતે આવિર્ભાવ થયો હતો. આમ ભિક્ષા લઇ બાર એક વાગે પર્ણકૂટી પર આવતા. આવેલી ભિક્ષામાંથી દેવસેવા નિમિત્ત યોગ્ય હોય તેટલું રાખી બીજો દાણો વિગેરે બજારમાં મોકલી વેચાવી નાંખતા અને તેમાંથી નિર્વાહના આવશ્યક સાધનો મંગાવતા. બાકીમાં કાંઈ દાણો વિગેરે બચે તે સર્વ રાંધી નંખાવતા. કેટલાકનો પાક કરાવતા. તેમાંથી નૈવેદ્ય ધરાવી પોતે આહાર કરતા, બાકીનું કુતરાં, ગાય, કાગડા તેમ પેલા મજુરોને તથા કોઇ અભ્યાગતને માટે રાખતા અને તેમને આપતા. સાંજ માટે કોઇ પણ સંગ્રહ રાખતા નહિં. વિશ્વંભર જગતનું પાલન કરે છે તો તેના પર શા માટે વિશ્વાસ નહિ રાખવો એવી વિશ્વંભરમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખનારૂં વ્રત્ત પાળતા હતા.

ભ્રગુપુરમાં એક શેરીમાં ઉંચી બેઠકનું એક મકાન હતું. તેને એક આગળનો અને એક પાછળનો એવા બે ભાગો હતા. તેમ એ મકાન પાછળથી બંધ હતું એટલે એક જ આગલું દ્વાર હતું. એ મકાન આગળ આપણા મહાત્માજી પોતાના નિયમ પ્રમાણે ત્યાં જતા ત્યારે ઉભા રહેતા અને ટહેલ પોકારતા. એ મકાનમાં એક અપુત્રવાન પચાસેક

વર્ષની આધેડ ઉમરની વણિક જ્ઞાતિની વિધવા બાઈ રહેતી હતી. એનો ધણી રોકડ તથા દાગીના મળી રૂપીયા વીસેક હજારનો માલ મુકી મરણ પામ્યો હતો. તે સાથે જાથુની

માસે ઘર ભાડાંની રૂ-૧૨થી ૧૫ની આવક આવે એવા બે ઘરો તથા ઘરને અંગનું રાચ રચીલું કપડાં વિગેરે પણ હતાં. આ બાઇ એટલી બધી કંજુસ હતી કે ખર્ચાઇ જવાના ભયથી પેટ ભરીને ખાતી પણ નહિ. એટલે બપોરે દાળ ભાત કરે તો માંહેથી થોડું સાંજને માટે રહેવા દઇ, તે ઉન્હું કરતાં કોયલા બળવાના ભયથી ટાઢું ખાઇ લેતી. વળી બીજે દહાડે થંડો ખોરાક ખાવાથી પેટમાં ભાર જેવો જણાતાં સાંજે રોટલાને ચટની ખાઇ લેતી. સારૂ ખાવાની ઇચ્છા થાય તો પણ મુઠીઆ પાતરાં વિગેરે ખાવાથી ઉધરસ થાય એમ મન વાળી બેસી રહેતી. કપડામાં પણ જુના સીવી સાંધી ચલાવતી. આ પ્રમાણે તે શાક્ષાત કૃપણતાની મૂર્તિરૂપજ હતી. એને દાન પુણ્ય આપવાનું તો સુઝેજ ક્યાંથી? આવી વ્યકિતના પરમેશ્વર જુદે જુદે રૂપે દર્શન આપે છે. પાંચ લાખ કે દશ લાખ કે એથી વધારે ધનના માલિક પાસે દેશહિત કે વિદ્યાવૃદ્ધિના કે જ્ઞાનના ફેલાવાના કાર્ય માટે મદદ લેવા જતાં ભાઇ અમે તે ક્યાં ક્યાં આપીએ એમ કહે છે. કોઇ યોગ્ય મદદ લેવા ખરી જરૂરે આવે, અગર પોતાના સગા સ્નેહી જ્ઞાતિના લોકો કે દેશ ભાઇઓના બાળકો ગરીબી ને લીધે વિદ્યાથી અગર ધંધા શિક્ષણથી અટકી ગયા હોય તેવાને મદદ કરવાનું કહેવામાં આવે તો કાંઇ ને કાંઇ બ્હાના આગળ ધરે છે. પોતાની પ્રજા જાણે કમભાગ્યવાન થશે, ઉદ્યોગ ધંધો કરશે નહિં એમ તેમનો મનો દેવતા કહેતો ન હોય તેમ તેઓ પોતાની મીલકતને કોઇ અકસ્માતિક નુકશાન થવાનું ન હોય, પોતે ભેગું કરેલું સર્વ રહેવાનું જ હોય એમ તેઓ માને છે. પણ એવાઓને ખબર નથી કે દશ પુત્રોના બાપનું નિર્વંશ જાય છે. કરોડો રૂપીઆ ઝપાટે નીકળી જાય છે, ઘડીમાં રંક અને ઘડીમાં રાય એમ સંસારિક ઘટમાળ ચાલે છે. પ્રાત:સ્મરણીય ભામાશાહે પોતાની સર્વ

સંપત્તિ દેશ રક્ષાના મહત કાર્યમાં સોંપી દીધી હતી. એવા મનુષ્યના અવતારમાં દેવરૂપ દાતાઓના નામો આજે સહુ કોઇ યાદ કરે છે. છતાં ઉપર જણાવેલા મકકીચુસ ધનિકોની દૃષ્ટિ વિશાળ થતી નથી. માત્ર સમાજમાં આબરૂ જાળવવા તથા ઇંદ્રીયલોલુપતા પર કાબુ નહિં રહેવાથી તથા કુટુંબના સંસર્ગમાં ચાલી નહિં શકવાથી ખાવામાં અને પહેરવામાં આમ ખર્ચાળપણું દેખાય છે. આવી ખાવાની, પહેરવાની ગૃહનિભાવવાની વ્યવસ્થા તો સામાન્ય લોકો પણ કરે છે, તો ધનિકો વિશેષ શું કરી શકે છે તે તેમને વિચારવાનું છે. વળી આવા લાખોપતિઓ કેળવાયલા તથા સમજદાર અને વ્યવહાર દક્ષતાનું પોતાને ભાન હોવાનો દાવો કરે છે. પેલી વૃદ્ધા તો અજ્ઞાન સ્ત્રી હતી. મરણ પછી રહેલી મીલકત સરકાર જપ્ત કરી લેશે એની તેને ખબર નહોતી. તેથી સ્વાભાવિક રીતે અજ્ઞાનતાને લીધે તે કૃપણતાને વશ હતી.

સાધુ મહાત્મા જ્યારે એ લત્તામાં ફરવા આવતા ત્યારે એ વૃદ્ધાના આંગણામાં ઉભા રહી આહલેક પોકારતા. વૃદ્ધા કંજુસ હોઇ તેનાથી કાંઈ અપાતું નહિ. વળી આજુ-બાજુના લોકોનો તેને ધાક લાગતો કે એકલી છે તથાપિ કોઈ દહાડો બાવાને મુઠી પણ આપતી નથી, રાંડ કેવી પાપી છે એમ તેઓ વાત કરશે અને વગોવશે. આથી તે એ મુઓ બાવો મારા જ બારણામાં શા માટે ઉભો રહે એમ તે બાવાજી પર બળતી. એક દિવસ એ બાઇ જમીને ચોકો સાફ કરતી હતી. એ ભાગના લોકો ચોકો સાફ કરવા માટે એક માટીના કુંડામાં છાણ માટીનું મિશ્રણ કરી તેમાં એક કપડાનું પોતું બોળી રાખતાં. અને ચોકો કરવાનો હોય ત્યારે પેલું પોતું કુંડામાં બોળીને ચોકો કરતા. આજ વખતે સાધુ મહાત્માએ આહલેક પોકારી. વૃદ્ધા તો બળીજ રહી હતી. તેના મીજાજે ભાન ભુલાવી દીધું હતું. તેણે છાણ માટીવાળું પોતું ખીજવાઇને મહાત્મા પર ફેંકયું અને બબડી કે રોજ બારણામાં ઓંશાયા કરે છે તો લે મુઆ. પોતું મહાત્મા ઉભા હતા ત્યાં પડયું. મહાત્માએ બાઇનો ક્રોધ

પણ જાણી લીધો. મહાત્મા મહા સમર્થયોગી હતા. તેઓ ષડ્ રિપુને રગડોળી નાંખેલા એવા સમદર્શી સાધુ હતા. એમનું દૃષ્ટિદર્શન બહુ વિશાળ હતું. તેમણે શાંત મનથી પેલું પોતું હાથમાં લઇ નીચોવી નાંખ્યું અને ઝોળીમાં મુકયું અને બોલ્યા કે "મૈયાને અચ્છા કે બુરા ક્રોધસે કે પ્રેમસે કુછબી દીયા હય." આમ કહી તેઓ રવાના થયા.

બાદ પોતાને ફરવાનું હતું તેટલું ફરીને સાધુ મહાત્મા પોતાના આશ્રમે આવ્યા. પોતાનું નિત્ય કર્મ કરી નિશ્ચિંત થયા. બાદ તેમણે ઝોળીમાંથી પેલું પોતું કાઢી પોતાના હાથમાં લીધું. અને 'મૈયાને દીયા હય તો ઇસકા કુછ બી કરના ચઇએ' એમ મનોગત વિચારી તેને નદીના પાણી વતી સાફ કરીને ધોયું. પછી તડકે સુકવ્યું અને તેમાંથી તાંતણા કાઢીને સાંજે રામચંદ્રજીની આરતી ઉતારવાની સપ્તદીપીમાં મુકવા માટે તેની દીવેટ બનાવી. સાંજ થતાં શ્રી રામચંદ્રજીની આરતી ઉતારવાનો સમય થતાં શ્રી રામચંદ્રજીની મૂર્તિમાં સ્થિત ચૈતન્યને લક્ષી સમષ્ટિગત ચૈતન્ય પ્રતિ પવિત્રભાવે સપ્ત જ્વાલાને આધારે સંલગ્નિત થઇ તે સાધુ મહાત્માએ આરતી ઉતારી. આ વખતે પેલી વણિક વૃદ્ધા પોતાના ઘરમાં સુતી હતી. તેને આ વખતે વિચાર સ્ફુર્યો કે મારે કોઈ છે નહિં. મારી પાસે ૧૫ હજાર રોકડા અને પાંચ હજારના દાગીના છે. મેં કોઇ દહાડો કોઇ પુણ્યદાન કર્યું નથી, સારૂં ખાધું નથી, મુઠી અનાજ આપ્યુ નથી અને સાધુ પર છાણ મટોડાનું પોતું નાંખ્યું. અરે મારાથી એ શું થઇ ગયું? આ પ્રમાણે તેને ભાન આવતાં પસ્તાવો કર્યા પછી તેના મનને એમ થયું કે સાધુ કયારે આવે કે પગે પડી માફી માગું. આમ તે બહુ ઉત્સુકતાથી સાધુની માર્ગ પ્રતિક્ષા કરવા લાગી. સાધુ મહાત્મા તો અઠવાડીએ આવતા હતા એટલે એને રાહ જોતાં બહુ તલાવેલી થવા લાગી અને 'સાધુ આવ્યા' 'સાધુ આવ્યા' એવી ઝંખના તેને થવા લાગી.

અત્રે આ વાણિઆની ભાવનામાં આવું મોટું પરિવર્તન એકદમ કેમ થયું હશે એ વિચાર સ્ફુરી આવે એ સ્વભાવિક

છે. આ વૃદ્ધાએ પેલું પોતું નાંખીને પોતાનો ક્રોધ બતાવ્યો હતો એટલે તેણે ક્રોધના પરમાણુંઓ સાધુ તરફ પ્રેરેલાં. પણ મહાત્માએ બીલકુલ ક્રોધ કર્યો ન હતો એટલે પેલા પરમાણુઓ સાધુ તરફ પ્રેરેલાં પણ મહાત્માએ બીલકુલ ક્રોધ કર્યો ન હતો એટલે પેલા પરમાણુઓ પાછાં તે વૃદ્ધાના મનમાંજ આવીને અઠડાયાં હતાં. મહાત્મા જો ક્રોધ કરતે તો તુરત તે બોલી ઉઠતે કે "એ કયા ડાલા. નહીં દેના તો મત દો" અને તેઓ એ પોતું લઇ લેવાનો વિચાર કરતે નહિ. પણ તેઓ શાંત રહ્યા હતા એટલે તેમનું ક્રોધ કપાટ ખુલ્લું થયું ન હોતું એટલે તે પરમાણુઓ પોતામાંજ રહ્યા હતા. પરમાણુઓ ભાવવાડી ચૈતન્યવાળા હોવાથી તેમને પ્રેરનાર તથા જેના પર પ્રેર્યા હોય એ બેની વચ્ચે સંલગ્નિત સૂક્ષ્મ સંબંધ હોય છે. પરમાણુ પ્રેરવાનું સાધન વાણી હોય છે. એક કાગળમાં લખેલી ગાળ જેના પર લખી મોકલી હોય તે વાંચે નહિ ત્યાં સુધી તેને અસર થતી નથી. પણ ગાળ મોકલનારની ભાવ પ્રેરક વૃત્તિ તો તેને અનુલક્ષિતજ હોય છે. તે પત્ર જો રસ્તામાં નાશ પામે તો તે ભાવ તે પ્રેરકને તે ભાવ પ્રેરવાનું ભાન હોવાથી તે ભાવ સંલગ્નિત હોવાથી તેના પરમાણુ લક્ષ સ્થાને નહિ જતાં સંલગ્નિત પ્રવાહદ્વારા પ્રેરક તરફ પાછા આવે છે. પેલા મહાત્માએ તો પેલા છાણના પોતામાં તે સ્થિતિવાળા પરમાણુંને ગ્રહણ કીધાં ન હોતાં. તેમ તે પાછા પણ વળ્યાં નહોતાં પણ તે પોતામાંજ સ્થિત રહ્યાં હતાં. પોતું નાશ પામ્યું ન હોતું એટલે તે પરમાણુવાળું પોતું ઝોળીમાં નાંખ્યું. હવે તેનો ઉપયોગ કરવામાં તે ક્રોધ પરમાણુ સ્થિત કપડાંની આરતી માટે દીવેટ બની ને તે પરમાણુઓ બળી તે સર્વવ્યાપક

પરમ કૃપાળુ પરમાત્માની આરતીમાં પુણ્યભાવથી સમષ્ટિમાં સમર્પિત થઇ ગયાં. એટલે આ પરમાણુને પુણ્ય ભાવ પ્રાપ્ત થયો. સમષ્ટિમાં અર્પાવાથી તે છુટા પડેલાં પરમાણુ પ્રેરક વૃદ્ધા પ્રત્યે પુણ્ય ભાવે ગયાં. કે ત્યાં વૃદ્ધાને જ્ઞાન ઉદે થયું. કાક ભુશંડી ઋષિ તેના મનુષ્યપણામાં સગુણ

નિર્ગુણવાદમાં લોર:હર્ષ ઋષિ સામે અયુક્ત અજ્ઞાનતાવાળા તર્ક .દરવાથી 'ચુપ કાગડા' એમ કહેતાં કાગડા થઇ ગયા. યોગ્ય બોધ અપાઇ રહ્યા પછી કહ્યું હે વત્સ! હવે તને મનુષ્ય રૂપ આપું છું, તારે પુછવું હોય તે કહે. તેમણે કાક ભાષામાં કહ્યું મારી સર્વે શંકા શમી ગઇ છે. ને આવું પરમ જ્ઞાન જે શરીરથી પ્રાપ્ત થયું તે મને પ્રસન્ન છે. આ પુરાણ પ્રસિધ્ધ વાત છે. પરમાણુમય જગત છે એ પરમાણુનો વિનિમય કરવાની તાકાદવાળાઓ આ વૃધ્ધાને જ્ઞાન ઉદે કરવા જેવો ભાવ ફેર કરે એ સ્વભાવિક છે. બ્રહ્મ વિદ્યાના અભ્યાસી તત્વજ્ઞ પુરૂષો આવા ફેરફારો કરવાની શક્તિવાળા હોય છે.

ઉત્સુકતાથી માર્ગ પ્રતીક્ષા કરનાર વૃધ્ધાનાં આંગણામાં તે માહાત્મા આવ્યા કે તુરત તે ભાન ભુલી ગઇ હોય એવી બાવરી બનેલી હતી. ખરે બપોરે આંગણાં વચ્ચે તે મહાત્માની સામે સાષ્ટાંગ દંડવત કરી પગે પડી. તે મુકત કંઠે વગર શરમે કેહેવા લાગી 'મહારાજ મારો ગુન્હો માફ કરો. મેં રાંડે કોઇ દહાડો ચપટી મુઠી અનાજ આપ્યું નહોતુ ને આપ્યું ત્યારે ક્રોધી થઈ છાણમાટીનું ભરેલું પોતું આપ્યું. મહારાજ હું પાપણીનો ગુન્હો માફ કરો. આમ કહી તે અશ્રુ શ્રાવ કરવા લાગી. મહાત્મા શાંત ને ગંભીર ભાવથી જેનાં શબ્દમાં મોતી ગળતાં હોય એવા સુમધુર શબ્દે બોલ્યા, "મૈયાં તુને દીયાથા ઇસ પોતેકી તો રામજીકી આરતીકી દીવેટ બનાઇથી, "બડા પુણ્ય કામમે લગાથા." આ સાંભળી તે વૃધ્ધા કેહેવા લાગી, "મહારાજ હું તો પાપી છું મહારાજ મારે કોઈ નથી. આ મારા પૈસા માલ મીલકત હું તો તમને આપી તમારી ચેલી થવાની" આ વખતે એકડ બેકડ પંદર માણસ એની જ્ઞાતિના ભેગા થઇ ગયાં. "મહારાજ તમે ચેલી નહી કરો તો આપઘાત કરીશ" એમ ફરી તે બોલી. મહારાજ બોલ્યા "ઓતો બડા પાપ હય તેરી મરજી હોય તો ચલ. તું મેરી મૈયા હૈ પણ તેરી જ્ઞાતિકા પાંચ વૃધ્ધ લોકોકુ બોલાવ ઓર ઓ લોકકી સમક્ષ મેં મૈયા કરકે લે જાઉંગા" લોકો ભેગા થયા. તે લોકોએ અનુમતી આપી સાધુને મહાત્મા તરીકે

સૌ જાણુતા હતા તેમ આ વૃધ્ધા કંજુસ હતી ને વાપરનાર કોઇ ન હોવાથી સૌએ બહુ ખુશીથી અનુમતી આપી. તે સાથે એક વરઘોડાના રૂપમાં કેટલાક લોકો સાથે તે વૃદ્ધાને તે મહાત્માજીને આશ્રમે મુકી આવ્યા. ત્યાં તે સંત પુરૂષે તે વૃધ્ધાને ભક્તિ માર્ગમાં યોજી દઇ પોતાની માતા પ્રમાણે વર્તવા લાગ્યા. આ વૃધ્ધાની મીલકતમાંથી એક દશ વિદ્યાર્થીઓને સંસ્કૃત વિદ્યા મળી શકે એવો ત્યાંજ આશ્રમ બનાવી એક આચાર્ય રાખ્યા તથા તે સર્વેનો આહાર વસ્ત્રોનો પણ પ્રબંધ તેજ મીલકતમાંથી કરવાની વ્યવસ્થા કરી. એક નાનું ગુરૂકુળ ચાલુ કરી દીધું. આપણા માતુશ્રીને એકાંત સ્થાન સંત સમાગમથી મળતી શાંતિ, મનહર પ્રદેશ, સત્વગુણી આહાર તથા આ બાળબ્રહ્મચારી બ્રહ્મકુમારોના માજી માજીના સંબોધન વિગેરે, સત્યભાવી તથા આનંદપ્રદ સ્થાને રહી ભક્તિમાર્ગમાં પ્રવૃત્ત રહી. તે સંત મહાત્માના માતૃભાવથી આનંદિત થતાં સ્વર્ગે સિધાવ્યાં.

એક સંત પાસે આ ક્રોધ પોતું ગયું છતાં 'સંત સમાગમ દુલર્ભભાઇ' એ ન્યાયે કેવું ઉંચું રૂપાંત્તર થઈ કેવું મહદ્ ફળ મળ્યું છે.



## —ઃ ભાવનાનું બળ ઃ—

### અથવા

## એક કઠીઆરાનો દેખાવ.

વનપ્રદેશ સ્થિત એક નાના રાજ્યસ્વસ્થાનમાં મહીપતસીંહ નામે મહારાજા હતા. એઓ ધર્માત્મા હોઇ પવિત્ર રીતે જીંદગી ગુજારતા હતા. એમનું ગાદી સ્થાન વનપ્રદેશ હોવાથી થોડી વસ્તીનું નાનું નગર હતું. એટલે પોતાના મહેલથી ગાડીમાં બેસી ગોળ ચક્કર લગાવે તો બધી વસ્તિમાં ફરી વળાય તેવી બાંધણીનું હતું. રાજાનો દિવાન એક ધર્માત્મા તથા ઉચ્ચ કોટીનો સદાચારી હતો. તેમની પેઢીમાં પેઢી દર પેઢીથી અયાચકવ્રત ઉતરતું આવેલું હતું એથી તે સ્વઉપાર્જનથી ઘર સંસાર ચલાવવાના ક્ષત્રીય કર્મ કરનારો કુલિન બ્રાહ્મણ હતો. એટલે રાજ્યનો વહીવટ પ્રજાના હિતમાં ન્યાય પુરઃસર સારી રીતે ચાલતો હતો. પ્રજા જાણે રામરાજ હોય તેમ આનંદમાં રહેતી હતી.

મહારાજા દરરોજ પોતાના નગરથી થોડે દુર એક મોટો બગીચો તથા તેમાં મહેલ તથા બીજી સર્વે સામગ્રીની ગોઠવણ રાખેલી હતી તે સ્થાને સાંજે ગાડીમાં અગર પાલખીમાં બેસી હવા ખાવા જતા હતા. કોઇ કોઇ દીવસે પ્રધાનજીને પણ સાથે લઇ જતા હતા.

આ મહારાજા ધર્માત્મા અને પ્રજા વત્સલ હતા એટલે પોતાની પ્રજાને પુત્ર પુત્રી પ્રત્યેના ભાવથી જોતા હતા. પ્રજાને જ્યારે જ્યારે એમના દર્શન થતા ત્યારે ત્યારે રાજામાં ઇશ્વરી અંશ છે એ ભારતવર્ષીય પ્રજાની માન્યતા અનુસાર પ્રેમભાવથી દેવરૂપ દર્શન માની પ્રજા નમન કરતી હતી. મહારાજા જે રસ્તેથી દરરોજ બગીચામાં હવા ખાવા જતા ત્યારે તે રસ્તાપર સ્થિત નગરજનોમાં જે ત્યાં હાજર હોય તેઓ આવા ભાવે નમન કરતા હતા. આમ ક્રમ ચાલ્યા કરતો હતો.

બગીચામાં જવાના રસ્તા પર નગરને છેટે કઠીઆરા લોકોના ઘરો આવેલાં હતાં. ત્યાં થઇને જતાં તે લોકોમાંના હાજર હોય તે મહારાજાને નમન કરતા હતા. મહારાજા પુત્ર માફક પ્રજાને નિહાળવાની ભાવનાવાળા હોવા છતાં, આ કઠીઆરામાંના એકને જોતાં એમને તે માણસ બીહામણો કાળ સ્વરૂપ જેવો લાગ્યો. એક દિવસ બે દિવસ એમ ધારી ધારીને જોતાં મહારાજાને તે કાળસ્વરૂપેજ પ્રતીત થવા લાગ્યો.

આથી મહારાજા વિચારમાં પડયા કે, આ બધી રૈયતમાં આ મનુષ્યને જોઉં છું, ત્યારે ત્યારે તે મને કાળ સ્વરૂપે શા માટે જણાતો હશે. એક દિવસે પ્રધાનજીને એ હકીકતથી તેમણે વાકેફ કર્યા અને તે કઠીઆરો પોતાના ઘરના આંગણામાં ઉભો રહી નમન કરતો હતો. ત્યારે મહારાજાએ પ્રધાનજીને તે કઠીઆરાને તથા તેના ઘરને બતાવ્યું.

પ્રધાન ધર્માત્મા તથા ધર્મના સૂક્ષ્મ તત્વને સમજનાર વિચારવાન વ્યકિત હોવાથી આ દ્રશ્યમાં કાંઇપણ કારણ હોવુંજ જોઇએ એમ નકકીના અનુમાન પર આવ્યા. એટલે એ કારણ ગુપ્ત રીતે સોધી કાઢવાના ઇરાદાથી, થોડા દિવસ બાદ મહારાજા પાસે પોતાના અંગત કારણે થોડા દિવસ પરદેશ જવાની તેમણે રજા લીધી.

પછી પ્રધાનજી પોતાના એક ભરૂસેદાર નોકર સાથે નજીકનાં ગામમાં ગયા. ત્યાં રાખેલી ગોઠવણ પ્રમાણે પોતાનો પ્રધાનનો વેશ બદલી તેમણે એક સાધુનો વેશ લીધો. આખે શરીરે ભસ્મ, બનાવટી દાઢી તથા માથાની જટા, એક હાથમાં ચીપીઓ, મૃગચર્મનો વીંટો તથા લંગોટ લગાવી પાદુકા પહેરી, સંપુર્ણ સાધુ વેશે, તે નગરમાં તે કઠીઆરાવાડામાં આવી તે લોકોનાં આંગણીઆં એક લીંમડાનું ઝાડ હતું ત્યાં આશન જમાવી બેઠા.

સાધુ લોકો આશિર્વાદ આપી આપણું સારૂ કરી શકે છે એવી માન્યતા હતી તેમજ સાધુની સેવા કરવાથી ધર્મ લાગશે એવી ધર્મભાવના પણ પ્રચલિત હોવાથી તે

સાધુ મહારાજને જોતાં એકડએકડ એમ કોઇ વૃધ્ધ, કોઇ બાળક કોઇ સ્ત્રી તેમના દર્શન માટે આવવા લાગ્યાં. કોઇ ધુણી માટે લાકડાં લાવ્યું. કોઇએ જગ્યા સાફ કરી ધુણી સળગાવી આપી. કોઇ તમાકુ લાવ્યું. એમ પોતાના ભાવના પ્રમાણે લોકોએ સેવા કીધી. રાત્રે નાના મોટા કેટલાક ત્યાં આવી બેઠા. એમાંના કેટલાકે પોતાનાં દુઃખો મટાડવા પ્રાર્થના કીધી. એવાઓને ચપટી ચપટી ભસ્મ આપી એસા કરના એમ જુદી જુદી વાપરવાની વિધિ બતાવી, અચ્છા હો જાયગા એમ કહી તેઓ આશિર્વાદ આપતા હતા. આ સાધુ મહાત્માને આપણે પગે લાગી કહીશું તો જરૂર આપણું કામ થશે એવા વિચારથી મહારાજાને કાળ સ્વરૂપે દેખાયલો કઠીઆરો પણ બધા લોકો ચાલ્યા ગયા પછી સાધુ સમક્ષ આવ્યો. સેવામાં ધુણી માટે થોડાં લાકડા પણ લાવ્યો હતો. લાકડા નાખી પગે લાગી તે ત્યાં બેઠો. આપણા સાધુ મહારાજના ગુપ્ત વેશના નિમિત્તનું મુખ્ય પાત્ર સામે ખડું થયું. તુરત તે મહાત્મા બોલ્યા, “આવ બેઠ તું બડા ભગત માલમ પડતા હે બચ્ચા એસીજ સાધુ સેવા કરના. લે બચ્ચા માકુ પી.” એમ કહી ત્યાં પડેલા તમાકુમાંથી થોડો તમાકુ તેમણે કઠીઆરાને આપ્યો. તે લઇ તે કઠીઆરો ચલમ તાણવાના નિમિત્તે પોતાની વાત કઇ રીતે કાઢવી તે વિચાર કરવા લાગ્યો. એટલે તે મહાત્મા બોલ્યા “બચ્ચા તુમ ક્યા ચિંતામેં હય. જો ભી હય સો બોલ દે. મેં તેરી સબ ચિંતા મટા દેઉંગા.” તે કઠીઆરો હા બાપજી, કહી બે હાથ જોડી બોલ્યો કે મહારાજ મારી પાસે એક ગાડી મલીયાગરૂ ચંદનના લાકડા આજે છ માસથી પડેલાં છે, એનો કોઇ ઘરાક નથી. એ તો મહારાજ કોઈ મોટો માણસ મરી જાય તો તેને બાળવાની જરૂરે ઘરાકી નીકળે. હવે આ નગરમાં તો મોટામાં રાજા છે. હવે એ રાજા મરે ક્યારે ને મારા લાકડાં ખપે ક્યારે? આથી હું જ્યારે જ્યારે મહારાજાને જોઉં છું ત્યારે ત્યારે રાજા ક્યારે મરે કે મારાં લાકડાં ખપે એમ કેટલીક મુદતથી રાજાની મરવાની રાહ જોઉં છું. પણ રાજા

મરતો નથી. અનેલાકડાં ખપતાં નથી. તો મારા લાકડા વેચાય એવો આશિવાદ આપો. મહાત્માએ તુરત ચપટી વિભુતિ આપીને કહ્યું 'એ લાકડી પર ડાલ દેનાં. તેરા કામ હો જાયગા.' પેલો કઠીઆરો પોતાની મનકામના પુરી થવાનો આશિર્વાદ લઇ ખુશી થઇ રવાના થયો. આપણા સાધુ મહાત્માને પોતાની શોધનું યોગ્ય કારણ મળી રહ્યું જેથી મોટે મળસ્કે તેઓ રવાના થઈ ગયા.

મહાત્મા પોતે જે ગામેથી રવાના થયેલા ત્યાં આવી પોતાનો બનાવટી વેશ બદલી પોતાના નગરમાં ગયા, અને નગરમાંના કઠીઆરાની વસ્તીમાં દાંડી પીટાવી કે જેને ત્યાં મલીયાગરૂ ચંદન હોય તે દીવાનજી સાહેબને ત્યાં હાજર થાય. તેના લાકડા ખરીદી લેવામાં આવશે. આથી આ ચંદન વેચવાની જીજ્ઞાસાવાળો કઠીઆરો ઠેરવેલા વખતે દીવાનજીને ત્યાં હાજર થયો. રૂબરૂ થતાં કેમ તારે ત્યાં કેટલાં લાકડાં છે, શું કિંમત લેશે વિગેરે દીવાનજીએ તેને પૂછ્યું. કઠીઆરાએ કહ્યું એક ગાડી લાકડા છે. કિંમત તો સરકાર માબાપ જે આપે તે મારે કબુલ છે. તુરત દીવાનજીએ બસો રૂપીઆ ગણી અપાવી પુછ્યું, કેમ ખુશી થયો કે ? કઠીઆરાએ આટલી મોટી કીંમત ધારી હતી નહી. તેથી હા સરકાર બહુ ખુશી થયો છું આમ કહી રજા લીધી.

આ કઠીઆરો ખુશી થઇ રસ્તે ચાલતાંજ વિચાર વમળમાં પડ્યો કે, આપણાં લાકડાં તો એમ પરભાર્યાં ખપી ગયાં. અરે મહારાજા જેવા ભલા માણસની મરવાની મેં રાહ જોઇ. અરે કેવું નઠારૂં કીધું. અરે ભગવાન મારા મહારાજાને બહુ વર્ષ જીવાડજે.. પોતાના સ્વાર્થ ખાતર એક નિર્દોષ વ્યક્તિ પર કરેલા અત્યાચારનો એ પણ મનુષ્ય હોવાથી એને મહાપશ્ચાતાપ થયો. તેથી મહારાજા બહુ જીવો આ ગ્રંથી એના મનમાં મહત ભાવે સ્થિત થઇ. જેથી ત્યાર પછીના વખતમાં જ્યારે જ્યારે મહારાજાના દર્શન થતાં ત્યારે ત્યારે આ કઠીઆરો બહુ માતબર ભાવથી મહારાજા બહુ જીવો

આવો ભાવ પ્રેરવા લાગ્યો. કાળસ્વરૂપી ભાવનાના પરમાણુના પડેલા આઘાતથી આ કાળમુર્તિ કઠીઆરાને જોતાં પોતાના સ્મરણસ્થાની ધર્ષથી બે ચાર દિવસ તો મહારાજાને એના કાળદૃશ્યમાં ફેરફાર માલુમ પડયો નહીં. આ કઠીઆરાના હવેના ઘણું જીવો એ માતબર ભાવયુક્ત પરમાણું હવે પ્રેરવાનું ચાલુ થવાથી મહારાજાનો કાળભાવ વિલીન થઇ ગયો. પછી તો તે સર્વે જેવો દેખાવા લાગ્યો. કેટલાક દિવસ પછી તો તે કઠીઆરો અરે આપણે આ શું કીધું હતું એ પસ્તાવાથી જ્યારે જ્યારે મહારાજાને જોતો ત્યારે ત્યારે રાજા ઘણું જીવો એમ ગળગળીત ભાવે જાણે પોતાના મનના ઉંડાણમાંથી કાંઇ આપતો હોય, એવો મન ખેંચનાર પ્રેમનું પાત્ર જેવો જણાવા લાગ્યો. મહારાજા, આ શું હશે આમ કેમ મન ચકડોળે ચઢી ઘડીમાં કાંઇ ને ઘડીમાં કાંઇ કલ્પ્યા કરે છે, એવી રીતે આ ગૂઢ રહસ્યનું કારણ નહીં જાણવાથી મન વાળતા હ ા.

આ ઘટના બની ગયા પછી કેટલેક દિવસે પ્રધાનજી દરબારમાં આવી મહારાજાને મળ્યા. સુખ સમાચાર પુછી આજે તો ઘણે દહાડે પ્રધાનજી ચાલો સાથે હવા ખાવા જઇએ એમ કહી ગાડીમાં બેસી કઠીઆરાવાડમાંથી પસાર થતાં રાજાજી બોલ્યા, 'પ્રધાનજી પેલો પ્રથમ કાળસ્વરૂપ લાગતો કઠીઆરો તો હવે મને બધા કરતાં પણ સારો લાગે છે ને બધા કરતાં પણ એનો પ્રેમભાવ વધારે છે એમ મને લાગ છે. આ શું હશે?'

પ્રધાનજીએ કહ્યું મહારાજજી આ જગતમાં કોઇપણ માણસ ઉપર સદ્ભાવ કે અસદ્ભાવ ઉત્પન્ન થવા ં તેના મનસ્થિત પ્રતિકુળ ભાવનોજ હેતુ છે. આ કઠીઆરાએ મહારાજા પ્રત્યે પોતાના સ્વાર્થથી પ્રેરાઇ જે ભાવ ઉત્પન્ન કીધો હતો તે ભાવને પલટવા માટે શું કીધું હતું તે સર્વે વૃત્તાંત આદ્યથી ઇતિ પ્રધાનજીએ કહી સંભળાવ્યો એટલે ભાવનાનું અન્તે મહારાજા સમજી ગયા.



# ઇશ્વરની અકળ કળા

## અથવા

## એક બુદ્ધિવાન પરની આફત કે અભ્યુદય પ્રારંભ

મહાભારતના વખતના ઇંદ્રપ્રસ્થ નગરની નજીક મોગલ શહેનશાહ અકબરે વસાવેલું અકબરાબાદ જે હાલના આગ્રા નગરથી ઓળખાય છે તે પુરાણુ પ્રસિદ્ધ પાપમોચની જમના નદિના કાંઠા પર આવેલું છે. એ નગર મોટું હોવાથી એમાં ઘણાં બજારો આવેલાં છે. તેમાંનું મુખ્ય કિનારી બજાર ગણાતું આવ્યું છે. એ બજારમાં એ પ્રદેશના રિવાજ પ્રમાણે સ્ત્રીઓના પહેરવેશમાં કામ લાગે એવા ગોટા પટ્ટા તથા જરીકામની મોટી મોટી દુકાનો છે. એ દુકાનના માલિકો સર્વે લેણ દેણ તથા હિસાબ મેળવી રાત્રે દશ વાગે દુકાનો બંધ કરતા હતા. એક રાત્રે એ બજારમાંની પ્રખ્યાત ને મોટી એક દુકાન પણ બંધ થઇ હતી. આખો દિવસ દુકાનમાં રોકાયલા હોવાથી રાત્રે ખુલ્લા પવનમાં ધીમે ધીમે ઘર સુધી ચાલવાથી બહુ આનંદદાયક લાગવાથી એક મુનીમ અને તેનો શેઠ કીનારી બજારથી ગોકળપુરા તરફ આવતા હતા. આ વખતે રસ્તે અવર જવર બહુ થોડી હતી. તેથી બંનેવ આખા દહાડાના દુકાનના કામથી પરિશ્રમિત થયેલા હોવાથી ખુલ્લા પવનથી તાજા થતા ચાલતા હતા. એ પ્રસંગે મુનીમજીએ કહ્યું, 'શેઠજી દુકાનનું ભાડું ચાર માસનું ચઢી ચુક્યું છે. દુકાનદારોની ઉઘરાણીના વાયદા પર વાયદા થતા રહે છે. દુકાનમાં માલ નથી. માટે પૈસાની ખાસ જરૂર છે. હવે આપણાં માંગણાં પૈસાની ઉઘરાણી કરવામાં આપણને સારૂં નહી દેખાય, એમ માની તમો ઉઘરાણી કરવા દેતા નથી. જેથી નાણાની ભીડથી બજારમાં આપણે માટે પુઠ પાછળ વાતો થાય છે. ને કેટલાક તો એમ પણ બોલે છે કે આ દુકાન હવે થોડા દહાડાની છે. એકંદરે આપણે સમતોલપણા પર તો

નથીજ, પણ મોટી રકમની ઉઘરાણી આવે તો યોગ્ય રીતે આપવાથી બુમાટો બંધ થશે. આ વખતે આપણે બહુ કટોકટીનાં પ્રસંગ ઉપર છીએ.' આ સાંભળી તે શેઠ બોલ્યો "એ સર્વ હું જાણું છું. પણ એ માટે શું કરવું? એવી મોટી કઇ ઉઘરાણી છે કે જે આવેથી આપણને સારો આસરો મળી જાય?' આથી મુનીમજી બોલ્યા કે 'સરકારમાં આપણો માલ આપેલો છે તે રૂપીઆને ત્રણ માસ થઇ ગયા છે. તમે જાતે જાવ તો એ ત્રણ હજારની રકમ આવી જાય એમ છે. પણ તમે તો આપણાથી રૂપીઆ માટે સરકારમાં ઉઘરાણીએ કેમ જવાય આમ વિચારી એ રૂપીઆની ઉઘરાણી પર લક્ષ આપતા નથી, આ રૂપીયા આવી જાય એવા છે, ને મુદત થઇ ગઇ છે. સરકારનો કારભાર મોટો હોવાથી યાદ આપેલે તુરત રૂપીઆ મળી જશે. માટે તમો એ રૂપીઆ લાવવા એકાદ દિવસમાં રવાને થાવ તો સારૂં છે.' આ સાંભળી તે શેઠે કહ્યું, 'ઠીક છે હું આવતી કાલે રવાના થઇશ,' આમ વાત કરતાં ઘેર પોંહચ્યા.

આ મુનીમ તથા શેઠ બન્નેવ લગભગ ત્રીસ ત્રીસ વર્ષની ઉમરના સમવયસ્ક હતા. મુનીમ સારા કુટુંબનો તેમ પ્રમાણીક હતો. ઘરનો સુખી હતો. બેસી રહેવાનું ઠીક નહી લાગવાથી ફકત વ્યાયામ માટેજ એ નોકરી કરતો હતો. તે સાથે પૈસાની સવડ હોવાથી કાંઇ ઝવેરાતનો ધંધો એ દુકાન પર બેઠા બેઠા થોડો થોડો કરતો હતો. તેમ પ્રસંગે દુકાનની સખત ભીડે શેઠની કહેવાની રાહ નહી જોતાં રૂપીઆ રોકતો હતો. શેઠની સજ્જનતા તથા ભરોસાદાર સ્વભાવથી એ આ દુકાનનો વહીવટ પોતાની માલીકીની દુકાન પ્રમાણે ચલાવતો હતો. શેઠ કુલીન ને આબરૂદાર કુટુંબના હતા. તે સાથે ધર્મરત હતા. સાધારણ કેળવાયલા હતા. પોતાના પિતા તરફથી સત્ય, દયા, દાન વિગેરે ઉચ્ચ ગુણો નાનપણથી એમને સંસ્કારથી મળેલા હતા. એથી એઓ બાળપણથી મિતભાષી, વિનયશીલ, મોટા મનના તથા સાથે

બેસનારને લાભ પહોંચાડવાની પ્રકૃતિવાળા હતા. તે સાથે કસરતના શોખીન હતા, એટલે શરીરે પણ બળવાન હતા. ને ખુબસુરત હતા. એથી આ ઉમરે જોનારને પોતે કોઇ સારા ગૃહસ્થ છે એમ પ્રભાવ પાડી શકતા હતા. તે સાથે વાંચનના બહુ શોખીન હતા. તેમાં ધર્મના તથા તત્વજ્ઞાનના ખાસ અભ્યાસી હતા. વળી કેટલાક દૈવી સંપત્તિના ગુણોના પાળક હતા. તેમાં મુખ્ય ગૃહસ્થનું બ્રહ્મચર્ય તથા અક્રોધ તથા આસરે આવેલાને મદદ એને પ્રતિજ્ઞા પુર્વક પાળનાર હતા. પુરા વ્યવહાર દક્ષ તથા કુટુંબરક્ષક તથા હરકોઈ ગુંચવાયેલાને સલાહ આપવાની ઉંડી સમજવાળા હતા. આથી એ શેઠની દુકાન પૈસાથી ઉભરાયલી હતી. છતાં આ પ્રતિભાશાળી શેઠના પ્રતાપથી એમનું કોઇ કામ અટકતું નહી તેમ સામે મોઢે કોઇ કાંઈ બોલી શકતું નહી. આવી ઉચ્ચ શૈલીવાળા હોવાથી મુનીમજીને મન પ્રસન્ન શેઠ મળવાથી એ પોતાની દુકાન પ્રમાણે વર્તતો હતો. ને એ વાત શેઠના ધ્યાનમાં હોવાથી મુનીમજીની વાત એઓ બહુધા કબુલ રાખતા હતા. તેમ મુનીમજી માલીક તરીકે કેટલાક કામો કરતા હતા. આવો શેઠ અને મુનીમનો સંબંધ હતો, એટલે મુનીમજીના કહેવાથી સરકારમાંથી ઉઘરાણીનાં રૂપીયા લેવા જવાનું એમને યોગ્ય લાગ્યું.

મુનીમજી ઝવેરાતનો ધંધો દુકાન પરજ કરતા હતા. ને તે ધંધાના નફામા તેમનો નીમે ભાગ ઠેરવેલો હતો. એક દિવસ તેમની દુકાને કોઇએક વીંટી વેચવા આવ્યો હતો. અંગુઠીવાળો ગામડાનો–સાધારણ બુદ્ધિનો હતો. આ મારા ઘરની પુરાણી અંગુઠી છે. તે વેચવી છે, આમ તેણે વાત કરી. આ માટે સોદો કરતાં તે માણસે કહ્યું કે, ‘બીજા માંગનારે પંદરસો સુધી માંગી છે, હું તમારૂં નામ સાંભળી અહિં આવ્યો છું.’ અંગુઠી તપાસી લગભગ ૬ રતીનું પાનું છે એમ મુનીમજીએ નકકી કીધું. તે એટલું પાણીદાર હતું કે મુનીમજીએ અઠ્ઠાવીશ કે ત્રણ હજારનો માલ ધાર્યો.

બહુ તપાસી રૂપીઆ સત્તરસોથી સોદો નકકી કીધો. આ વેચનાર માણુસે શરત કરી કે 'મારો મોટો ભાઇ છે, તે જો આ કીંમતે નહીં કબુલ કરે તો હું પરમ દિવસે દસ વાગે રૂપીઆ આપી અંગુઠી લઇ જઇશ. પરમ દીવસે દીવસના એક વાગ્યા સુધી હું નહીં આવ્યો તો દોઢ વાગે માલ તમારો થાય.' આમ શરત કરી તે અંગુઠી એક દાબડીમાં મુકી તે ઉપર સીલ કરી તે મુનીમજીને આપી રૂપીયા લઇ રવાને થયો.

શરત કરેલા દીવસે તે વેચનાર આવ્યો નહિ એથી અંગુઠી પોતાની થઇ. આ સોદાથી મુનીમજી મનમાં રાજી થયા. શેઠને મુનીમ બંનેય નિરાંતે આ અંગુઠી જોવા લાગ્યા. આ અંગુઠી તપાસતાં શેઠનું મન કાંઇ ગુચવાવા લાગ્યું. શેઠ પોતાના મનના સ્ફુરણુ પર લક્ષ આપવાના અભ્યાસી હતા. એથી એમને કેટલીક બેમાલુમ આત્મિક શક્તિ પ્રાપ્ત થયલી હતી. ને તેથી પ્રસંગોપાત્ત મળેલા અનુભવથી તેમનું મન આ વખતે મંદ થયું હતું. અંગુઠીને બહુ બારીકીથી તપાસવા આઇગ્લાશ મંગાવી જોઇ પાનું બહુ પાણીદાર છે એમ નકકી થયું. પણ તેમનું મન માનતું નહોતું, એથી મુનીમજી એ અંગુઠી ખોલી નાંખી પાનું છુટું પાડો એ તોલમાં કેટલું તથા ખુલ્લું થવાથી પાણી પણ બરાબર ધ્યાનમાં આવે. એમ કહી, પાનું છુટું પાડી બહુ બારીકીથી ચોગરદમ તેમણે તપાસ્યું. આઇગ્લાસથી તપાસતાં આ પાનું જોડ છે. એમ શક પડતાં બરાબર તપાસતાં જોડ છે એમ નકકી થયું. બે ભાગમાં રંગ પુરી એવી બારિકાઇથી જોડ બેસાડેલી કે નરી આંખે દેખાય નહીં. વેચનાર ગામડીયા વેશે આવેલો, વળી ચોવીસ કલાકની શરત રાખેલી, કે એ અરસામાં એ અંગુઠીમાંથી પાનું છુટું પડશે નહી, ને તેનાથી મુકામે સુખરૂપ પહોંચી શકાય. આવી રીતના વેપારમાં મુનીમજી સત્તરસોને બદલે સીત્તેરનો માલ ખરીદી બેઠા હતા. એટલે આ અંગુઠીની ખોટનો ખાડો પણ પુરવાનો રહ્યો. એ અંગુઠી દુકાનમાં પડેલી હતી. સહવારે તૈયાર થઇ શેઠ દુકાને આવ્યા.

આ પ્રસંગે આ અંગુઠી કોઇ ઠેકાણે વેચાય તો ભીડ ભાંગે એમ નાણાંની ભીડમાં મગજ ઘેરાયલું હોવાથી બીજો કોઇ વિચાર નહીં આવતાં આ અંગુઠી બીજે ઠેકાણે વેચી નાંખવી એમ નક્કી કીધું. પોતાના એક ભરોસાના માણસને કઈ રીતે વેચવી તે સમજ આપી. તેમ એ માણસ પણ ચાલાક હતા. એથી તેને પોતાની સાથે તૈયાર કરી રસ્તાના શહેરમાં ઉતરી પડવાનું નક્કી કરી તેને સાથે લીધો.

આ કથાનો કાળ વિક્રમની વીસમી શતાબ્ધિનો હતો. એ વખત અંગ્રેજોનું રાજ હતું. આ નગર જેના વહીવટમાં હતું એવો એ સરકારનો વડો અમલદાર લેફ્ટેનન્ટ ગવર્નર હતો. એનો રહેવાનો કેટલોક વખત હિમાલય પર્વતના રમ્ય અને શાંત સ્થળ નૈનીતાલમાં હતો. આ વખતે એ અમલદાર નૈનીતાલમાં હોવાથી આ શેઠે નૈનીતાલ જવા રેલ્વેના છેલ્લા સ્ટેશન કાઠગોદામની ટીકીટ લીધી, ને એમના સોબતીને બરેલી સ્ટેશને ઉતારવાનું નક્કી કરી તેની ત્યાંની ટીકીટ લઇ બંનેવ ટ્રેનમાં બેસી રવાના થયા.

પોતાના સોબતીને બહુ હુશીઆરીથી કામ કરવાનું કહી બરેલીના સ્ટેશને ઉતારી શેઠ કાઠગોદામના સ્ટેશને ઉતર્યા. આ વખતે વર્ષાઋતુનો ભાદરવો મહીનો ચાલતો હતો. આ જગ્યા હિમાલય પર્વતમાં આવેલી હોવાથી અહીં સ્વભાવિક વર્ષાદ વધુ પડતો હતો. આ દિવસમાં અહીં પુષ્કળ વર્ષાદ પડતો હતો. વાદળ ઘમઘોર ને સાથે ધોધમાર વર્ષાદ ને પર્વતનો પ્રદેશ હોવાથી અંધકાર થઇ રહ્યો હતો. તે સાથે જંગલોની લીલોતરી એ કાળાસમાં વધારો કરતી હતી. તેમ ઉંચા નીચા પહાડો ને વચ્ચે ખાઇઓ એટલે દૃષ્ટિમર્યાદામાં આ આવતા દશ્યોથી આ વર્ષાકાળ હૃદયને ભય પ્રાપ્ત કરતો હતો. આવે વખતે આપણા શેઠ બપોરના બાર વાગે કાઠગોદામના સ્ટેશન બહાર ઉભા રહી નૈનીતાલ શી રીતે જવું એ માટે વિચાર કરતા હતા. એ અરસામાં એક મુસલમાન ગૃહસ્થ આવી બોલ્યો, 'બાબુજી તમે ક્યાં જવાનાં છો?'

હું નૈનીતાલનો સોબતી શોધું છું. આ શેઠે કહ્યું 'હું પણ કોઇ સોબતીને શોધું છું. તો તમે મળ્યા તો સારૂં થયું. મેં સાંભળેલું છે કે નૈનીતાલ મોટર જાય છે. તો આપણે આ સામે કોટડામાં તપાસ કરીએ.' એમ મનસુબો કરી સામાન સ્ટેશન પર રહેવા દઇ બંનેજ મોટર સ્ટેશને ગયા. તપાસ કરતાં માલુમ પડયું કે કાઠગોદામથી નૈનીતાલ બાવીસ માઇલ પડે છે. મોટરમાં દરેક માણસના પાંચ રૂપીયા આપવા પડે છે. આ વખતે રસ્તામાં એક પર્વત પરથી મોટો પત્થર પડી રસ્તો પુરાઇ જવાથી મોટર બીરભટી સુધી જાય છે. ત્યાંથી મોટરનો રસ્તો દસ માઇલ છે. ને પગનો રસ્તો બે માઇલ છે. બીજી કઇ રીતે જવું એ તપાસતાં માલુમ પડયું કે પગ રસ્તેથી જવા માટે ઝંપાન મળે છે. ઝંપાન પાલખી જેવું હોય માંહે માણસને બેસાડી ચાર માણસો ઉંચકીને લઇ જાય છે. તથા ઘોડા પર જવાય છે. ને ઘોડા ભાડે મળે છે. તેઓ બીરભટી સુધી મોટરમાં ગયા. આખે રસ્તે વર્ષાદ ચાલુ હતો. ને પાણીજ પાણી થઇ રહ્યું હતું. ત્યાંથી પગરસ્તે જવા ઝંપાન શોધતાં બીજા આગળના મુસાફરો ભાડે લઇ ગયા હોવાથી, એક ઝંપાન મળ્યું હતું. આથી આ શેઠે તે મુસલમાન શરીરે જાડો ને વૃદ્ધ હોવાથી તેમને ઝંપાનમાં બેસવા કહ્યું. બે સોબતી છુટા પડતાં દલગીરી દર્શાવતાં ના ઇલાજે આ મુસલમાન ગૃહસ્થ ઝંપાનમાં બેસી રવાને થઇ ગયા. સામાન માટે બે કુલી કીધા, તેમને સામાન આપી દરેકે પોત પોતાનું ઉતરવાનું ઠેકાણું કહી તેમને રવાના કીધા. અહીંના કુલીઓ ઇમાનદાર હોવાથી મુકે તેવો કીમતી સામાન તેમને સોંપી રવાના કરવામાં આવતા. આ તજવીજ કરી આપનાર બીરભટીમાંના મોટર સ્ટેશનનો મોટર કોન્ટ્રાકટરનો માણસ હતો. એણે આ શેઠને જવા માટે બે રૂપીયાના ભાડાથી ઘોડો મંગાવી આપ્યો, તે પર સ્વાર થઇ એ ઘોડાને પાછો લાવનાર એક કુલીને લઇને આપણા શેઠ પાંચ વાગે બીરભટીથી નૈનીતાલ જવા પગ રસ્તે રવાના થયા.

બીરભટ્ટીથી પર્વતની કઠણુ કઠણે ચકરાવાવાળી સડક હતી. એથી મોટર તથા ટાંગાથી દસ માઇલનો રસ્તો દુર ને પગનો રસ્તો બહુ ઉંચાણુવાળો પર્વતની કઠણુનો હોવાથી એ બે માઇલ હતો. પગ રસ્તો કોઇ ઠેકાણે ચાર ફુટ ને કોઇ ઠેકાણે છ ફુટ પોહળો હતો. એક બાજુ પાહાડ ને બીજી બાજુ ઉંડી ખાઇ હતી. તેમ ધોધમાર વરસાદ પડતો હતો. એટલે રસ્તામાં પાણી પણ પુષ્કળ વેહતું હતું. રસ્તામાં ઉંચા ઉંચા પર્વત આવી રહેલા, તેની કઠણુ કોતરી રસ્તો કરેલો, એટલે વરસાદમાં કોઇ પર્વતનો મોટો પથ્થર ધસી પડે તો ચગદાઇ મરાય. અગર ઘોડો ચાલતાં પગ લપસી જાય તો સેંકડો ફુટ નીચી ખાઇમાં પડી મરણ પમાય. આવી ધાસ્તીવાળો રસ્તો હોવાથી બહુ સાવચેતીથી પ્રયાણ કરવામાં આવતું. એક બાજુ પર્વત ને બીજી બાજુ નીચાણમાં ખાઇ તથા ગીચ જંગલ હતું. જેના તરફ વધુ જોતાં ઉથલાઇ પડવાની બીક લાગતી. આવી રીતનો મરણ માથે ઝુઝુમી રહેલું હોય એવો વિકટ પંથ પસાર કરી શેઠ સાંજે સાત વાગે નૈનીતાલમાં સુખરૂપ આવી લાગ્યા. આખે રસ્તે વર્સાદ પડેલો, અને ઘોડા પર બેઠેલા, એટલે છત્રી ઓઢી શકાયલી નહી. જેથી શરીર પરનાં સર્વે કપડાં પલળી ગયાં હતાં. નૈનીતાલમાં દાખલ થતાં હરકોઇ વાહનપર આવનાર મુસાફર પાસે બે રૂપીયા કર લેવામાં આવતો. ફક્ત પગે ચાલી આવનારની પાસે લેવામાં આવતો નહી. તે કર ચુકવી આપણા શેઠ એક હોટલમાં આવી લાગ્યા. અહીં હોટલના મેનેજરને મળી દરરોજના ત્રણ રૂપીયા ભાડાથી એક મન પસંદ ઓરડી રાખી લીધી. અને ઘોડાવાળાને રવાના કીધો. મેનેજરને પુછતાં પોતાનો સામાન કોઇ કુલી અહીં લાવ્યો નથી. એથી હોટલનાં મુખ્ય માલીકને મેનેજરે વાત કરતાં તેણે કહ્યું કે આપણે તો આહીં આવે તેની તજવીજ રાખવાની છે. એનો સામાન આવે અગર નહી આવે એની આપણે શું દરકાર છે, આપણે સામાનની તજવીજ કરવાને બંધાયલા નથી. આમ બે પરવાઇ ભરેલો જવાબ દીધો. આપણા શેઠે જે કોટડી

ભાડે રાખી હતી તેની જોડમાંજ માલીકની બેઠક હતી. એટલે આ વાત સ્પષ્ટ સાંભળવામાં આવી હતી. શેઠ કોટડીમાં બેઠા. તેમણે કપડાં કહાડી નીચોવી ખીંટીએ ભેરવ્યાં–શરીર પર ગંજીફરાક કાંઇક પેહેરાય તેવું હતું તે રહેવા દીધું. ને ધોતીઉં પેહેરતાં નીચેના ભાગમાંથી કેડે એક આંટોમારી પેહેરવાના રિવાજથી નીચે ભાગે ધોતીયું કોરૂં રહેલું તે ભાગ પેહેરી, બાકીનો લીલો ભાગ ખુબ નીચોવી તે બેઠા ને તે પલંગ પર વવટાવા નાંખ્યું. વરસાદ ધોધમાર પડતો હતો. તે સાથે એ શિત પ્રધાન પાર્વતિ પ્રદેશની થંડી, તે સાથે વરસાદમાં મુસાફરી કરેલી તેથી ભીનાં કપડાં પેહેરેલાં હોવાથી સખત ઠંડી લાગતી હતી, એટલે આપણા શેઠ કસરતી ને બળવાન, સશક્ત શરીરનાં હોવાથી એ ઠંડી સહન કરી શક્તા હતા. બહારની ઠંડી હવાથી બચવા ઓરડાના કમાડ બંધ કરી બેઠા હતાં. થોડી વારે તે દયાળુ હૃદયનો માલીક નહી પણ મેનેજર આવ્યો. આ મુસાફરની આવી આપત્તિ જોઇ, તેણે કહ્યું, 'બજારમાં ચાલો, તજવીજ કરીએ.' એમ બંનેવ બજારમાં ગયા. પોલીસ ચોકીમાં ખબર આપીને તજવીજ કરવા જેવી જગાએ તજવીજ કરી પણ તે કુલીનો પત્તો લાગ્યો નહી. નાઈલાજ થઈ પાછા ફર્યા. બજારમાંથી કાંઇ કોરૂં ખાવાનું લઈ શેઠ હોટલમાં આવ્યા–રાત્રે નવ વાગ્યા હતા. નિરાશ થતાં, વાતમાં તે મેનેજરે કહ્યું કે અહીંનાં કુલી લોકોમાં હાલ હાલ નીચેના લોકોના સહવાસથી કાંઇક દાનતમાં બીગાડો થયો છે, એટલે સામાન ગુમ પણ થાય. હવે આ મેનેજરે પોતાની પાસે હતું તે સાધનમાંથી આ કોઇ સારા ગૃહસ્થ છે ને અણધારેલી આફતમાં આવ્યા છે એમ વિચારી બે જાડી ચાદર તથા એક ધોતીયું આપણાં શેઠને આપ્યું. ચાદર મેલી ને પારકાની વાપરેલી એથી કંટાળા ભરેલી હોવા છતાં આ ટાઢ ને સરદીથી રક્ષણ નહી કરીશું તો સવારે શરીર બગડશે,એમ ધારી નાઇલાજે વાપરવા રાખી લીધાં હતાં. રાત્રે દશ વાગે બેઠા બેઠા તે પોતાની સ્થિતિપર વિચાર કરતા હતા.

સર્વ પ્રકારના સાધનમાં ઉછરેલા એવા આપણા ગર્ભ શ્રીમંત શેઠ નૈનીતાલના એમ્પાયર હોટેલના એક ઓરડામાં બેઠા હતા. ઠંડીથી બચવા ઓરડાના બારણાં બંધ કીધા હતા. ને દીવાના પ્રકાશમાં એકલા બેસી વિચાર કરતા હતા કે આ રાત તો જેમ તેમ દુઃખમાં પસાર કરીશું. પણ સરકારમાં મળવા જવાને માટે જે કપડાં વીગેરેની જરૂર છે, તે કપડાં પણ પેલા સામાન સાથે છે. તેમ અહીંયાથી રૂપીઆ મળશે એમ સમજી રસ્તા ખરચને માટે જે રકમ લાવેલા હતા તે ખર્ચાઇ ગઇ હતી. અને તેમાંના ફક્ત દશજ રૂપીઆ બાકી હતા. એ સામાન લગભગ ત્રણસો રૂપીઆ સુધીનો હતો. તેમાં કેટલાક હીસાબી કાગળીયાં પણ હતાં. ટોપી પણ વરસાદમાં ભીંજાઈ જવાને લીધે સામાનવાળી ટ્રંકમાં મુકેલી હતી. એટલે આ શેઠજી ખુલ્લે માથે તથા મુસાફરીના કપડાવાળા એક અણજાણ્યા પ્રદેશમાં એક રમતારામ સાધુ જેવા થઇ ગયા હતા. બીજે દીવસે પોતાનું કામ કર્યા વિના દેશમાં પાછું જવું પડશે તથા એમના જેવા બુદ્ધિમાન માણસનો સામાન ગેરવલ્લે પડે એ વાતથી લોકોમાં હાંસીપાત્ર થઇશું એ પણ એક આફત સમાનજ તેમને લાગતું હતું. આવી રીતના એક પછી એક વિચાર પરંપરાએ એ શેઠ વિચાર સમાધિમાં સ્થિત થઇ ગયા હતા. અમારા વાંચકવૃંદમાંના એકાદ વ્યક્તિપર આવો સંજોગ વીત્યો હોય તો એ કેટલો દુઃખપ્રદ પ્રસંગ હતો, એ અનુભવથી જાણી શકે. આવી અનેક જાતની વિચાર પરંપરા તેમના મન પ્રદેશમાં અથડાતી હતી. આપણા આ શેઠ ધર્માત્મા તથા દૈવી ગુણના પાળક હોવાથી ઈશ્વરના અસ્તિત્વને સંપુર્ણ શ્રદ્ધાથી સ્વીકારનારા હતા. તેમ એઓ પોતાના અંતઃકરણમાંથી ઉઠતી સ્ફૂરણાને પુરા સમજનાર હતા. તે પરમકૃપાળુ પરમાત્મા પોતાના ભક્તોને કેવી રીતે સન્માર્ગગામી કરવાના સંજોગમાં મુકે છે તે કળના મનુષ્ય બુદ્ધિ કલ્પી શકતી નથી. આપણા શેઠજીની આ આફત એ એમના હવે પછીના જીવનને મહાઅભ્યુદયમાં પ્રવર્તમાન કરનાર માર્ગદર્શક સંધીકાળ હતો.

એમને સ્ફુરણા થઇ કે તેં બીજાને છેતરવા પોતાના સોબતીને બરેલીમાં ખોટી અંગુઠી વેચવા મોકલેલો તો તને બીજો છેતરેજ. આવું સુચન તેઓ સમજી ગયા. મોટા મોટા યોગેશ્વરો તે પરમાત્માની કૃપાની પ્રતિતીમાં જે અસ્તિત્વને માને છે, તે અસ્તિત્વરૂપ આ સ્ફુરણ હોઇ આપણા શેઠ આસ્તિક હોવાથી અંતઃકરણમાંથી પ્રભુએ આ પાપ માર્ગે તેં ગમન કીધું તેની આ શિક્ષા છે, એમ સ્પષ્ટ શબ્દ શ્રવણ પ્રમાણે અનુભવી લીધું હતું. એથી તુરત વિચાર સમાધિમાંથી જાગ્રુતં થઇ, ધર્માત્મા શેઠે તુરત સાવધાનતા પુર્વક તેમણે પોતાના મનમાં નિશ્ચય કીધો કે, આ ગેરવલ્લે પડેલો સામાન મળે અગર નહીં મળે તેની મને દરકાર નથી, પણ અહીંથી જઈ આ ખોટી અંગુઠી વેચી મારો માણુસ રૂપીયા લાવ્યો હશે તો તુરત હું તે ધણીના રૂપીયા પાછા પહોંચાડી દઈશ. તેમ હવે પછીના મારા જીવનમાં ગમે તેવા લોભવાળા પણ અધર્મયુક્ત ધંધામાંથી પૈસા પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિ કરીશ નહીં. એવી મનોમન ભિષણ પ્રતિજ્ઞા કરી હતી. આ પ્રતિજ્ઞા કર્યા પછી એમના મનમાં આ આફતથી ઉત્પન્ન થયેલા વિચારનો સમુદ્ર ઉછળી રહેલો હતો તે તુરતજ શાંત થઇ ગયો. અને પોતાના ઉપર અત્યાર સુધીની અનુભવેલી આફતથી જે ગભરામણ હતી, તે તદન વીરમી ગઇ. અને તેઓ શાંત થઇ નીદ્રાને આધીન થયા.

શેઠજીનો સામાન લઇ રવાના થયેલો કુલી—મજુર નૈનીતાલથી થોડે દુર એક આડફાડ રસ્તે નીકળી ગયો હતો. જંગલના આડા ટેડા રસ્તા વટાવી ત્યાંના જંગલી લોકોના ઝુંપડાંમાં એક પોતાના ઓળખીતા ને કંઇ સગપણ વાળા કુલીને ત્યાં સામાન નાંખીને બેઠો હતો. એ ઓળખાણવાળો પણ પેલા કુલી જેવોજ મજુરીનો ધંધો કરતો હતો. પણ તે નિષ્ટાનો સાફ હતો. આ સામાનવાળો કુલી એને ત્યાં રોકાઇ જવાથી, ઘરના માલીકે તેને કહ્યું કે, તું આ માલીકનો સામાન કયારે પહોંચાડશે, અને અહીં કેમ બેસી રહ્યો છે, એણે તે કુલી

પોતાનો સગો હોવાથી ખુલ્લા મનથી કહી દીધું કે, હું કાંઈ સામાન આપવા જવાનો નથી. આ વખત તો તે સાંભળનાર કુલી કાંઇ બોલ્યો નહીં, પરંતુ કલાક બેએકનો વખત પસાર થયા પછી, તે કુલીએ આવનાર કુલીને કહ્યું કે એવું કામ તું કરશે તો આપણા સર્વે કુલીઓ બદનામ થશે, અને આપણા ઉપર સરકાર આપણે ચોર હોઇએ તેમ તકેદારી રાખશે, તેમ આ સમાનને તું કયાં વેચશે? જ્યાં જશે ત્યાંથી તું પકડાઈ જશે. આવી રીતનો બોધ આ કુલીએ પેલા આવનાર કુલીને દીધો હતો. કે જે વખતે આપણા શેઠજીએ એમ્પાયર હોટેલના એકાંત ઓરડામાં પોતાની આફતમાંથી પ્રાપ્ત થએલી વિશુધ્ધતાના સ્કુરણ વાળી ભિષણ પ્રતિજ્ઞા લીધી હતી, વિશુધ્ધ પ્રતિજ્ઞા અભ્યુદય પ્રાપ્તિવાળી હોવાથી આ બોધ દેનાર કુલીના મનમાંથી આ શેઠના લાભનો આ બોધ ઉદ્દભવ્યો હતો. પેલા સામાનવાળા કુલીએ કહ્યું કે, બહુ અંધારૂં થઈ ગયું છે. હવે તો હું સહવારેજ તેમનો સામાન પહોંચાડી આવીશ, પણ તેનું ઠેકાણું મને યાદ નથી તો અત્યારે હું કયાં જાઉં ? તે કુલીએ કહ્યું, 'સહવાર થતાં તે સામાનવાળો શેઠ પોલીસને ખબર આપશે, અને પોલીસવાળાની શોધમાં તું પકડાશે તો ચોર ઠરશે. માટે ચાલ હું તને અત્યારે પોલીસ ચોકીપર પહોંચાડી આવું. આ સામાનવાળા કુલીનું મન પણ બદદાનતના તરંગમાંથી સમી જઇ વિશુધ્ધ થઇ ગયું હતું. આપણા આ શેઠજીની વિશુધ્ધ પ્રતિજ્ઞાનું આ પરીણામ હતું. મનોરમન સાક્ષી એ સાધારણ જનસમુહ પ્રચલિત વદંતિ તે મુજબ આ થયું હતું જેથી આ બંનેવ કુલીઓ રાત્રે લગભગ અગીયાર વાગે પોલીસ ચોકીપર આવી બેઠા હતા. શેઠજી જે વખતે હોટેલમાં દાખલ થયેલા તે વખતે પેલા મેનેજર સાથે આ કુલીની બજારમાં શોધ કરતાં પોલીસ ચોકી ઉપર એમ્પાયર હોટલનું ઠેકાણું આપેલું હતું. તે અનુસાર આ કુલીને પોલીસે સહવારમાં એમ્પાયર હોટેલમાં મોકલી આપ્યો.

આપણા શેઠજી મુસાફરીના શ્રમથી તથા વિચાર સમુદ્રના ઉત્પન્ન થયેલા વંટોળીઆથી ઘણાજ શ્રમિત થયા હતા.

વિશુધ્ધ પ્રતિજ્ઞાનું અમૃતપાન કરી એ અલમસ્તરામ સુઇ ગયા. તે છેક સહવારેજ સુર્યોદય થતાં ઉઠયા. એમને આ આફતના બનાવની કોઇપણ જાતની ગ્લાની રહી નહોતી. શાંત ચિત્તે સહવારના કર્મોથી પરવારી બેઠા હતા. એટલામાં રાત્રે બેપરવાઇ બનેલા તે હોટેલના માલીકે એમને દુરથી જોયા. અને જોતાંજ તે પણ આગ્રાનો વતની હોવાથી, અને શેઠજી તે નગરના પ્રસિધ્ધ નાગરિક હોવાથી, એમને. તરતજ ઓળખી કાઢયા. જેથી પાસે જઈ રાત્રે અણજાણપણાથી એમને માટે વપરાયલી બેપરવાઇથી, 'હું આવે વખતે તમારી બરદાસ્ત કરી શકયો નહીં,' એમ કહી ખરા મનથી બે હાથ જોડી માફી માંગવા લાગ્યો. એજ પ્રસંગે પેલો કુલી દુરથી આવતો માલમ પડયો. વિશુધ્ધ પ્રતિજ્ઞા, તારા અમોઘ બળમાં કેવી રીતે અભ્યુદય પ્રાપ્ત કરવાની કળા છે! તે જાણવાને મનુષ્ય બુધ્ધી સામર્થ્યવાળી નથી.

તે કુલીને જોતાંજ આ ગંભીર અને શાંત પ્રકૃતિના શેઠજીને કાંઇક વાણીનો ક્રોધ પ્રાપ્ત થયો હોઇ બે શબ્દ તે કુલીને કહ્યા હતા. તે કુલીએ કહ્યું કે ઠેકાણું ભુલી જવાથી આખી રાત પોલીસ ચોકી પર બેસી રહ્યો હતો. કુલીને મજુરી આપી રવાના કીધો. હવે પછી આપણા શેઠજી અહીં માટે સર્વ રીતના સાધન સંપન્ન થયા હતા. સ્નાન ભોજન વિગેરે પરવારી ગવર્નમેન્ટ હાઉસમાં જઇ તજવીજ કરતાં પોતાના લેણાનો ચેક આગલે દીવસેજ તેમની દુકાન ઉપર રવાના કરવામાં આવ્યો હતો, એથી અહીંના અનુભવવાળા મોટા ઓફીસરો સાથે ખુશનુમાં વાતચીત કરી પોતાના મુકામ પર આવ્યા મુસાફરીના થાકથી કંટાળેલા અને વર્ષા ઋતુનું દશ્ય આ પાર્વતીય પ્રદેશમાં બહુ આનંદપ્રદ હોવાથી, બે દીવસ આરામ કરી પોતાને દેશ જવાનો વિચાર કીધો. તે સાથે ઘટતા રૂપીયા મંગાવવાને માટે પોતાના મુનીમને ટેલીગ્રામ પણ કરી દીધો. નૈનીતાલમાં મોટું તળાવ હતું. જે આશરે એક માઇલ લાંબુ અને પોણો માઇલની પહોળાઈનું હતું. જેની ફરતે પહાડો આવવાથી પહાડની વચ્ચેના એક ખાડા

જેવું તે દેખાતું હતું. એમાં વિપુલ જળ હતું. એ તળાવમાંથી એક બાજુએથી લગભગ વીસેક ફુટ વ્યાસનો એક પાણીનો ધોધ રાતદીન વહ્યા કરી, પાણી બહાર નીકળી જતું હતું. એ ધોધ ઉંચાણથી એક નીચી ખીણમાં પડતો હતો. જે જોવાથી મનમાં કોઇ વિલક્ષણ આનંદ ઉત્પન્ન થતો એ તળાવની સામસામી બાજુએ નનીતાલની વસ્તીના બે ભાગ પડેલા હોવાથી એક બાજુના ભાગને તલ્લીતાલ, તથા બીજાને મલ્લીતાલ કહેવામાં આવતા. એ બંનેવ ભાગ વચ્ચે આ તળાવના કીનારાની સડકથી આવવા જવાનો વ્યવહાર હતો. એ બન્નેવ ભાગ વચ્ચે આશરે એક માઇલનું અંતર હતું. એ બનેવ ભાગની વસ્તીઓને માટે બનેવ ભાગમાં જરૂરીઆતની સર્વે વસ્તુની દુકાનોનું બજાર હતું. એ તળાવની ફરતા ડુંગરો હોવાથી એ પર સરકારી અમલદારોના, તથા ઉત્તર હીંદુસ્તાનના કેટલાક રાજાઓના તથા મોટા શ્રીમંત લોકોના બંગલાઓ દુર દુર આવેલા હતા. એવા લગભગ પાંચસો બંગલાઓ ત્યાં હતા. એ બંગલાઓ એ ડુંગર ઉપર ડુંગરની કડણો કાતરીને બાંધેલા હતા. તેમાંના કેટલાક બંગલાઓ નીચાણમાં, કેટલાક તેજ બંગલાની ઉપલા ભાગની કડણ કાતરી કાઢી બાંધેલા હતા. એવી રીતે શંકુ આકારે એકમેકની ઉપર બંગલાઓ તે તળાવના ફરતા ભાગમાં આવી રહેલા હોવાથી તળાવની સડક પરથી એ બંગલાઓ સ્પષ્ટપણે માલુમ પડતા હતા. હાલમાં ત્યાં વીજળીની લાઇટ થએલી હોવાથી રાત્રે એ દરેક બંગલાઓમાં વીજળીના દીવા સળગતા હતા. એથી ભાદરવા મહીનાની વરસાદની ઘમઘોર અંધારી રાત્રે એક જાતના પ્રકાશવાળા જીવડાંઓ ઉડતાં હતા. આ જીવડાંને આગીઆ કહે છે. એને હીંદીમાં પટબીજના કહે છે. તેનો પ્રકાશ ચમકી રહેલો હોય એવો દેખાવ, વર્ષા રૂતુની રાત્રે તે તળાવની પાર પરથી ઉભા રહી જોનારને ભાસ આવતો. આપણા શેઠજી આવી રીતના એ નૈનીતાલના સુંદર દશ્યોને નીહાળતાં બે દીવસ વ્યતીત કરી :પોતાના મુનીમ તરફથી રૂપીઆ મળી જવાથી સુખરૂપ પોતાના નગર પ્રત્યે પાછા ફર્યા હત.

જે ભૂમિમાં મોટા મોટા ઋષીમુનીઓ પોતાનું જીવન સાર્થક કરવાને માટે તપોભૂમિ માનીને ત્યાં આસન કરીને બેઠેલા છે, તથા જે ભૂમિમાં મોટા શ્રીમંત અને શ્રીમાનો પણ પોતાનું નિવાસસ્થાન કરી રહેલા છે, એવા એ હીમાલયના પવિત્ર તથા ભાગ્યવંતા નૈનીતાલ સ્થાનમાંથી આપણા શેઠજીએ આફત રૂપી ભઠ્ઠીના ભારે તાપમાંથી વિશુદ્ધ થઈ નવજીવન પ્રાપ્ત કીધું હતું. આવી વિશુદ્ધ પ્રતિજ્ઞાની જ્યોતિ જેમના હૃદયમાં પ્રજવલીત—ઉદ્દીપન થઇ છે એવા એઓએ સુખરૂપ પોતાની દુકાનમાં પગ મુકતાંજ બીજી કોઇ પણ વાત નહીં કરતાં, 'મુનીમજી, તે માણસ બરેલીથી અંગુઠી વેચી જે પૈસા લાવ્યો હોય તે પાછા મોકલવાના છે. એવા ખોટા પૈસા આપણે રાખવા નથી. માટે જેને એ અંગુઠી વેચી હોય તેને એકદમ પૈસા પાછા પહોંચાડો.' એમ કહ્યું આપણા શેઠજીની પ્રતિજ્ઞા પુરી નિશ્ચયવાળી હતી. જેથી એમણે એકદમ કહ્યું કે ત પૈસા પાછા પહોંચાડો. એમના મોઢામાંથી એમ શબ્દ નહીં નીકળ્યો, કે તે અંગુઠી વેચી છે કે નહીં. ભિષણ પ્રતિજ્ઞાનું સ્વરૂપ આવુંજ વિશુદ્ધ હોય છે. એમાં વેચી છે કે નહીં એમ સંદીગ્ધતાવાળા ભાવનો પ્રત્યુત્તર સાંભળવાનો હોતો નથી. એમને તો એ પૈસા આપણે નથી રાખવા એજ એક નિશ્ચય હતો. મુનીમજીએ આશ્ચર્ય ચકીત થઇ કહ્યું, 'શેઠજી એકદમ આ શું છે? 'તમે બીજી કોઇ વાત પુછ્યા વગર માત્ર રૂપીઆ તે માલીકને પહોંચાડો, કહો છો તો આ શું બાબત છે? તે અંગુઠી વેચાઈ નથી.' આથી આપણા શેઠ તે કીરતારનો હજારો હજાર ધન્યવાદ સ્વીકારતા કોઇ દીવસ નહીં અનુભવેલા આનંદ મગ્નતામાં પોતાની ગાદી ઉપર બેઠા. નૈનીતાલથી રૂપીઆનો ચેક તમોને ગઇ કાલનો મળી ગયેલો હોવો જોઇએ. આનો હા પ્રત્યુત્તર સાંભળી મુનીમજીને કહ્યું, હવે પછી આપણી દુકાનમાંના વહીવટમાં નીતિ વિરૂદ્ધનું કોઇપણ કામ થઇ અધર્મનો એક પણ પૈસો આવવો જોઇએ નહીં. આ વાત તમારે બહુ ચોકસાઇથી પ્રતિજ્ઞા પૂર્વક પાળવા ખાસ મારી આજ્ઞા છે. એમાં જરાપણ ક્ષતિ કરવી નહીં. ત્યાર પછીનો શેઠજીનો કાળ દિન પ્રતિદિન ઘણાજ અભ્યુદયથી ચાલવા લાગ્યો અને તેઓએ ઘણા સુખપુર્વક ધર્માચરણથી પોતાનું જીવન વ્યતીત કર્યું.

આધ્યાત્મિક વાર્તામાળા

# પતિવ્રત મહિમા

અથવા

## એક રકતપીત્તીયા પતિની રોગ મુકિત

વૈદિક ધર્માવલંબી આર્ય લોકોનાં પુરાણોમાં લખ્યું છે કે ધર્મની ગ્લાનિ થાય ત્યારે દુષ્ટોનો સંહાર કરવા અને ધર્મનું સ્થાપન કરવા ભગવાન અવતાર ધારણ કરે છે. એવા ચોવીસ અવતારમાં એક અવતાર ભગવાન ફરસુરામ નામે બ્રાહ્મણ શરીરમાં આર્વિભાવ પામ્યા હતા. એમનું મુખ્ય શસ્ત્ર ફરસી હતી. એમણે ક્ષત્રીઓ—વેદ વિહિત ધર્મ આચારને ભુલી સ્વેચ્છાચારીમાં મદાંધ થઈ ગયા હતા એવા ક્ષત્રીઓનો વિધ્વંશ કરી વૈદિક ધર્મનાં ઉપાસનાં કર્મકાંડની અનાદિ સ્થાપના કરી હતી. એવા એ ભગવાનની ભૂમિ કથા અનુસારે પતિત પાવની સુર્યદેહા અથવા પીતાનાં દક્ષિણ પ્રદેશમાં સિહાંદ્રી પર્વત અને અરબી સમુદ્ર વચ્ચેની ગાળી, એ તો ફરસરામની ભૂમિ છે, અહીં દુકાળ પડેજ નહીં. એમ લોકમાન્યતા છે. એવો પર્વત અને સમુદ્રની વચ્ચેની સપાટ અને ઘણી નદીઓવાળો ધાન્યફળ શાકની વિપુલ ઉત્પાતકતાવાળો લીલો છમ બગીચા જેવો આ ભૂમિ પ્રદેશ હતો. એથી અહીં વસ્તિનું પ્રમાણ બોહોળું હોઇ કૃષી ધર્મને મુખ્ય માનનાર જન સમુહ પોતાની સવડતાએ નજીક નજીક મોટા ગામોની વસ્તિમાં સ્થિત હતો. તેમ એમાં બહુધા ઉચ્ચ વસ્તિનો ભાગ વધુ હતો. એ પ્રદેશમાં અંબિકા નામની નદી સમિપસ્થ એક નાના ગામમાં એક નાનું બ્રાહ્મણ કુટુંબ રહેતું હતું. એમનો જીવન નિવાહનું મુખ્ય સાધન ખેતી હતી.

આ જ્ઞાતિના બ્રાહ્મણો અયાચક વ્રતના વંશ પરંપરાગત પાળક હોવાથી બ્રાહ્મણનાં છ કર્મમાં વિદ્યા ભણવી ને ભણાવવી; દાન લેવું ને આપવું, યજ્ઞ કરવા ને કરાવવા, વિદ્યા ભણવી દાન દેવું ને યજ્ઞ કરવો એ ત્રણ કર્મને પાળનાર હતા. આથી આ બ્રાહ્મણ કુટુંબ સ્વઉપાર્જન ખેતીના વ્યવસાયમાંથી પોતાનો નિર્વાહ ચલાવી ગૃહવ્યવહાર નિભાવતું હતું. બ્રાહ્મણ એટલે વંશપરંપરાગત સંસ્કારથી વિચિક્ષણ બુદ્ધિવાળાને સ્વઉપાર્જન વ્રતથી પોતાના ઉદ્યોગથી ગૃહસંસાર ચલાવાનો હોવાથી, પુરૂષાર્થની હિંમતવાળા હતાં. એથી સર્વે બ્રાહ્મણોમાં એઓ વિચિક્ષણ બુદ્ધિના–સાથે હિંમતવાળા હોવાથી ગોરવવાળા હતા. ખેતીમાં જીવન ગુજારનાર હોવાથી જાથુના ચાકરોની જરૂર હોવાથી કેટલીક શુદ્ર જાતીના લોકો એ ધંધો કરતા, તેમને પોતાની જરૂર પ્રમાણે એકથી જોઇએ તેટલાને રાખી, તે લોકોનાં આખા કુટુંબનું આખી જીંદગીનું પોષણ આ માલીક પર હોઈ, તે તથા તેના બાઈડી છોકરાં સદાના પોતાના માલીકપર આધારવાળા હોઈ મારૂં કરી રહેવાવાળા હતા એથી ઘરના તથા ખેતીના કામો ચાકરોથી થતાં હતાં. આમ આ બ્રાહ્મણની આખી જ્ઞાતિ આવી રીતે ચાકરવાળી હોવાથી એક રીતે રાજપ્રકૃતિની હતી. તેમ રાજકાર્યમાં પણ આગેવાની ભરેલો કારભાર કરતા હતા. એટલે આ લોકની સર્વે રીતભાત ઉચ્ચતાવાળી હતી. આ જ્ઞાતિમાં કન્યાદાન પ્રસંગે બહુ ખરચ કરવાની પ્રથા હતી. એટલે છોકરાવાળા પક્ષને મોટી પેહરામણી તથા સાધનો આપતા હતા.

આવી રીતભાત તથા સાધન આ કુટુંબમાં પણ હતાં. તેમ ખેતી અંગેના સર્વે સાધનો હતા ને સુખી હતા. કુટુંબમાં વૃદ્ધ વિધવા માતા, એક છોકરો, પત્ની ને પોતે આમ ચાર માણસ હતાં. મુખ્ય ગૃહસ્થનું નામ રામચંદ્ર હતું, તેમના પત્નીનું નામ લક્ષ્મી હતું. આ રામચંદ્રના લગ્ન નાની ઉમરે થયાં હતાં. પત્ની સ્વરૂપે સુંદર તથા પવિત્ર હતાં. વૃધ્ધ સાસુ હોવાથી બહુ નાની ઉમરથી સાસરે રેહત ાંહતાં.

એમની વીશ વરસની ઉમરે પુત્ર રત્ન પ્રાપ્ત થયું હતું. સર્વે કુટુંબ સુખી હતું. પણ દૈવ ઇચ્છાથી રામચંદ્રની ત્રીશ વરસની ઉમરે એમને રક્તપીત્તનો રોગ લાગુ પડયો હતો. આ વખતે લક્ષ્મીની ઉમર અઠ્ઠાવીશ વરસની હતી. લક્ષ્મી સારા ને ધર્માત્મા કુટુંબની હતી. એમનાં પિતાને ત્યાં મહાભારત રામાયણ વિગેરે ધર્મ ગ્રંથો વંચાતા હતા, તેમનો આચાર ધર્મ બહુ ઉચ્ચ હતો. એથી નાનપણથી એમને બહુ ઉચ્ચ સંસ્કાર પ્રાપ્ત થયેલા હતા. સૌભાગ્યવંતી સ્ત્રીને પતિ એ પરમેશ્વર છે, પતિના ચરણામૃતમાં ચોસઠ તીર્થનો વાસો છે, પતિ એ સાક્ષાત દેવ છે. આવી રીતે સમજી પતિવ્રત પાળનારી સ્ત્રી દેવીરૂપ હોવાથી એના દર્શન કરવાની મોટા મોટા મુનિજનો ઇચ્છા રાખે છે. આવી કથાઓ સાંભળેલી હોવાથી એમને પતિવ્રત ધર્મપર તીવ્ર જીજ્ઞાસા ઉત્પન થયેલી હતી. તે સંબંધમાં વધુ જાણવાની ને સમજવાની ઇચ્છા ઉત્પન્ન થયેલી હોવાથી, પોતાના પિતાના ઘરના પાડોશમાં એક દક્ષિણી બ્રાહ્મણનું જોડું રહેતું હતું. એ બાઇ તદ્દન પવિત્ર આચાર સંપન્ન ને ઉચ્ચ કોટીના પતિવ્રતા ને બહુ બુદ્ધિવાન હતા. તે સાથે ભણેલાં હતાં. એટલે અનેક પ્રકારના ધાર્મિક ગ્રંથોના પઠન વ્યવસાયી હોવાથી દરરોજ કોઇ કોઇ કથા વાંચવાના અભ્યાસી હતાં. જોડે હોવાથી તે પવિત્ર બાઇના સહવાસમાં લક્ષ્મી સતત આવતાં હતાં. એથી ઘણાં સહવાસે આ દેવીનો લક્ષ્મી ઉપર પુત્રી જેવો પ્રેમાળ ભાવ હતો. એથી લક્ષ્મીએ પોતાના બારેક વર્ષની ઉંમરે એક દિવસે તે બાઇને ઉદ્દેશી પુછયું કે, તેને દક્ષિણી નામે સંબોધતી હોવાથી 'આઈ, પતિવ્રતા કેવી રીતે ધર્મ પાળે તો થઇ શકે, તે મને બરાબર સમજાવો.' આથી આ બાઈએ કહ્યું, "બેન તું લક્ષપુર્વક સાંભળ. ધર્મ શાસ્ત્રમાં જે નિરૂપણ કરેલું છે, તે હું તને સવિસ્તર કહું છું. પતિવ્રતા ચાર પ્રકારની છે તે નીચે પ્રમાણે છે.

"પેહેલી પતિવ્રતા એવી કે માત્ર પોતાના પતિને પુરૂષ ભાવે જુએ છે. એને સ્વપ્ને પણ પરપુરૂષ હોતો નથી. સ્ત્રીને પુરૂષ બે જુદી જુદી વ્યકિત છે. તેમાં એ તો જેમ સ્ત્રીઓમાં આ જુદી જુદી સ્ત્રી છે તેમ મનુષ્યમાં આ જુદી વ્યક્તિ છે એમ જુએ છે. એક ટોળામાં સ્ત્રી બાળકને પુરૂષ હોય તેને આ માણસો છે એમ સામાન્ય ભાવે જુએ છે. તે સામાન્ય ભાવમાં પર પુરૂષ સમાયલા હોય છે. અને પર પુરૂષ ભાઈ બાપ કે દિકરા એવો ભાવ આરોપણ કરીને પતિમાં દેવ ભાવને પુષ્ટ કરવાનો હોતો નથી. એના પતિ એ દેવ છે એ ભાવમાં સંલગ્નિતા હોય છે. આ ભાવ બહુ ઉત્કટ છે. એ ભુમિકાપર આવેલી તે ભગવતીજ આ ભાવને અનુભવે છે. જે યોગિની સુરતા વૃત્તિ તે બ્રહ્મના અભેદ ભાવના શબ્દ જાપમાં અખંડ લાગી રહેલી એવી એ સાક્ષાત યોગિની હોય છે. એઓ પોતાના પતિની સાક્ષાત્ દેવભાવે દરરોજ નિયમિત પુજા કરે, પ્રદક્ષિણાં કરે, ચરણામૃત લે છે. એને રોગી, કમઅક્કલ, કદરૂપો, એ ભાવ હોતો નથી. એ તો પતિ દેવ એજ લક્ષણવાળી હોય છે. પોતાની પુજા થાય ને તે સાથે આ અટલ ભાવ વાહિતા દેવીના તરફથી દેવ ભાવનું દરરોજ આરોપણ થવાથી, તે પતિ પણ ઉચ્ચ કોટી પર આવી જાય છે. ને તેનો જીવનભાવ નીચો હોય તો ઉંચો થાય છે. મનુષ્ય પતિમાં દેવ ભાવનું સચોટ ભાન કરવાવાળી હોવાથી, એમને ભાવ સ્વરૂપ સ્વભાવિક હસ્તગત થયું છે, ને તેનું ફળ જે પતિ દેવ એ નિશ્ચિત કીધું છે. એટલે પોતાની ભાવના પ્રમાણે ફળ પ્રાપ્તિ કરવાની કળા એમને સ્વભાવિક હસ્તગત થાય છે. એથી એમને સંસાર વ્યવહારમાં જોઇતાં સાધનોમાં પોતાનાં ભાવ ફળ લાવવા જેવો બળવાન હોય છે. એથી એમને પ્રતિકુળતા હોતીજ નથી. એઓ સ્વભાવિક સત્ય મૃદુ બોલનારી આચાર સંપન્ન પવિત્રતાની મૂર્તિ રૂપ સાક્ષાત્ દેવી જેવી હોય છે. કોઇ સાધક યોગી પોતાના ઉપાસ્ય દેવના સાક્ષાત દર્શન કરી તે સ્વરૂપમાં નિમગ્ન થઇ સ્વરૂપ ભાન ભુલી આનંદ મગ્ન ભાવ

રહિત સ્થિતિમાં રમણુ કરે, તેવી આ યોગિની હોય છે. આવી દેવી પર પોતાના મનમાં કુદૃષ્ટિ કરનાર મહા વિપત્તિમાં આવે છે તે વખતે મરણુ શરણુ પણુ થાય છે આવીજ યોગિની સાવિત્રી દેવીએ મૃત્યુ પામેલા પોતાના પતિ સત્યવાનને જીવતા કીધા હતા, એ પુરાણુ પ્રસિદ્ધ છે.

"બીજી પતિવ્રતા એવી કે પોતાના પતિ સિવાયના સર્વે પુરૂષોને બાપ ભાઇ કે દીકરા રૂપે જુએ છે. એ ભાવમાં કચાશ રહેલી નથી. એટલે પતિ દેવ છે. એ નિશ્ચિત ભાવે માને છે. પણુ પર પુરૂષમાં પુરૂષ દર્શનની નાસ્તિ નહી હોવાથી ભાઇ બાપ ધારી તે ભાવ આરૂઢ દશા સ્થિત કરવાની સાધક દશા પર હોય છે. એટલે એને પોતાનું ભાવ સ્વરૂપ હસ્તગત થયું છે. પણુ ભાવ પકવ સ્થિતિએ આવ્યો નથી. એ પતિને દેવ માને છે પણુ તે દેવ ભાવમાં ઓત પ્રોત થઇ ગઇ નથી. એક સાધક યોગિ પોતાના ઉપાસ્ય દેવની સાક્ષાત્કાર સ્થિતિપર આવ્યો છે. પણુ તેમાં તદ્રૂપતા પ્રાપ્ત કરી નથી. એટલે પતિ દેવ છે ને હું પુજનાર છું એમ એ ભાવમાં સાધક ને દેવ એમ હોય છે. એમણે પણુ પોતાની સર્વે વૃત્તિને શાંત એકાગ્રતાએ ભાવ વહનથી દેવ સાક્ષાત્કારની સાધક દશા પ્રાપ્ત કરેલી છે. એમનો ભાવ પણુ ફળ પ્રાપ્ત કરવાની સિદ્ધિ પ્રાપ્ત કરવાને બળવાન બનેલો હોય છે. એઓ પણુ કદ્રૂપો-રોગી-કે બે અક્કલ પતિને પતિ દેવ ભાવેજ જુએ છે. ને દરરોજ પુજા કરી પ્રદક્ષિણાં કરી ચરણામૃત લે છે. એઓના દેવ તરીકેના પુજનથી તથા દેવ ભાવના આરોપણુથી તથા મારી દેવરૂપે પુજા થાય છે. આ અનુભવવાથી પતિ ઉચ્ચ જીવનમાં યોજાય છે. એ દેવી પર કુદષ્ટિ કરનાર એમના લક્ષમાં આવે તો આ પાપી છે એનું ફળ એને મલો, આવા શ્રાપથી તે પાપી વિપત્તિમાં સપડાય છે. આ દેવી ભાઇ-બાપ-દીકરો આમ આમ ભાવ વાળી હોવાથી, એ ભાવને તે પાપીએ કુદ્રષ્ટિથી ઉચ્છેદ કરવાથી, એ પાપીને આપ્ત જનના મરણુનો આઘાત

ખમવાનો પ્રસંગ આવે છે. એઓ પણ સત્ય તથા મૃદુ બોલનારી આચાર સંપન્ન પવિત્ર દેવી જેવી હોય છે. એઓ પણ પોતાના પતિના રોગ વગેરેની મુક્તિ કરે છે. એમનો ભાવ પણ ફળ પ્રાપ્ત કરવાની સિદ્ધિવાળો હોવાથી, એમના ગૃહસંસારમાં એમને જરૂર જણાતા સાધનોની સવડતા કુદરતીજ હોય છે. એઓ એક સાધક યોગી પોતાના ઉપાસ્ય દેવની સંલગ્નિતાએ સાક્ષાત્કાર કરી ચુકેલા જેવી આ યોગિની હોય છે.

"પતિ પુજા એ આર્યાવર્ત નિવાસી વૈદિક ધર્માવલંબીની દિવ્ય ભાવના છે. મનોરાજ્યના વિશુદ્ધભાવને કર્મદ્વારે પ્રતિજ્ઞા પુર્વક આચરણમાં મુકવાથી તે વિશુદ્ધભાવ નિશ્ચિત સ્વરૂપ પકડી આત્મિક બળવાળો થાય છે. જેથી પતિ પુજક પતિવ્રતા ભાવ ફળ દશ્ય સ્વરૂપે પ્રાપ્ત કરવાની શક્તિવાળી હોય છે. પતિ પુજા નહી કરનાર પતિવ્રતાને આ સ્થિતિ પ્રાપ્ત કરતાં બહુ લાંબો કાળ કાઢવો પડે છે તે સાથે પુજા કરનાર પતિવ્રતાના સેવા ધર્મના વિશુદ્ધ આનંદની ભોકતા થતી નથી તેમ પતિમાં દેવભાવના આરોપણે પતિને ઉચ્ચ ભાવી કેરી શક્તી નથી. એથીજ પતિપુજાના વિધાનને વૈદિક ધર્માવલંબીઓએ જરૂરનું માન્ય રાખ્યું છે.

"ત્રીજી પતિવ્રતા એવી કે પોતાના મા બાપની પોતાના ઘરની તથા પોતાની આબરૂ તથા ધર્મથી આ કામ ધિક્કારેલું છે એમ સમજી ધર્મ આબરૂથી રક્ષાયલી હોય છે. એઓ પ્રત્યે કુદૃષ્ટિ કરનાર પર એ તિરસ્કાર વાળી નથી હોતી. પણ ધર્મ તથા આબરૂ એ પ્રયાણ બદ્ધ હોવાથી અનુમોદન ભાવ દશાવતી નથી. એઓ પતિ પ્રત્યે સારા સદ્ગુણ સંપન્ન મિત્ર ભાવે વર્તનવાળી હોય છે. એવું મન પતિદેવ તરફેના વિશુદ્ધ જવલંત ભાવથી રંગાયલું નહી હોવાથી એ બાપલી નિર્બળ ભી હોઇ આતો ભાકતાણી થઇ ગઈ, આમ લોક વાદના ભય

વાળી હોઇ એનાથી પતિની પુજા થતી નથી. એને રોગી કદરૂપો કે કમઅક્કલના પતિ પ્રત્યે વખતે તિરસ્કાર હોય છે. પણ ધર્મ વિચારનો ભાવ કેળવાયલો હોવાથી પતિ પ્રત્યે દયાભાવ હોય છે. એ સ્વમતાનુસારી હોય છે. પોતાનો ભાવ આબરૂ ને ધર્મ સ્વરૂપી હોવાથી એ ભાવફળ એમને રક્ષાયલી સ્થિતિમાં રાખે છે તેમ અનુકુળ સંયોગે એ ધર્મભાવથી નકારની સખ્ત સ્વરૂપી હોઇ અંત રક્ષક હોય છે પણ એનું મનોરાજ્ય વિકૃત ભાવની ઝાંખી સ્ફુર્ણાના રમણવાળું હોય છે. આથી એ દેવીમાં ગણાતી નથી. પણ એ આબરૂ તથા ધર્મથી સદાચાર રક્ષક નીતિ પાળક હોવાથી સહવાસમાં આદરપાત્ર હોય છે. એની ભાવનાને એણે રક્ષક ભાવમાં કેળવવા જેટલીજ ઉદ્દીપન કરેલી હોવાથી, ગૃહસંસારનાં સાધનોમાં એની પણ પ્રસંગે આબરૂ જળવાઇ જાય એ એના તપનું ફળ છે. એ પણ વ્યવહારમાં ઉચ્ચ શ્રેણીના આચાર વિચાર વાળી હોય છે.

"ચોથી પતિવ્રતા એવી કે અનુકુળતા નહી મલવાથી રક્ષાયલી રહે છે. પણ અનુકુળતાને પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિવાળી નથી. એનું મનોરાજ્ય અધમ છે. એનો પતિપ્રત્યે રસ્તે જનાર સોબતી જેવો ભાવ હોય છે. એક ગુફામાં રહેનાર બે જનાવર જેવો એનો ભાવ હોય છે. પતિના પ્રતાપે એ અનુકુળ હોય છે. એ રક્ષાયલી રહેવાથીજ પ્રતિવ્રતા છે. એ પુણ્યથી એ આગળ વધવાની સંપુર્ણ લાયકાતવાળી છે. એનો પતિભાવ છે. પણ તેમાં લોલુપ્તાભાવે ભાવ સ્થિતિ છે. એવીઓ મનપસંદ નહી એવા પતિને તિરસ્કાર વાળી સ્વમતાનુ સારી ને ધૃષ્ટતાવાળી હોય છે. પણ એ બાહ્ય પાપથી બચેલી હોવાથી પાપણી નથી. તેથી ઉપલાં પતિવ્રતને લાયક છે.

"હે પ્રિય પુત્રી, આ પતિવ્રતા ભેદ વર્ણન કહ્યું છે પણ એ સિવાયની બીજી દરેકે સદા લક્ષમાં રાખવા જેવી શિક્ષા તું ધ્યાન દઇને સાંભળ. જે માતાના ઉદરથી વસિષ્ટ, વિશ્વામિત્ર

જમદગ્નિ અંગીરા જેવા તપસ્વી ઋષિઓ ઉત્પન થયા છે, તથા જેમના પેટે રામ–કૃષ્ણ જેવા ઇશ્વર અવતારે જન્મ લીધો છે. તથા હરિશ્ચંદ્ર–દશરથ–જનકવિદેહી–યુધિષ્ઠિર જેવા મહાન ધર્મિષ્ટ રાજકર્તાઓ તથા સીતા દમયંતી સાવિત્રી જેવી અનેક સતિઓનો જન્મ જેમના ગર્ભમાંથી થયો છે તે કેવી ધર્માવતાર મહાન માતાઓ હોવી જોઇએ. સારી પ્રજા ઉત્પન્ન કરવામાં માતા સાક્ષાત્ દેવી જેવી જોઇએ. એ દૈવી ગુણોના પાલનવાળી એટલે સત્ય, ક્ષમા, ધીરજ, મનને કાબુમાં રાખનાર, પોતાના સિવાયના પારકાના માલ દ્રવ્ય કે વસ્તુને હરામ સમજી તેની ઇચ્છા પણ નહી રાખનાર, પોતાના આચારોને ચીવટાઇથી પાળનાર, ઇંદ્રિય લોલુપતાને વશ રાખનાર, ક્રોધ નહી કરનાર, દરેક કામ તથા વચનમાં બુદ્ધિનો ઉપયોગ વિચારીને કરવાવાળી, તથા સારા ધર્મવ્રતના પુસ્તકો વાંચી તે સમજનાર, અનેકવ્રત કરવા વાળી, એવા નિયમને ચીવટાઇથી પાળનારી, દાનકરવા વાળી, દયા રાખનારી, પ્રેમાળપણું, તથા કોઇને સચું કહેતાં નબળું લાગે ત્યાં નહી બોલનાર, સાચુંને પ્રિય લાગે તેજ બોલનાર, જુઠું કદાપી બોલનાર નહી, એવી હોય છે. વળી વ્યતિપાત વૈધૃત એકાદશી પુર્ણિમા અમાવાસ્યા નવરાત્રી તથા દિવસ તથા બ્રાહ્મ મુહુર્ત, સંધ્યાકાળ, ગ્રહણ, શોકના દિવસો આવી રીતે બહુ સાવધાની પુર્વક ગૃહસ્થનું બ્રહ્મચર્ય પાળવું, આવી રીતે પ્રતિવ્રત પાળનાર માતા પોતે મહાન પ્રજાને ઉત્પન્ન કરે છે. તથા પોતાના પતિનું જીવન ઉચ્ચ કરે છે. તથા પોતાનાં બાળકોને ઉંચ સંસ્કાર પાડી ધર્મી બનાવી ભાવિની મહાન પ્રજા ઉત્પન્ન કરે છે. તથા એના સહવાસવાળા સર્વેજનોને ઉચ્ચ માર્ગે ગમન કરાવનાર થાય છે. આવા ગુણવાળી પતિવ્રતા દેવીઓ જે કુળમાં ગામમાં કે જ્ઞાતિમાં હોય તે મહા ભાગ્યવાન ગણાય છે.

"પતિવ્રત ભ્રષ્ટાનારી અનેક જન્મ સુધી રૌરવ નર્કમાં પડી મહાદુઃખ ભોગવે છે. આ સંસારમાં નાના પ્રકારના કલેશો તથા દુઃખોથી જીવન વ્યતીત કરે છે. ને પાપ તો

મોઢે ચઢીને બોલે તેમ તે સર્વેના મનને તિરસ્કાર વાળી હોય છે. ભ્રષ્ટાની સંતતિ ભ્રષ્ટ હોય છે. એટલે સારી સંતતિ પણ હોતી નથી. એ પાપી હોઇ સદા પોતાના પાપને ઢાંકવાના પ્રયત્નથી તે પાપ એના મનમાં સદા વસી રહેલું હોવાથી, એ પોતાની ગર્ભ સંતતિ પર પાપ સંસ્કાર પાડી પાપપ્રિયતાવાળા બાળકોને પેદા કરી, આ જગતના લોકોને દુઃખરૂપ થનાર પ્રજા આપી મહાઘોર પાપીની થાય છે. એના આચાર વિચારમાં લોકો પ્રત્યે સારો ભાવ હોતો નથી. એ અનેક રીતે ધિક્કારવા યોગ્ય હોય છે. એ પોતાના પતિને વિશ્વાસઘાતિ થયેલી મહાપાપી જરૂર સંસારમાં મહાદુઃખ ભોગવી મરણ પછી પણ એને દુઃખનો અનુભવ થવાનો છે. ભ્રષ્ટ જીવન ગુજારવા કરતાં લાખ દરજ્જે જલદી મરણ સારૂં છે.

વળી હે પુત્રી કેટલીક અજ્ઞાન સ્ત્રીઓ નકામી કુથલી તથા સાચા જુઠાં કરી લોકોના જીવને સંતાપ આપે છે. એ સંતાપથી દુઃખી આત્માના નિસાસા તે પાપીઓને ભોગવવાં પડે છે. આ દુર્ગુણ સારા શ્રીમંતને ઉચ્ચ જીવન ગાળનાર કુટુંબમાં હોતો નથી. એ તો નીચ કુટુંબોમાંજ હોય છે. નીચ એટલે ઉંચી જાતના લક્ષણ વગરનાં છે. એટલે આવી પાપણીઓનો વાસ તો એવા દુઃખમાંજ હોય છે, જો સારા સદ્ગુણ વાળી સ્ત્રી હોય ને તે નીચ કે ગરીબ કુટુંબમાં હોય તો તેના સારા આચરણના પુણ્યે તે કુટુંબ જરૂર સુખી થાય છે. સ્ત્રી લક્ષ્મીનો અવતાર છે. એ લક્ષ્મીદેવીના ગુણો સત્ય–દાન–પવિત્રતા હોય તો એ લક્ષ્મીરૂપ છે. ને તેથી એના પ્રતાપે સર્વે સાધન આવી મળે એ કુદરતનો નિયમ છે. પણ તેને બદલે એ લક્ષ્મીદેવી મટી એક ઘોર કૃત્ય કરનાર પાપીની એવી નીચ એક સારા કપડામાં ઢંકાયલી હલકટ વૃત્તિવાળી ભીખારણ છે. એને સુખ સંપત્તિ કેમ હોઇ શકે? લોઢાંની સાંકળમાં સોનાની કડી હોઇ શકેજ નહી. તેવી રીતે એ તો દુઃખ ભોગવવાનેજ સરજાયલી પાપીની છે. એવીઓ ત્રણ જાતની હોય છે. તે નીચે પ્રમાણે છે.

"પહેલી તમાશબોર—એટલે બે જણાં લડે તે જોઇ રાજી થવા વાળી ને તે માટે પડદા પાછળ રહી લડાઇ ઉભી થાય એવું અનુમોદન આપનાર હોય છે. આવી રામકોર ૧ નામની વ્યાકેતને ત્યાં ૨ સરલા ગઇ ને કહ્યું કે આજે તો ગંગા બહેન ૩ ફલાણે ઠેકાણે અંબા બેહન ૪ માટે આમ આમ નિંદા કરતાં હતાં. આ સાંભળી રામકોર બોલ્યા અંબાને આ વાત મલવી જોઇએ. એ તો હરકોઈ રીતે એ વાત અંબાને મલશેજ સાંભળેલી વાત કેહેવું એમાં શું ખોટું જે. એમ પડદા પાછળ રહી અંબાને આ વાત પહોંડવા સરલાને અનુમોદન આપી ભવિષ્યનો કંકાશ ઉભો કરવાની પ્રવૃત્તિ કરનાર રામકોર પણ પાપણી છે.

"બીજી ચાડીઅણ—સરલા બહેન અંબા બહેન પાસે ગયા તે આવીને બેઠાં. આવી નાલાયકોને તો પોતાને ભટકવાના ધરો માટે બહાના બહુ હોય છે. તેથી ભલતે બહાને બેન તમો તો પોતીકા જેવાં છો. જુઓને તમાશ જેવા માટે ગંગાં આમ આમ બોલી એ રાંડ બહુ સારી છે. તેથી બીજાની બનાવટ કરે છે ને લોકોની નિંદા કરે છે. આમ વાતમાં કેટલીક જુઠી ને બનાવટી પણ વાત વધારી કહે છે. ને આ બે જણામાં લડાઇ સળગાવે છે. આવી વાત કરતાં મારા સમ, તમારા સમ, મારૂં નામ લેતાં નખે, એમ પણ કબુલ કરાવે છે. ઘણો કંકાસ કરાવનાર આ ;ભટકેલા હોય છે. આમાં અંબાબહેન જો ગંગાબહેનને રૂબરૂ વાતનો ખુલાસો પુછે ને આ ચાડીઅણનું નામ ખુલ્લું પાડે તો આ વાતમાં બહુ ફેર પડી કંકાસ લડાઇ ઉભી થાયજ નહી. પણ ચોરનો ભાઇ ઘંટી ચોર. આવી ચાડીઅણોના જેના ઘરમાં પગ છે તેવી અંબા બેન પણ એવી બહોળી બુદ્ધિનાં ને હિંમતવાળા કયાંથી હોય કે શાંત મનથી ગંગા બેનને પુછી ખુલાસો કરે, ને તે બોલ્યાં હોય તો તેમાં ખોટું મન

---

૧ રામકોર—તમાશાબોર ૨ સરલા—ચાડીયણ ૩ અંબા—લડાક ૪ ગંગા—વાત કરનાર.

રાખી વાત વિસારે નાંખે. અગર સારી વાત તો એટલીજ કે તે ચાડીઅણને કહે કે મારે એવી પુઠ પાછળની વાત જોઇતી નથી. એને કહેવી હશે તો મને કહેશે. બેન આવી નકામી કુથલી મારે નથી જોઇતી. આમ કહી તે ચાડીઅણના માથા પર સુકું ખાસડું મારવું જોઇએ.

"ત્રીજી કલહપ્રિયા (લડાક) આંબા બેનને તે સરલા ચાડીઅણે મીઠું મરચું ભભરાવી વાત કહી તે સાંભળી આ બેશરમ વગર મર્યાદાની તે ગંગાનું નામ લીધા સિવાય તે સાંભળે તેમ તેને લક્ષિને આડા તેડા વાકયબાણ ફેંકવા લાગી. કેટલીક નિર્લજો તો ગાળી પ્રદાન પણ કરવા લાગે છે. એમ ચાલતાં ઉઘાડે ચોક શોર બકોરથી લડે છે. ને તેના ઘરના મરદ વેશમાં જાણે પશુઓ હોય તેમ તેની પણ દરકાર રાખતી નથી. ને કોઇ જંગલી અજ્ઞાન ભીખારી જેવા હલકા લોકોના વરતાવનો આબેહુબ દેખાવ આપે છે.

"હે દીકરી આવી તમાસાખોર–ચાડીઅણ ને લડાક સ્ત્રીઓ શું લક્ષ્મીદેવી છે. એ તો ભીખારણી દેવીઓ છે. એ ઉચ્ચ જેવી જ્ઞાતિમાં હોય પણ એને ત્યાં સુખ સંપત્તિને આબરૂ હોતીજ નથી. એની અજ્ઞાનતાથી મોટી આકાંક્ષા નાશ પામવાથી છાણનો કીડો છાણમાં રાજી હોય તેમ એ પોતાના દરીદ્ર ઘર સંસારમાં મોટાઇ સમજે છે. પણ એનો ગૃહસંસાર બહુ દુઃખથી ભરેલો હોય છે. આદવી હલકી રીત-ભાતવાળી પોતાને કોઇ રીતનો લાભ નથી છતાં બીજાના જીવને સંતાપ આપી રાજી થનાર એ કેવી પાપણી સ્ત્રી છે. જેમ કોઇ ભુખો અમૃત ખાઇ રાજી થાય, તેમ આ બીજા લડે તેને સંતાપ દુઃખ થાય તે જોઇ રાજી થાય છે. એટલે એ રાક્ષસીઓ બીજાના સંતાપ ખાઇને રાજી થાય છે, તો જેના ઘરમાં લડાઇનો તમાસો જોવાવાળી તથા બહુ ધિકકારવા લાયક ચાડીઅણ ને તે નિર્લજ ભીખારી જેવી પ્રસિદ્ધ રીતે લડનાર આવી રાક્ષસીઓ હોય છે, તે ઘરને ધિકકાર છે, કેટલીક આવીજ હલકી બચ્ચાંઓની રમતની લડાઇમાં લડી

મરે છે. પણ એમાં સમાધાનથી કામ નથી લેતી. આમ આવી રીતે આ ત્રણ જાતની રાક્ષસીઓમાંની અનેક રીતે લડાઇ કંકાશ કરે છે. પોતાની સાસુ નણંદ વહુ ભોજાઇને આવો કલહ સંતાપ આવી રાક્ષસીઓનો હોય છે.

"હે પુત્રી સારા આચરણવાળી જે સાક્ષાત લક્ષ્મીદેવી છે, તેણુ તો આ સંસાર છે. એમાં અનેક પ્રકારના મનુષ્યો છે, તેની સાથે બહુ ઉદાર ભાવે વરતવાનું છે. કોઇ બોલે તો સહન કરી તેના ઉપર રોષ રાખવાનો નથી. કોઇની વાત આવી ચાડીઅગુથી આવે તો તે વાત મારે જોઇતી નથી. ને તમારે કહેવી હોય તો તે માણુસને બોલાવું, તેની રૂબરૂ કહો. જો આવો પ્રસંગ આવે ને તે બોલ્યું હોય તો તે બોલનારને શાંત પાડતાં કહેવું કે, બેન મન બધી વખતે સરખું નથી રહેતું, વખતે બે શબ્દ શીખામણ જેવા બોલાય પણ ખરા. એમાં શું થઈ ગયું. આમ તેને પણ શાંતી આપવી. આમ સર્વત્ર લોકોની હેત ભાવવાળી દ્રષ્ટિવાળા નમ્ર રહેવું. એ કોણ થાય. એના મનમાં એ શું ઘમંડ રાખે, આવું કદાપિ મનમાં વિચારવું નહીં. આમ સર્વ ઠેકાણે સમભાવે નિખાલસ રહેવું જોઇએ. કોઇ અજ્ઞાન સાસુ નણંદ વિગેરે સહવાસી મલે ને નકામા સંતાપે તો બહુ નિખાલસ ભાવે સહન કરી લેવું. વારે વારે ખુલ્લા મનથી તેમને પગે પડવું. મને માફ કરો આમ કોઈ ઠેકાણે નમીને, કોઇ ઠેકાણે સમજથી, આમ ઉચ્ચતા રક્ષક જીવન ગુજારવું. આ નારી ધર્મ તારે જરૂરનો હોવાથી બહુ લંબાણથી કહ્યો છે."

આવી ઉંચી શિક્ષા પ્રાપ્ત કરેલીને ઉચ્ચ સંસ્કારવાળી લક્ષ્મી સાસરે નાનપણુથી એટલે ૧૪ વરસથી રહેવાવાળી થયેલી, એટલે પતિ પત્નીનો પ્રસિધ્ધમાં અબોલા ભાવ હતો. એથી પતિ પુજા જરૂરી હોવાથી એ પોતાના પતિને એકાંત સ્થાને બેસાડી દેવરૂપે પુજા કરી ચરણામૃત લેવા લાગી. આ એની ક્રિયા એકાંતિક હોવા છતાં પણ એની વૃદ્ધ સાસુજી જાણુતા હતા. તેમ કર્ણોપકર્ણે બીજાં પણ જાણીતા થયાં હતાં.

સરખી ઉંમરની સાહેલીઓ એની ટોળ પણ કરવા લાગી કે તું તો મીરાંબાઇનો અવતાર છે. પણ જોજે રાણાજી દુવારકા નહીં મોકલે તે તપાસજે. આ હસ્તે મુખે સાંભળી રહેતી. પુત્ર પ્રાપ્ત પછી એણે પ્રસિદ્ધ રીતે પતિ પુજા કરી, પ્રદક્ષિણા ફરી ચરણામૃત લેવા માંડયું. કેટલોક વખત સુધી એની લોકોમાં એ તો મીરાં છે, એ રાંડ દાંભિક તો છે, મોટી ભકતાણી થઇ ગઈ, આમ વગોવણી થવા માંડી હતી. પણ આ તો જવલંત ધર્મ ભાવી હતી. એ કાંઈ પોતાનું વ્રત છોડે એમ હતુંજ નહી. એ ધર્મ જ્યોતિથી શુદ્ધ હૃદયવાળી લોકોની અજ્ઞાનતા છે એમ સમજી પોતાના વ્રતનું પાલન અડગ રીતે ચાલુ રાખી રહી હતી, લોકની નિંદારૂપી કસોટીમાંથી પાર ઉતરવાથી, એના પ્રત્યેનો જન સમુહનો ભાવ ફરી જઇ તેજ લોકો કહેવા લાગ્યા કે એની પતિ સેવા ખરી છે. એ કોઇ દેવી જેવી છે. આમ સમાન-ભાવ ફરતાં ફરતાં એ બહુ આદર પાત્ર ને પુજ્ય રૂપે જોવા વા ને મનાવા લાગી. આવો સુખ પૂર્વક ગૃહસંસાર ચાલે છે. પતિ રામચંદ્રને રકતપીત્તનો રોગ લાગુ પડયો એ આપણે ઉપર વાંચી ગયા છે. આ વખતે તે બાળ પુત્ર આઠ વર્ષનો હતો. યજ્ઞોપવિત સંસ્કાર સારી રીતે થઇ ગયો હતો. તેને નિશાળે મુકયો હતો. ઘરમાં હજુ વૃદ્ધ સાસુ હયાત છે. લક્ષ્મીદેવીના પતિવ્રત ધર્મને ચૌદ વર્ષ લગભગ થયાં છે. એમનું વ્રત બીજારૂપકની પતિવ્રતના ભાવમાં આરૂઢ દશામાં ચાલુ છે. લક્ષ્મીદેવીની રોગી પતિની પુજા તથા ચરણામૃત લેવામાં વૃધ્ધ સાસુ તથા પતિ તથા આપ્તજનો એને એમ નહીં કરવાનું કેહેવા લાગ્યાં. આ સંસર્ગથી થાય એવો રોગ છે. આ રોગીનું શરીર બહુ ગ્લાની ઉત્પન્ન કરનાર થઇ જાય છે. માટે તારે તો પતિ પુજાનું ને સાસુનું રક્ષણ કરવાનું છે. તો તને રોગ થઇ પડશે તો બહુ મુંશ્કેલીમાં આવીશું. માટે તું આમ નહી કર. પોતાપણાનો અભેદ્ય ભાવ જેને ઓતપ્રોત છે. એને એ ધ્યાનમાંજ આવતું નથી. પોતાના નાના બાળકના શડેલા

શરીરે માતા ખોળામાં પ્રેમથી લઇ દુધ પાન કરાવે છે. પોતાની જાત શડી ગઇ હોય તો તેને .પોતા માટે અભાવ હોતો નથી પતિવ્રતા લક્ષ્મી દેવીને ધમ માંથી આવી ભેદતા હતી તે અભેદતામાંથી ઉત્પન્ન થયેલા પ્રેમમાં તે ગ્લાનિ કે રોગનો ભય કેમ કરી જોઇ શકે ને જુએ. તો તે કેમ કરી પોતાના અટલ પ્રેમથી વિરમી શકે ? આથી લક્ષ્મી દેવીએ તો પોતાનો પતિવ્રતાના ધર્માચરણુ ચાલુ રાખ્યાં હતાં.

હાલનાં માનસ શાસ્રીઓ પોતાની સંપૂર્ણ શોધ ખોળથી નક્કી કરી ચુકયા છે કે, મનની પ્રબળ .માન્યતાવાળાને આવા ચેપો લાગતા નથી. ચેપ એ ઉડતા કે સ્પર્શથી આવનાર સુક્ષ્મ જંતુઓ કે પરમાણું છે. એક માણુસ સખત કોલેરાના પ્રદેશમાં પોતાના મનોમય ઉત્પન્ન કરેલા ભયથી મરી જાય છે. એટલે પરમાણુ કે જંતુના જેવી અસરથી પ્રાપ્ત થયલા રોગનો ભોગ થાય છે. તો આ મરણુ માન્યતાનું છે. એક માણુસ બીજાની સહાયથી હાલી ચાલી શકે એવો લખવાનો રોગી, લખવાના જંતુનો ભોગ થયેલો રોગી એક દવાખાનામાં આગ લાગી કોઇ કાહડનાર નહી હોવાથી, બળી જવાના ભયથી, મનમાં જીવ બચાવવાની ઉત્કટ ભાવનાના વેગથી પ્રેરાઇ ઉઠી ઉભો થઇ બહાર નીકળી ગયો. ને લખવો સારો થઈ ગયો. તો આમાં જંતુ કે ચેપના ભોગ થવું ન થવું એ મુખ્યત્વે મનની માન્યતા છે. જેનું આત્મિક બળ કેળવવાથી મન બળવાન બન્યું છે એને ચેપ ને જંતુ શું કરી શકે? આ વિગેરેથી મનની માન્યતા પ્રધાનતાવાળી છે. તો આવા ધર્મના જ્વલંત ભાવવાળી પતિમાં દેવભાવ સ્થાપી તેનું ચરણામૃત લે એને શી રીતે . જંતુ કે ચેપ લાગી શકે ? આમ આ લક્ષ્મીદેવી તે પતિ દેવની પુજા કરે છે. વળી સદ્ગુણી વહુ તે વૃદ્ધ સાસુની સેવા યોગ્ય રીતે કરે છે. બાલકને નિશાળે શિક્ષા આપે છે. ને ઘરમાં નવરાશે ભણાવે છે. એનું ઘર આચાર પવિત્રતા તથા સદ્ગુણ વર્ત્તનથી એક દેવ ઘર જેવું છે. તે પતિદેવ આ સદ્ગુણી પત્નીના સહવાસથી પોતાના રોગના ભાવિ દુ:ખોનો ચિતાર કલ્પી ભય પામતા નથી. તેમ તે સાક્ષાત પ્રેમરૂપીણીના પ્રેમમાં આનંદમાં રહે છે.

પતિ દેવના રોગને પાંચ વર્ષ થવાથી કાંઇક વધ્યો છે. છતાં આ દેવી સેવા કર્યા જાય છે. એવામાં એક મહાત્મા બપોરના અગીઆર ને સુમારે ભર ઉન્હાળાના તડકામાં આખે શરીરે ભસ્મ ચોળેલી બગલમાં મૃગચર્મનો વિંટો પાદુકા પેહેરેલી ચીપીયો લોટો ને માથે નાની નાની ફરફર થતી ભુરી બાબરી જુવાન જેવા નિરોગી શરીરનાં ને આંખ બહુ તેજસ્વી એવા બારણામાં આવી ઉભા રહ્યા ને બોલ્યા, 'માઇ કુચ ભિક્ષા દે. આ વખતે લક્ષ્મીદેવી ઘરના આગલા ભાગમાં પતિના પલંગ પાસે ઉભી રહી તેમને ભોજન કરવા માટે તૈયાર થવા અબોટીયું આપતાં હતાં. આથી તુરત આવો મહારાજ રસોઇ તૈયાર છે. આમ કહી તે મહાત્માને જળ આપી હાથ પગ ધોવાડી યથાસ્થિત પોતાના પતિ તથા તે મહાન આતિથ્યને સંતોષ પુર્વ જમાડી, તેમની ક્ષુધા અગ્નિને અનદાનની આહુતિથી શાંતિ આપી. પરવારી પતિ પલંગ પર બેઠા, તે મહાત્માને યોગ્ય આસન આપી બેસાડ્યા ને સોપારી વિગેરે મુખશુદ્ધના પદાર્થ આપ્યા. અને એક બાજુ આ દેવી ઉભી છે. તે મહાત્માએ કહ્યું, તે રામચંદ્ર તરફ લક્ષીને કે તમને રકતપીત્ત થયું છે. બચ્ચા આ ઉભા છે તે માઇ તારાં પત્ની થાય છે. હા મલતાં એ બહુ પવિત્રને યોગિની છે; આમ કહ્યું ને બોલ્યા કે હમો લોકોને કેટલુંક સુક્ષ્મ જ્ઞાન હોય છે. એથી એમને જોતાં જાણી જઇએ છે. ને આ ગામે આવ્યો ત્યારથી મને માલમ પડ્યું કે કોઇ મહા પતિવ્રતા દેવી આ ગામે છે. ને તે જ્ઞાન આધારે તારે ત્યાં આવ્યો છું. આ માઇના દર્શન કરી હું આનંદ પામ્યો છું. અમો લોકો જગતનાં આવા પુણ્યશાળીના દર્શન માટેજ ભ્રમણ કરીએ છે. ને એવા પવિત્ર દયાળુ પુણ્યાત્માને કાંઇ જરૂર પડતી મદદ કરી અમારા પરોપકાર ધર્મનું પાલન કરીએ છે. હે સાક્ષાત ભગવતી દેવી, આ તારા પતિનો ભયંકર રોગ સારો થઇ જશે. આ મારો આશિર્વાદ ફળવાના નિમિત્ત રૂપ કોઇ વનસ્પતિને હું પ્રધાનતા આપું છું. આશિર્વાદ ફળવામાં સદા કોઇ નિમિત્ત હોયજ છે. માટે આ તમારા સીમાડામાં ચોમાસામાં કડવા તુરીયાના વેલા

થાય છે. એના ફૂળો તુરીયા જેવાંજ પણ નાના હોય છે. જે ભાગમાં એ થાય ત્યાંના લોકો એને ડોડકાં કહે છે. એ તુરીયાં જેતું લોકો શાક ખાય છે ને જે શેડેરમાં વેચાય છે તેની જંગલી જાત છે. એ ફૂળો તદ્દન કડવાં ને નાના હોય છે. તે મંગાવી એક માટીની મોટી કુડીમાં તેના નાના નાના કડકા કરી છુંદી નાંખી અધકચરા કરી તે અરધી કુંડીમાં ભરવા. તે કુંડી બે પગ મુકી ઉભા રહેવાય એવી જોઇએ. તે માંહે તે ઔષધનો છુંદેલો ચીકાશવાળો જથો મુકી, તેમાં બન્ને પગ મુકી ઉભા રહેતા, તે ઔષધનો ભુકો પગની પાટલી ઉપર ઘુંટી છે તે ઢંકાય એટલો હોવો જોઇએ. પછી તે ભુકાને તે બન્ને પગથી છુંદ છુંદ કરવું. આમ લગભગ એક કલાક કરવું. એમ કરતાં તે ઔષધની કડવાશ પગમાં થઇને મોઢામાં કડવાશ જેવું જણાય ત્યાં સુધી છુંદવું. એક કલાક ઉભા રહેતાં થાકે તો પલંગ પર બેસવું ને પગ માંહે રહેવા દેવા. વળી છુંદવું. જો આમ બે કલાક ઔષધ સ્પર્શ રહેતાં કડવાશ મોંહમાં નહી આવે તો હરકત નહી. બીજે દીવસે કરવું. કડવાશ મોઢામાં આવી કે ત્યાર પછી પંદર વીશ મિનિટ છુંદી પગ કપડેથી નુંછી આરામ કરવો. આમ અઠવાડીયું સુધી કરજે. જો શરીરમાં એનું માણુ—નિશો—બેચેની જણાય તો થોડો વાર કરવું. ને દીવસ વધારવા પણ મોઢામાં અઠવાડીયું કડવાશ આવે ત્યાં સુધી કરવું. આમ કરી બંધ કરવું કે ધીમે ધીમે પંદર કે વીસ દીવસમાં આ રોગ સારો થઈ જશે. એ મારો આશિર્વાદ છે. આ કામે ચાહે તે ખરચ કે મહેનત થાય તે કરી આ ઔષધ કરજે, જા સારૂં થઇ જશે. જતાં જતાં મહાત્માએ કહ્યું કે દેવી આમ કરવામાં પણ કેટલાંક ગુહ્ય કારણો છે. એ હમે યોગી લોકો સમજીએ છે. જેથી ચાર માસના વખત પછી થનાર ઔષધિથી—ને પરિશ્રમે દુર થવાનો પ્રયોગ બતાવ્યો છે. આમાં બહુ જરૂરનું તો તારા ઉગ્રતપ ભાવનાને બહુ ઉચ્ચ કોટી પર સ્થિત કરવાનો હેતુ છે. તેમ આ તારા પતિને

પણ ભાગાયતન ને પરિશ્રમથી કેટલીક ઉચ્ચ ભુમિકાનું કરાવવાનો પ્રયોગ છે. આથી આવી યોજના પુર્વક આશિર્વાદ આપ્યો છે. એમ કહી તે મહાત્મા ચાલ્યા ગયા.

ચોમાસું આવ્યું. ભાદરવા મહિનામાં આ ઔષધિ તે પ્રદેશનાં ઝીમાડામાં પુષ્કળ મળી રહી. તે મંગાવી પ્રયોગ કર્યો. એક મહીનામાં તે રામચંદ્ર તદ્દન સારા થઇ ગયા ને સુખ આનંદમાં તેઓ ગૃહસંસાર નિભાવવા લાગ્યાં. આ પતિવ્રતા ભગવતિ હવે આ લેખમાં વર્ણવેલી પહેલી પતિવ્રતાની ભુમિકામાં રમણ કરવાના અભ્યાસવાળી થવા લાગી. આ દેવીને તથા સહવાસી જન સમાજને ઉચ્ચ આદર્શી જીવનનો અનુભવ કરાવતાં મુકી એમના જેવાં યોગિનીના સહવાસી થવાને ભાગ્યશાળી થનાર તેમના આપ્ત તથા નજીકવાળાની પ્રશંસા કરી આપણે વિરામીશું.

આ આખ્યાયીકાથી ધ્યાનમાં લેવાનું કે પતિવ્રતા ધર્મનું યોગ્ય રીતે પાલન કરનાર સ્ત્રી સાક્ષાત દેવી છે. એવી દેવી જે ઘર કે ગામમાં હોય તેને ધન્ય છે, આ વ્રત સંસાર સાગર તરવાનો સરળ રસ્તો હોઇ વહેવારમાં એમના પુણ્ય બળે બહુ સુખી થવાય છે. સંસારમાં સુખી થવાને સ્ત્રીઓને પતિવ્રત ધર્મ એ બહુ સુલભ માર્ગ છે. શાંતિ



# પ્રમાણિકતાનું ફળ

## અથવા

# શેઠ થયેલો મહેતો

ભારતવર્ષના મધ્યભાગે સમુદ્ર કિનારાપર ભદ્રપુરી નામે એક મોટું નગર આવેલું હતું. એ બંદર સારી સવડવાળું હતું. પરદેશનો તથા દેશનો દરિઆ કિનારાથી થઈ શકે એવો વેપાર એ બંદરેથી થતો હતો. જેથી દેશ પરદેશના વેપારનું સ્થાન એ બંદર હોઈ એ બંદરે ચોર્યાશી બંદરના વાવટા ઉડતા હતા. એટલે આખી દુનિઆનો વેપાર જળમાર્ગની સવડતાથી એ બંદરે ચાલતો હતો. આથી આ નગરમાં મોટા મોટા વેપારી તથા ધનિકો હતા તથા દેશ પરદેશના વેપારી લોકોની પોતાનો માલ વેચવાની સવડતાનું સ્થાન હોવાથી મોટી મોટી દુકાનો પણ હતી. આખી દુનિઆનું વેપારસ્થાન હોવાથી પોતાના ઉદ્યોગ ધંધાને અંગે આ નગરમાં જાતજાતનાં ને અનેક કળાવાન, વિદ્યાવાન, ધર્માત્મા વિગેરે લોકોનું સ્થાન હતું. વેપાર ઉદ્યોગથી ધનની વિપુલતાવાળું હોવાથી મોટી વસ્તીનું સર્વે સાધનવાળું સુવર્ણપુરી જેવું, આખી દુનિઆના મોટા નગરમાંનું એક એવું એ ભદ્રપુરી નગર હતું.

એ નગરમાં બહોળો ઉદ્યોગ તથા વેપારની ધમાલથી મોટી કોલાહલ મચી રહેતી હતી. એક દિવસમાં અબજો રૂ.ની ઉથલપાથલ હતી. તેમ અબજો રૂ.નો વેપાર કરનાર મોટા વેપારીઓ હતા. તે સાથે પરદેશના વેપારીઓની મોટી મોટી પેઢીઓ હતી. એ નગરમાં એક ચીનદેશ નિવાસી ચીના વેપારીનો વેચાણ તથા ખરીદીનો મોટો વેપાર હતો. આ દેશ સાથે મોટો વેપાર હતો ને પોતાનો બુદ્ધ ધર્મ હોઇ તે

ધર્મના મુળ સ્થાપક બૌદ્ધ પ્રભુનું જન્મસ્થાન આ દેશ હોવાથી તેના જન્મસ્થળ ગયાજીમાં તેની જાત્રા કરવાથી મોટું પુણ્ય પ્રાપ્ત થાય છે એ માન્યતાથી પોતાની સ્ત્રીને પણ સાથે લેઇ આ દેશમાં આવી કેટલાક વખતથી અહીં તેણે નિવાસસ્થાન કીધું હતું. એ અરસામાં પોતાનો વેપાર આઢતીઆ મારફતે હતો તે બંધ કરી પોતાની પેઢી સ્થાપન કરી દીધી હતી. એ પેઢીમાં યોગ્ય મહેતા નોકરની પણ નીમણુંક કરી દીધી હતી.

આ મહેતામાં પરસોતમદાસ નામે એક વણિક જ્ઞાતિનો મહેતાજી હતો. એની ઉમર વીસ બાવીસ વરસની હતી. વેપારમાં નામુંઠામું તથા હિસાબો કરી શકે એટલી કેળવણી-વાળો હતો. શરીરે નિરોગી હતો. પોતાના વંશપરંપરાગત ધર્મ તથા આચારને ચુસ્ત રીતે માનનાર ધર્મભાવી હતો. તે પ્રમાણિકપણાને ચુસ્ત રીતે પાળનાર હતો. પ્રમાણિકપણું એજ એનો જીવનમંત્ર હતો. એટલે એ એને અંગેની કામની કે વર્તણુંકની જે જે ફરજો અદા કરવાની આવે તે બરાબર અદા કરવાના સ્વભાવવાળો હતો. પોતાની નોકરીનાં કામો, એ શેઠના કામો નહી, પણ પોતાના કામો છે એમ સમજતો હતો. તેથી તે તે કામ શેઠ જે કાળજીથી કરે એ રીતે કરી, એ મહેતો હોવા છતાં એ મારાં કામો છે, એમ માની કામ કરવાથી એના મનોરાજ્યસ્થિત અજ્ઞેય ભાવમાં એ પોતેજ શેઠ છે એ ભાવનું પાલન એને સ્વભાવિક થવા લાગ્યું હતું. પોતાનાંજ કામો છે તથા નફો નુકશાન પણ પોતાનેજ થવાના હોય એવી કાળજીવાળો હોવાથી એને મારૂંજ છે આમ સમજથી નોકરીનો વખત થયો એમ માથાઉતાર બેગારીપણું નહીં પણ ચીવટપણે હરેક કામ કરવાનાં સ્વભાવવાળો હતો. તે સવારમાં બ્રાહ્મમુહુર્તમાં ઉઠતાંજ દંતધાવન સ્નાન કરી, દેવસેવા, ઇશ્વરપ્રાર્થના કરી, ગૃહકામનો સોદો લાવવા બજારમાં જઈ, ત્યાંથી આવી ભોજન તૈયાર હોય તે જમી લઇ, નોકરીપર રવાને થતો, એને ક્યાં પારકું હતું કે વખતની રાહ જુએ. એટલે શેઠના કામનીજ એકજ ભાવનાવાળો હતો.

પ્રમાણિકતાના સદ્દગુણને ચારિત્રમાં મુકવાથી એને જુઠું બોલવું, નકામાં ગપ્પાં મારવા; કોઈની કુથળી કરવી, અગર બેરવ્યાજબી રીતે ધન ઉપાર્જન કરવું, એ ભાવો હતાજ નહીં. જો ક્રોધ ભાવ મનમાં હોય તો, આનંદ ભાવ આવેજ નહીં. તેવી રીતે જેના મનમાં પ્રમાણિકપણાનો ભાનું ઉદય થયો હોય તેનામાં અનાચાર યુકત ભાવો તથા વર્તન રૂપી અંધારૂ હોયજ ક્યાંથી ? વળી એને તો પોતાના શેઠનું કામ પોતાનું માનેલું છે. અરે પોતાનું કામ હોય તો બે ઘડી પછી જઇશું આમ પોતાના કામનો પોતે માલીક હોવાથી નીભાવી શકે. પણ આમાં તો પ્રમાણિકપણામાં ક્ષતિ થાય એટલે કામનીજ ખુમારી વાળો હતો. એક ધરાયલા માણસને ખોરાક પર સ્વભાવિક ઉપરામતા હોય તેમ એ પ્રમાણિકતાથી નિર્મળ સાધુ ચરિત્ર સ્વભાવિક થવા લાગ્યો. વળી કામ કરવાની લેહથી તે કરવુંજ, આથી વીરતા ધારણ કરેલી એવો થયો હતો. કાળજીથી કરવું એટલે ગંભીરતાવાળો હોવાથી વિચારવાન થવા લાગ્યો. જેનાં નબળા વિચારો નાશ પામેલા તથા ચુસ્ત પ્રમાણિકતાથી નિર્ભયતાવાળો હોવાથી શાંત ચિત્તવાળો હતો. આથી એ હરકોઇ કામમાં શાંત ચિત્તે ગંભીરભાવે કાળજીથી વિચારવાની યોગ્યતા વાળો થયો હતો. એના દરેક કામો વગર ભુલનાં ને સવડતાંવાળા, ને કેટલીક વખત તો બીજાઓને તથા શેઠને સમજમાં નહી આવે એવી કામ કરવાની ઉકેલ વાળો અનુભવમાં આવ્યો હતો. આવો પોતાના એક ચુસ્ત પ્રમાણિકપણાને સચોટ ચારિત્રમાં મુકી વર્તન કરનાર હોવાથી આ કામ મારૂંજ છે આ ભાવથી માલીક જેવા સ્વરૂપનું દિગદર્શન કરાવનાર થવાથી શેઠને પોતાના સ્વરૂપે અજ્ઞેય ભાવમાં સંલગ્નિત્ત થઇ ગયો. જેથી કૃપાનું પાત્ર તથા ભરૂસોદારમાં મનાવા લાગ્યો. આ ચીના શેઠ અત્રે ત્રણ વરસના નિવાસમાં અત્રેની સર્વે રીત તથા વેપારનું સ્વરૂપ તથા પોતાના માણસોની કુશળતા પ્રમાણિકપણું વિગેરેથી પરીચીત થઇ ગયા હતા. યાત્રા કરી તથા ભારતવર્ષિય મોટાં નગરો જોયાં. હવે પોતાને દેશ જવા

તૈયાર થયા. અત્રેની પેઢી ચાલુ રાખી તેના મુખ્ય મુનીમમાં આપણાં ચારિત્ર્યશાળી કથા નાયકને મુકરર કીધા. અમુ સત્તાઓ તથા આટલી મર્યાદાનો વેપાર કરવો એવો પ્રબંધ ગોઠવી તેઓ પોતાને દેશ રવાને થયા.

આ નવા મુનીમજી તો પ્રમાણિકપણાની સાક્ષાત મુર્તિરૂપ હતા. એટલે દરેક કામો હવે પછીના મોટી જુમ્મેદારી વાળા હોવાથી બહુ વિચારપૂર્વક કરવા લાગ્યા. એ પોતે જુમ્મેદાર મુનીમ હોવાથી માલ ખરીદવા કે વેચવાથી નફો થશે એ વિચાર કરતાં નફાનો એ માલીક નથી તેમ નુકસાનનો એ માલીક નથી એમ પ્રમાણિક એટલે સત્યપણેજ કામ કરવું. એથી તે તે વાતનો વિચાર કરતાં, એના વિચારમાં સ્વાર્થી ભાવ હતો નહી. એના વિચારમાં બીજી ગંધજ હતી નહી એટલે એના વિચાર તદ્દન નિર્મળ હોવાથી, તે તે કામમાં નફા નુકશાનનાં પરિણામ ને જાણુવાવાળો થયો હતો. અરે એ પ્રમાણિકતાથી કાળજીવાળો ગંભીર શાંતચિત્ત હોઇ, દરેક વાત પર વિચાર કરવાના અભ્યાસવાળો થયેલો હતો. જેથી કામનું પરિણામ તપાસવામાં એના વિચારમાં એ માલીક નહી હોવાથી એના ભાવમાં નફો મેળવવાનાં સ્વાર્થનાં પરમાણું નહી હોવાથી, વિચારની નિર્મળતાથી વેપારના સર્વે અંગોમાં ઓતપ્રોત થઇ જઈ શાંતિ પુર્વકનાં વહન ભાવિ સંલગ્નિત સ્થાને જવાથી એની બુદ્ધિ પરિણામ દર્શી થઇ હતી. એટલે કયી ખરીદી કરવી, કયો માલ વેચવો, કયો રાખી મુકવો એ આ સમજ ઉપર કરવાથી એના વહીવટમાં પેઢીમાં શેઠની હાજરી કરતાં મોટો નફો ને સારૂં કામ થયું હતું. શેઠ પરદેશમાં ને મુનીમનાથી આટલો મોટો નફો થયો. એ જાણી મુનીમ ઘણોજ સજ્જન છે. એને પણ કાંઇ લાભ કરવો જોઇએ એમ વિચારી વર્ષ પુરૂં થતાં મોટી રકમ ખુશાલી તરીકે શેઠે આપી, તે લેવાનું ફરમાવ્યું હતું. એટલે આ કામો મારા છે એમ સમજવાથી અસેય ભાગમાં શેઠ છે. તે શેઠ ભાવના પરમાણુંનું આવાહન તેના પ્રમાણિકપણામાંથી થતું રહેવાથી તે ભાવસ્થિત અનંત કોટી પરમાણુંઓનો

[ સમુહ જામવાથી તેનું મહાબળ થઇ આ જડ જગતમાં દૃશ્ય માન થવા લાગ્યું. એટલે મુનીમજીને ખુશાલીમાં સારી રકમ મળવાથી એના ઘર ખરચમાં સારી યોગ્યતાવાળી ગોઠવણ થઇ તથા પેઢીના સ્વતંત્ર વાહક હોવાથી કર્તાહર્તા હોવાથી શેઠ નહી પણ શેઠ પ્રતિનિધિ સુધી આવી લાગ્યા હતા.

આમ આપણા મુનીમજી પ્રમાણિકતાની મુર્તિરૂપે પેઢીનો વહીવટ ચલાવ્યા કરે છે. દર સાલો સાલ સારો નફો કરે છે. આમ કરતાં પાંચ વરસ થઇ ગયાં. એ અરસામાં આ મુનીમજી કોઇ રસ્તે થઇ કાંઇ કામ માટે બહાર જતા હતા. એટલે તે રસ્તામાં એક મોટા ધનિક ઘીના વેપારીનું નિર્વંશ જવાથી તથા બીજા કોઇ સગાં વહાલા ન હોવાથી તેની મીલકત સરકાર સ્વાધીન થઇ હતી. તેમાં રોકડ વિગેરે સરકાર ખજાને જમા થયું હતું ને મીલકતો હરાજ થવાનું ચાલુ થતાં આ વખતે તેના વેપારના ઘીના મોટાં મોટાં ચામડાના બનાવેલાં કુડાંઓ કે જેમાં ત્રણ ચાર મણ ઘી રહી શકે, એવા સેંકડો કુડાંનો જથો હરાજીમાં મુકાવાનો હતો. તે વખતે ત્યાં સ્થિત એક ઓળખાણવાળાએ મુનીમજીને બોલાવ્યો ને કહ્યું આ તમે હરાજીમાં રાખી લેઓ. તમારે તો વેપારજ કરવો છે. તો લેવ નફો નુકશાન પ્રારબ્ધ આધીન છે. આ રાખી લેવ, આ સ્વભાવિક સંયોગથી ને પોતાના મનોગત વિચારથી રાખવા નકકી કરી, હરાજીમાં માગણી કરવાથી એમને તે ઘીનાં કુડાં મલ્યા. રૂપીયા તુરત ભરી તે કુંડા પોતાની વખારમાં મોકલી દીધા. હવે બીજે દીવસે જલદી આવી આપણે તો ઉપર ઉપરથી ઘી જોયું છે પણ જરા પાકી તજવીજ કરીએ એમ વિચારી વખારે જઇ કુડામાં પરો મારતાં, નીચાણનાં ભાગમાં તે પરો કાંઇ ધાતુ સાથે અઠડાયો. ઘીમાં ભારી ધકો થયો એ શું હશે ? આમાં ભારી ધકકો શાથી થયો એમ વિચારી તુરત અંગરખાની બાંહે ઉંચ્ચે ચઢાવી કુંડામાં હાથ માર્યો. નીચે હાથ ગયો. કાંઇ સીકા લાગ્યાં. મુઠી ભરી બહાર કાઢતાં ચળકતી સોનાંમોહર માલમ પડી. જેથી દરેક કુંડાં

ક્રમવાર તપાસતાં એંસી કુડામાં મોહર માલમ પડી. શેઠનું લક્ષીર કહી એ દિને બીજે કામે લાગ્યાં બીજે દિને તે મોહોરો કાઢી ગણી જોતાં બે હજાર મોહોર થઇ. અમ પાંચ સાત કુડાં તપાસતાં દરેકમાં સરખીજ માલમ પડી. એટલે રૂપીયા ચોવીશ લાખનો માલ માલમ પડયો. આ કુંડાંજ પેલા મરનાર વિપુલ ધનપતિના ધન સંચયની ગુપ્ત જગ્યા હતી. એ બધી મોહોરોને તે કુંડામાંથી કાઢી યોગ્ય રીતે મુકી દીધી ને એ માટે શેઠને વિગતવાર ધન લાભનો હેવાલ જણાવી દીધો અને લખ્યું કે એની શું વ્યવસ્થા કરવી તે ફરમાવશો.

આ ચીનો વેપારી મોટો ધનાઢય હતો. વિપુલ ધન સંપત્તિવાળો હોઇ સદાચરણી હતો. એટલે એ પણ સંપુર્ણ સજજન હતો. આ પત્ર વાંચતા આપણો મુનીમજી કેવો પ્રમાણિક, અરે કેવો મહાન માણુસ છે એ વિચાર પરંપરાએ મુનીમજીની પ્રમાણિકતાની પરાકાષ્ટા સ્થિતિની વિશાળતા વિચારી મુગ્ધ થઇ ગયો. ઓહો કેવો સાચો મુનીમ! આ તો મનુષ્ય કે દેવ! આવી વિચાર પરંપરાએ એના પ્રમાણિકપણા પર ધન્યવાદ વર્ષાવવા લાગ્યો. આખરે વિચાર થયો કે આ લક્ષ્મીનો માલીક એ મુનીમજીજ છે.

આ મુનીમજી સ્વતંત્ર માલીક હતો. એટલે વિપુલ સંપત્તિવાળાં કુંડાંનો વેપાર એણે પોતે કીધેલો હતો. એથી આપણે તો ઘી ખરીદેલું, પૈસા થોડાજ ખરીદેલા! આ તો આપણા નસીબનાં છે. શેઠના નસીબનું તો ઘી છે. આવી રીતે બીજા ચારિત્ર્ય ભ્રષ્ટને માટે રસ્તો હતો. તો આ મુનીમે આ કાંઈ નહી કરતાં અરે એ કરે શાનો એ તો થડથી પ્રમાણિક હતો. પણ એની પ્રમાણિકતાને ધન્ય છે. એની પ્રમાણિકતા પર તો ઇનામમાં ચીન દેશનું રાજ કાંઇ વિશાતમાં નથી. અરે લોભનાં પ્રચંડ સ્વરૂપ રૂપી આ વિપુલ લક્ષ્મીએ તને જરા ચલાવ્યો નથી, અરે તું તો દેવ છે આમ વિચારી તુરત કાગળ લખ્યો કે આ ધનના માલીક તમો

છો. મારી પાસે અનર્ગળ દ્રવ્ય છે. મને સંપૂર્ણ તૃપ્તિ છે. તેથી તેમ તમારા જેવા પ્રમાણિકને આટલું ધન શું પણ એકરાજ ઇનામમાં ઓછું છે. માટે હું બહુ ખુસી થઇ તમારા પ્રમાણિકપણા પર મુગ્ધ થઇ આ પારિતોષિક આપું છું. તે ખુશી મનથી લેઇ મને આનંદીત કરશો. મારા સાચા મુનીમ હોવ તો મારૂં ઇનામ કબુલ કરવા તમો બંધાયલા છો. તો તે લેઇને તમે સુખે વાપરી જગતમાં મોટા ધર્માત્મા ને દાનેશ્વરીને આબરૂદારમાં ખપજો. એ મારો આશિર્વાદ છે. છેવટે લખ્યું કે મારી એ પેઢીનો આજ સુધીનો હિસાબ તારવી, મારૂં એ પેઢી અંગેનું લેણાનું કુલ અપ્રીણુ ખરીદી અત્રે રવાના કરજો. ને એ પેઢીનો કાર ભાર હવે તમે તમારા નામે તમારી માલીકીથી ચાલુ કરજો.

આ પ્રમાણેનો પત્ર વાંચતાં પોતાના મનમાં કાંઇક આના કાની ઉત્પન થઇ. પણ આશિર્વાદપુર્વક આજ્ઞા કરી ઇનામ આપે છે જેથી સ્વીકારી પોતાના નામે પેઢી ચાલુ કરી દીધી. વેપારની સર્વ કુશળતાવાળો હતોજ, તેમ સર્વ રીતે પાત્ર હતો. એટલે પોતે સરળ રીતે વેપાર કરવા લાગ્યો. ધનની વિપુલતાથી સર્વે રીતના શેઠની યોગ્યતા પ્રાપ્ત કરી શેઠ શેઠ થઇ રહ્યો હતો.

પ્રમાણિકપણાના વ્રતનું સંપૂર્ણપણે પાલન કરવાના તપના ફળથી શેઠાઇ પ્રાપ્ત થઇ. અરે પ્રમાણિકતા! તું આખા જગતમાં જય આપનાર હોવાથી હે સાર્વભૌમ વ્રત તને નમસ્કાર હો! તું અગર તારા જેવાં દિવ્યવ્રતો " નર જો નરની કરણી કરે તો નરનો નારાયણ થાય " એ સત્યજ છે.

# ઈશ્વર મહીમા

## અથવા

## એક નિરાધાર અબળાનું રક્ષણ

સૂર્યદેવી નામે બ્રાહ્મણ સ્ત્રી પોતાના નાના બાળકને સાથે લઇ પિતાના ગામેથી પોતાના સ્વસુર ગામે આવવા નીકળી. અહીં [illegible] જળમાર્ગ હતો. બંને ઠેકાણું નદી કિનારાના હોવાથી ત્યાંની મુસાફરી સર્વે લોકો હોડીના સાધનની સવડતા હોવાથી તેમાં કરતા હતા. એથી હોડી ઉપડતાં દસ પંદર મુસાફર ભેગા થઇ જતા હતા. એટલે ગામની સોબત હોવાથી સૂર્યદેવી બીજા માણસની જરૂર નહી વિચારી એકલીજ નીકળી હતી. ઉતરવાની જગ્યાથી પોતાનું ગૃહ એક શેહેરમાં હોવાથી હોડી ઉભા રહેવાની જગ્યાએ આવી ઘણી હોડીઓ આવતી હોવાથી, શેહેરમાં જનાર માટે ભાડુતી ઘોડાગાડીઓ મજુરો વિગેરે પણ મલતાં હતાં, એટલે સૂર્યદેવી બંદરે આવી ઘેરે સુખરૂપ જવાની આશાએ નિર્ભય હતી. એ દિવસે પવનની પ્રતિકુળતાથી એ હોડી રાત્રે લગભગ આઠ વાગે આવી હતી. આ હોડીમાં મુસાફરો મલશે એથી ગાડીવાળાઓ પણ ભાડુત માટે ઉભા હતા. હોડી સુખરૂપ આવી. સૂર્યદેવી બંદરે ઉતરી ને ઘેરે જવા એક ભાડુતી ગાડી કરી પોતાના ઘરની શેરી મોહોલ્લો કહી તે ગાડીમાં બેઠી ગાડી સડસડાટ ચાલુ થઇ.

બંદરપર દીવાનો પ્રકાશ હોવાથી બાઇના પહેરેલા દાગીનાપર તે ગાડીવાનની નજર પડતાંજ, આ કોઇ એકલી છે, દાગીના ઠીક છે, રાત છે, તો ગાડી ઝપાટાબંધ આડે તેડે રસ્તે થઇ આ શહેરનાં વસ્તિ શૂન્ય ભાગમાં લઇ જઇ દાગીના કહાડી લઇ બાઇને ઉતારી મુકીશું, તો માલ મળે

એમ છે. આમ અધમ વિચારમાં પ્રેરાઇ એ યોજના નક્કી કરી ગાડી હાંકી. આ રસ્તો પેલો રસ્તો વટાવતાં ધારેલા વસ્તિશૂન્ય ભાગમાં આવ્યો, ગાડી ઉભી રાખી. આ બાઇ બોલી ભાઇ તું ક્યાં લાવ્યો છે, ને ગાડી કેમ ઉભી રાખી? ગાડીવાને તુરત કહ્યું ચુપ રહે. આ ચપ્પુ જોયો. જો જરા બોલી તો તારૂં ને તારા બચ્ચાંનું મરણ છે. નીચે ઉતર? આ સાંભળી આ બાઈ ભયથી બેબાકળી થઇ ગઇ. તે મનો-ગત બોલી, ઓ ભગવાન તું નિરાધારનો બેલી છે. આમ વિચારતાં ભયથી થરથર કાંપતી નીચે ઉતરી. પેલા વિશ્વાસ ઘાતી ને મહાપાપી કર્મ કરનાર લુંટારાએ કહ્યું, તારા બધા દાગીના કહાડી આપ. આથી ના ઇલાજે તે બચ્ચાંને નીચે મુકી દાગીના કાહડવા લાગી. નીચે મુકેલું બાળક બાળભાવે રડવા લાગ્યું. તુરત તેને કોઇ જાણશે એથી ખોળામાં લે આમ કહી તેને છાનું રખાવ્યું. ને દાગીના ઉતરાવતો જાય છે. તે દેશ તથા જ્ઞાતિના રિવાજ મુજબે પગમાં ચાંદીના કલ્લાં પેહેરેલાં, તે પેલી બાઇથી તો શું પણ આ લુટારાથી પણ પોહોળા કરી શકાયા નહી. તેથી તેને પોહોળા કરવા અગર ભાંગવા એ ઇરાદે નજીકમાં કોઇ પથ્થર પડેલો શોધવા લાગ્યો. આ બધા વખતમાં તે બાઈનું ચિત્ત "હે નિરાધારનાં બેલી મારી વાહરે ચઢજે". એ પ્રાર્થનામય હતું. આ માણસને અંધારે વાંકા વળી પથ્થર શોધતાં એક નાનો પથ્થર જણાયો. હાથમાં પકડતાં જમીનમાં દટાયલો માલમ પડયો. નાનો હોવાથી કાઢવા જોર કાઢતાં બે હાથ સાથે રાખી હુચમચાવવા લાગ્યો. એ પથ્થર નીચે એક મોટા નાગ સાપનાં રેહેઠાણનો દર હતો. રાતની વખતે પોતાના ખોરાક માટે બહાર નીકળવાની તૈયારીની સ્ફુરતીમાં તે હતો. એવે વખતે આ પથ્થરના હુચમચાટનો ધક્કો લાગવાથી કોઇ ભય છે. એથી ઝપાટા બંધ બહાર નીકળતાં આ પાપાત્માના બે હાથ નજીક હોવાથી તુરત તેના પર ચુડ મારી દીધી ને ફેણુ ચઢાવી ફુંફાડા મારવા લાગ્યો. સાપની ચુડ બહુ મજબુત દોરડાં જેવી હોય છે. ઘણા શકિતવાળાથી

પણ એ ચુડ પોતાના બળથી છુટતી નથી. જેથી આ ચુડથી જકડાઇ જઇ, સામે ઉંચી ફેણ ચઢાવી સાપે ફુફાડા માર્યા એટલે તુરતજ ભયથી દીંગમુઢ થઇ લાંબા હાથ રાખી બેસી ગયો. ઓ ખાધો એ ભયથી માથું બે પગમાં ઘાલી થરથર કાંપતો બેસી રહ્યો. અરે ભગવાન તારી લીલા અદ્દભૂત છે. તું નિરાધારનો બેલી સત્યજ છે.

આ બાઇએ આ ભય પ્રાપ્ત થતાંજ કોઇ માણસ આવે તો સારૂં આટલામાં કોઇ હોય તો સારૂં શી રીતે બચવું આવી આ જડ જગતમાં સહાયતા શોધી હતી નહી, પણ, ઓ નિરાધારના રક્ષણ કરજો ને તે રક્ષણ બહુ તાકીદનું હતું આ ભાવ સ્થિત પરમાણું આ સર્વવ્યાપક એટલે સમષ્ટિ સ્થિત ચૈતન્યમાં અર્પાયાં. આ ભાવ પ્રેરીતા બહુ આર્જવતા પુર્વકની હતી એ સમષ્ટિ સ્થિત ભાવ પરમાણું તે ભાવનું ફળ આપી શકે એટલે એ ભાવપ્રેરક બાઈનું શી રીતે રક્ષણ થઇ શકે એવે ઠેકાણે બહુ તાકીદે ગયાં. આ રક્ષણમાં અથવા ભાવ ફળ કયા રૂપમાં કેવી રીતે આવી મળે એ નિમિત્ત કલ્પી શકવાને મોટા મોટા મુનિજનો પાર પામી શકયા નથી એવા એ ચૈતન્ય સ્વરૂપ બ્રહ્મ અકળકળાત્વાન છે. જેની કળના જેની કૃતિનો પાર નહી પામી શકાય એવો છે. તેવી રીતે આ બાઇના રક્ષણ માટે આ નાગ સાપ નિમિત્ત થયો. હે નાગ પ્રભુ તેને નમસ્કાર હો સત્ય ભાવે તારે શરણે પડનારનો તું સદાનો રક્ષક છે. હે કૃપાસિંધુ ભગવાન મારા તને નમસ્કાર છે.

હવે આ દાગીનાં કાઢતી વખતે પેલા બાળકને ની મુકવાથી રડેલો તેજ વખતે તે તરફના ભાગમાં પોલીસ રોન ફરવા આવેલો હતો. તેણે વસ્તિ મુકી જરા આગળ ચાલી રોનનો પોકાર પાડીયે, કે કોઇ ચોર બદમાશ હોય તે મારી હાજરી જાણી નાશી જાય એ વિચારે આગળ આવ્યો હતો એટલે પેલા બાળકનો શબ્દ બહુ ઝીણું રૂપમાં તેના સાંભળવામાં આવ્યો. તરત વિચાર્યું કે આ

એકાંત ભાગમાં આ બાળકનો રડવાનો શબ્દ કેમ આવ્યો ?
તુરત પોતાની સીટી બજાવી કે બીજો પોલીસ આવ્યો.
હાથમાં ફાનસ હતું તે લઇ તે શબ્દ તરફની દીશા લીધી.
અંધારૂ હોવાથી દૂરથી ગાડીનું ધાબું જણાયું, ઝપાટાબંધ
ચાલતાં ગાડી જણાઇ. પાસે આવતાં નીચે બાઈ જણાઇ.
બાઈ તું કોણુ છે ? આ ગાડી કેમ ઉભી રાખી ? ગાડી કોની છે ?
પૂછતાં સર્વે હેવાલ જાણી લીધો. તે ગાડીવાળાને જોયો દીવાનો
પ્રકાશ પાડતાં તે નીચી મુડીએ નાગ ભગવાનનાં બંધનમાં
સપડાયલો માલુમ પડયો. તે નાગ ભગવાન દીવો જોતાં
તુરત પોતાની ચુડ ઉખેડી નીચે સરકી પડી પોતાના રેહે-
ઠાણુ સ્થાન દરમાં ગયા. તે હાજરા હાજર ભગવાન નાગ
સ્વરૂપે પોતાને શરણે પડેલા નિરાધારનું રક્ષણુ કરી અંતર-
ધ્યાન થઇ ગયા.

પેલો ગાડીવાળો શુદ્ધિમાં આવ્યો. તુરત બાંધી લીધો.
તે સર્વે ગાડીમાં બેસી પેટી બાઇને તેના શ્વસુર ગૃહે ઉતારી
તે રડતી ઘરમાં પેંઠી ને સર્વે વાત પોતાના આપ્તજનોને
સંભળાવી. પોતાની ફરજ બજાવતાં પણુ આવા આપત્તિ
કાળમાં જે રક્ષણુ કરવામાં નિમિત્ત થાય તે આપણુા મહદ
ઉપકારી છે. આમ તેનો સજ્જન સસરો સમજી તે સીપાઇને
સારૂં ઈનામ આપ્યું. આ લુટારા અધમાત્મા પર સરકારમાં
ફર્યાદ મંડાઈ. ત્રણુ વરસની સખત કેદ તથા પાંચશો રૂપીયા
દંડ થયો તેમાંથી પોલિસને રૂપીયા સો પોતાની ફરજ બહુ
કાળજી પુર્વક બજાવવાથી ઇનામના આપવાના કરાવ્યા હતા
દંડ વસુલ થવાથી ઇનામ મલી ગયું હતું.

હે મનુષ્ય તારી ભાવનાને દૈવી સંપત્તિના ભાવથી
ભરી તું વહન કરાવવાની કળાવાળો એટલે ધર્મી, પ્રાર્થના
વાળો તથા એ પ્રાર્થનામાં મૂર્ત્તિ સંલગ્નિતા કે ધ્યાન
સંલગ્નિતા કે વ્રત તપ એમ હરકોઇમાં સંલગ્નિતાવાળો
થશે તો, તે દૈવી સંપત્તિના ભાવ સ્વરૂપના ફળથી તું આ
જગતમાં સદા રક્ષાયલો રહેશે. ગીતાજીમાં શ્રીકૃષ્ણુચંદ્રે કહ્યું
છે કે મારામાં ચિત્ત રાખતાં મારી કૃપાથી તું સર્વે મુશ્કેલીઓ
તરી જઇશ. આ વાકય આ કથામાં દૃષ્ટિગોચર થાય છે.

# કન્યા વિક્રયનું મહાપાપ

અથવા

# એક વણીકનો સુધરેલો વ્યવહાર

દિલ્હી નગર એ હાલની પરદેશી બ્રિટાનીયા સરકારની રાજધાનીનું નગર છે. પરદેશી રાજા એટલે આ દેશનો રાજકારભાર તેના કારભારીઓથી ચાલતો હોવાથી તેના વડા કારભારીનું રેહેવાનું સ્થાન આ નગરમાં છે. એ પેહેલા લગભગ સાતસો વર્ષ મુસલમાન ધર્મ પાળનાર ને જેઓ માંસાહારને ખોરાક તરીકે ખાનાર લોકોનો રાજ અમલ રહ્યો હતો. જુદા જુદા વંશના એ ધર્માવલંબી રાજાઓ થઇ ગયા. તેઓ સર્વનું રાજનગર આજ સ્થાન હતું. જેથી રાજા તેવી પ્રજા એ ન્યાયે મુસલમાનોના સહવાસમાં આ નગરસ્થિત તથા સમીપસ્થ લોકો ઘણા આવ્યા હતા. એથી એક બીજાના આચાર વિચારોની પણ ગ્રહણતા થઇ હતી. પોતાનો અમલ હોવાથી મુસલમાનોનું જોર વધારે હતું. એટલે એમને જરૂરની સવડતાની સર્વે ઠેકાણે ગોઠવણ હતી. આ લોકો માંસાહારી હોવાથી એજ ક્રમે માંસ વેચનારાઓની દુકાન શહેરના એક બાજુના ભાગમાં નહી પણ શેહેરમાં વેચનારની અનુકુળતાએ ભર બજારમાં હતી. પણ તેમાં એટલોજ પ્રતિબંધ કે આગળ એક દુરદુર ગુંથેલી વાંસની સળીનો પડદો લટકતો રેહેતો. આવી એક માંસ વેચવાની એક મુસલમાન કસાઈની દુકાન બજારમાં હતી.

આવી એક દુકાનમાં પચાસ વર્ષનો શાંત પ્રકૃતિનો ને ભારે શરીરવાળો આનંદી ચેહેરાવાળો માલીક બેઠો હતો. નોકર આપ લેનું કામ કરતો હતો. એ પૈસાદાર હતો તેમ પોતાના મુસલમાન ધર્મશાસ્ત્ર કુરાનમાં ફરમાવેલા ધર્મ

અનુસાર વર્તનાર ધર્માવલંબી હતો. એ પ્રદેશના એ કસાઈ લોકોમાં છોકરી પરણાવતાં કન્યાદાન જેવી ભાવનાનો વહે-વાર હતો. વરવાળાને દાયજો અથવા વાંકડા નામની મોટી રકમ પુત્રવાળાના કુળ ગૃહસ્થાઇ એમ યોગ્યતાએ નાની મોટી રકમ આપતા હતા. ને તે રકમ સોનાથી નકકી કરતા હતા. એટલે એક શેર બશેર પાંચશેર એટલે તે પ્રદેશમાં એંસી રૂપીઆ ભારનો એક શેર ગણાય એવા શેરના હીસાબે નક્કી કરતા હતા. એથી આ બેસનાર કસાઇ પૈસાદાર હતો ને આબરૂદાર હતો એટલે પોતાની એ છોકરીને પરણાવતાં મોટો દાયજો આપેલો. જે જ્ઞાતિ આવો દાયજો પુત્રવાળાને આપે તો બીજો ખરચ પણ તેને હોયજ એટલે મોટી રકમ કન્યાદાનમાં ખરચી મુકેલો હતો.

આ શહેરમાંનો એક વણીક ગૃહસ્થ એના સારા સંસર્ગમાં આવેલો હતો. એથી અરસ પરસની કેટલીક હકીકતથી બંને માહિતગાર હતા. તે સાથે સારા માઠા પ્રસંગે એક બીજાને અનુકુળ પડતા વહેવારથી પણ જોડાયલા હતા. એટલે એક જાતના ભાઇબંધ જેવા હતા. આ વણીકની જ્ઞાતિમાં કન્યાવિક્રયની રકમે ભયંકર સ્વરૂપ પકડેલું હતું તેમ એ રિવાજના સપાટામાંથી એની જ્ઞાતિનો અલ્પ ભાગજ બચેલો હતો. એટલે એ હિણપત આપનાર છે આ માન્યતા એ જ્ઞાતિમાં બહુ ઝાંખા સ્વરૂપમાં હતી. ને તેનાં બચાવમાં એ લોકો કહેતા કે જેવો વર વિક્રય છે, તેવો આ કન્યા વિક્રય છે. વરનાં મા બાપો રૂપીયા લે તેવાં કન્યાના મા બાપો રૂપિયા લે. એમાં કન્યાવિક્રય શા માટે ગેરઆબરૂનું છે. બંને છોકરા છે, તો ખરાબ હોય તો બંને ખરાબ છે. કન્યાવિક્રયજ શા સારૂ ખરાબ આમ મન વાળતા. પણ વિક્રય શબ્દજ એવો છે કે એક આપી બીજુ લેવું. એટલે છોકરીને વેચી પૈસા લેવા એવો એ વિક્રય થયો. છોકરાના સબંધમાં વિક્રય થતો નથી. કાંઇ છોક-રાને વેચી પૈસા લેતા નથી. એટલે એ વિક્રય નથી. એમાં તો છોકરીનો બાપ, પોતાના બચ્ચાંને સારૂ કુળ સુખી ઘર એવે

ઠેકાણે બેસાડવા મારી દુહિતા તમે ગૃહણ કરો હું આ આપીશ.
આમ છોકરી તથા પૈસાને પોતાની આધિનતાએ આપે છે.
આમાં વિક્રય સંબંધજ કયાં રહ્યો! આમાં તો નિસ્વાર્થી ભાવે
છોકરી આપી દેવી ને અપાય તેટલું ધન સામગ્રી આપી દેવી
એવી ઉમંગીને આબરૂ આપનાર ગૌરવવાળી દાન ભાવના છે.
આવી ઉચ્ચ ભાવનાને તે અધમો પોતાની નીચ ભાવના
સાથે સરખાવી મન વાળે છે. એવાં અધર્માચરણમાં પોતાની
છોકરીને પરણાવતાં રૂપીઆ પાંચ હજાર લેનાર આ વાણીઓ
પોતે એક દીવસે સહવારે દશ વાગે દેવ દર્શન કરી તે દુકાન
વાળે રસ્તેથી આવતો હતો.

માંસની દુકાનોના ભાગમાં સમડી નામના માંસ ભક્ષી ને
ઉડવામાં તીવ્રગતિવાળા તથા બહુ દુરથી જોનાર પક્ષીઓ
ઉપર ઉડી ચકર માર્યા કરે છે. દુકાનદારો માંસનો ટુકડો
નાંખે છે. એ પક્ષીઓ ઉપર ચકર મારતાં હોય છે. તે
દુકાનદાર કાંઇ શબ્દ કરી એક વખત ઉંચે હાથ કરી નાંખતો
હોય એમ કરતા તે પક્ષી જરા નીચે આવે કે બીજી વખતે
તે માંસનો ટુકડો ઉંચે ઉછાળે છે કે તુરત તે પક્ષી ઉંચેજ
પકડી લે છે. હવે આ વણીક તે દુકાન નજીક આવ્યો છે.
એજ અરસામાં આ દુકનના માલીકને એ વણીકના સહવાસી
કસાઇ દુકાનદારે પક્ષીને માંસનો ટુકડો નાંખતાં, પક્ષીની
પકડમાંથી ચુકી જતાં આ વણીક નજીક આવતાં એના માથા
પર પડયો. અરર સવારમાં માથા પર માંસ પડયું. બધા
કપડાં બોળવાં પડવાનાં. આથી એનો પિત્તો એકદમ કાબુમાંથી
ગયો. એટલે તેનાં જુના સહવાસની શરમનો કાબુ ગયો ને
તુરત બોલ્યો કે, "આંધળો છે, જાણે આ રસ્તો બાપનો હોય
તેમ માંસ ઉછાળે છે. ભાન નથી કે મારા કોઇ બાપને
અભડાવું પડશે." આથી તે કસાઇ જરા ખોફમાં બોલ્યો.
"જા ભાઈ. મારો વિચાર તારા પર નાખવાનો થોડોજ હતો."
છતાં આ વળી ચીઢાઇને બોલ્યો "આવું નાલાયક કામ કરી
જા ભાઈ કરે છે. જરા શરમ રાખ." આથી તે કસાઇ પણ

ખીજવાટ પર આવી બોલ્યો, "હે નાલાયક, તું શાથી ખીજવાય છે. એક મુઆ જનાવરનો નાનો ટુકડો લાગ્યો એથી તું કેમ કરી અભડાયો. તું તો જીવતા મનુષ્યના માંસનો વેપાર કરનાર છે. અરે તેમાં પણ તું પોતાનાં જીવતાં બચ્ચાંને તેમાં પણ ગરીબ છોકરીનું માંસ વેચનાર, હે પાપી, તેં તારી છોકરીને વેચી રૂપૈઆ પાંચ હજાર લીધા છે. તો માણસના અરે બચ્ચાંના ને તેમાં જીવતા મનુષ્યનાં માંસ રૂપી છોકરીને વેચનાર પાપી તું તો મોટો હત્યારો છે. દુર થા, તારૂં મોઢું બતાવ નહીં." આમ કહી પોતાની પીછોડી પોતાના મોઢાં પર ઢાંકી દીધીને દુકાન અંદર ચાલ્યો ગયો. આ અત્યાઘાત સાંભળી વાણીઓ ઝાંખો પડી રસ્તે પડયો.

અરર મનુષ્ય માત્ર રાત દિવસ સુખ મેળવવા માટે અવિશ્રાંત મહેનત કરે છે. તેમાં વિત્તૈષણાં પુત્રૈષણાં એ સાધન ગણી તે કઇ રીતે પ્રાપ્ત થાય તે માટે અનેક પ્રયત્ન આદરે છે. આમાં પુત્ર પ્રાપ્ત થાય, પણ ધનની તૃષ્ણામાં તો કેટલું મલે સુખી થઇશ એ અવધિ તેને હાથ લાગતો નથી. એટલે કેટલાક તેમાંજ વલખા મારતા જીવન વ્યતીત કરે છે. અને કેટલાકો સમાજમાં પોતાને ઘણું ધન મલ્યું છે તે હવે આપણે મોટા કઇ રીતે કહેવાઇએ એ માટે પોતા માટે જીવન સાધનોનો વિપુલ વધારો કરે છે તે સાથે સખાવતના કામો કરે છે પણ એને સુખ પ્રાપ્ત થતું નથી. એ પોતાને સુખી માનતો નથી. એને શાંતિ થતી નથી. એક કેદીને કેદખાનામાં નાંખ્યો હોય તે બહાર નીકળવાના માર્ગની અસાધ્યતાએ નાઈલાજ થઇ પડી રહે, તેમ આ મનુષ્ય નાઇલાજ હોઈ તૃષ્ણાની આગમાં સંતપ્ત રહે છે. સુખ શું છે તેનુંજ સ્વરૂપ કલ્પી શક્તો નથી. એ તો સંતાપમાં પ્રજવલતો સુખ પાછળ દોડે છે. હે વાંચક તું તારા પાછલા જીવનને તપાસ. જરા થોભી જા, તું અંતરલક્ષી થઇ જરા તપાસ કે કઈ ઘડી સુખની ગઈ એની તને તું ભાગ્યશાળી હોઈ કોઇ ઘડીની ઝાંખી થતી હોય તો, તે સુખની અવસ્થા

તથા તે ક્યા કારણથી હતી તેનું મનન કર. તો તને કાંઇક ભાન થશે કે, આ જડ જગતના પદાર્થ પાછળ દોડવાથી તે પ્રાપ્ત થયેલી નથી. આ સુખ શું, ને તે કયે રસ્તે પ્રાપ્ત થાય એની શોધમાં આ નિવૃત્તિ પરાયણ દેશના તથા આખી દુનિયાના જનસમુહમાંના જે જે લોકોએ આયુષ્ય વ્યતીત કીધાં છે તેઓમાંના એ સુખને પ્રાપ્ત કરનારાઓનો અનુભવ એજ આપણે માટે ખરો રસ્તો છે. ને એ રસ્તો જેને આપણે શાસ્ત્ર અગર ધર્મ ગ્રં[illegible] માનીએ તે છે. ને તે તે ધર્મગ્રંથોને પુરેપુરા સમજી આચારમાં મુકનાર સંત મહાત્માઓ તથા ગૃહસ્થ [illegible] છે. તો તે લોકોમાંનાં સર્વે તથા ધર્મશાસ્ત્રો તો પોકાર મારીને કહે છે કે મુક્તિ એ સુખનું અંતિમ સાધન છે. તેજ અમૃત છે. એજ સ્થિતિને નિર્વાણ આનંદમગ્નતા; બ્રહ્મિભૂત સ્થિતિ કહે છે. ને એજ મનુષ્ય જીવનનું છેલ્લું લક્ષસ્થાન છે. આ સિવાય સુખ નથીજ. જેમાં સુખની કલ્પના કરી, તે મેળવ્યા પછી તેનો ઉપભોગ કરતાં થોડી પળ તેમાં સંલગ્નિતતા થઇ જવાથી ચિત્ત ક્ષોભ વિરામ પામતાં કાંઇ સુખ જેવું જણાય છે. પણ એક મૃગજળ જેવો આભાસ થઇ તુરત હતા તેજ સ્થિતિ એટલે તૃષ્ણાનાં અંકુશમાં આવી પડાય છે. આમ ક્રમ ચાલ્યા કરે છે. તો એ તો સર્વેનો અનુભવસિદ્ધ છે કે જગતની વિપુલ વસ્તુ મેળવી તેનો ઉપયોગ કરે તો સુખ નથીજ. સુખનું સ્વરૂપ તથા તે મેળવવાને અજ્ઞાનતાએ દોડાદોડ કરી તે સુખને માટેજ અનેક ભયંકર પાપાચરણ આચરે છે. ને દુઃખી થઇ આખરે હાય હાય કરી પ્રાણ છોડે છે. આ ભયંકર અજ્ઞાનતાનુંજ પરિણામ છે. સુખ મેળવવા સર્વે પ્રયત્ન છે છતાં હમેંજ બુદ્ધિવાન આમ સમજી તે અજ્ઞાનો અવળે રસ્તે વહન કરે છે. ને દુઃખી થાય છે. છતાં ખરો રસ્તો જે ગુરૂ ષટ શાસ્ત્રો તેના કથેલા બોધમાં અનાસ્થાવાળા હોઇ ને આડા તેડા અથડાઇ દુઃખ દુઃખને દુઃખનોજ અનુભવ કરી, આખરે ઠેકાણે આવી, એ રસ્તાનો આસરો પકડી કાંઇ આરામ અનુભવતા થાય છે. ને આખરે

નક્કી કરે છે કે એ પ્રયાણનું અંતિમ સ્થાન મોક્ષ તેમાં કેવો આનંદ હશે. એ આનંદના ભોક્તા એ કોણ કોણ છે. એ શોધમાં ગુરૂ શાસ્ત્રનો આશરો ગૃહણ કરે છે, ને પછી એ માર્ગ ગામી થાય છે. ત્યાં તેને બોધ થાય છે. તે રીતે દૈવીગણોનું પાલન કરતો ચાલવાથી તેની પરી પાક અવસ્થાએ તેને સદ્જ્ઞાન ઉદે થવાથી ગુરૂ અને શાસ્ત્રે કહેલા અનુભવની ઝાંખી થાય છે. એને સર્વે ભુત માત્રમાં પ્રેમ ઉદે થાય છે. એટલામાં એ બહુ આનંદ અનુભવે છે. શાસ્ત્ર તો આ અવસ્થાને મોક્ષનો દરવાજો કહે છે. ને આ જીજ્ઞાસુ પણ આ સ્થિતિએ હજુ આપણે આગળ વધવાનું છે. આવા ચેરંજીવ સુખમાં સ્થિતિ કરવાનો છેલ્લો દરવાજો છેલ્લી અવસ્થા પ્રેમ છે. એટલે સુખ મોક્ષમાં છે ને જીવન મોક્ષ કે જીવન મુકિતમાં સ્થિતિ થવામાં પ્રેમ મગ્નતા ઉદે થઇ કે હવે તરત મોક્ષ અવસ્થા પ્રાપ્ત થાય છે. પ્રેમ અવસ્થા ઉદે થયા પછીની અવસ્થા મોક્ષજ છે.

હવે આ જીવન સંગ્રામનું અંતિમ સ્થાન મોક્ષ છે. તેને પ્રાપ્ત કરવામાં છેલ્લી અવસ્થા પ્રેમ છે. તો તે પ્રેમ કેવો હશે. પ્રેમનું સ્વરૂપ શું ? એના જ્ઞાતાઓ બોધ કરે છે કે એ પ્રેમને તેનું નિર્મળ સ્વરૂપનો અનુભવ કરાવનાર આ જડ જગતમાં માત્ર એક પદાર્થ છે ને તે પદાર્થ તે આપણાં બચ્ચાંઓમાં માત્ર પુત્રી છે. આ જગતમાં વ્હાલામાં વ્હાલો પ્રાણ છે. ને તેથી ઉતરતાં વ્હાલાં પોતાનાં બચ્ચાં છે. એ વ્હાલ તેજ પ્રેમ છે. હવે બચ્ચાંમાં પુત્ર પુત્રી હોય છે. પુત્ર પ્રેમમાં મોટો થશે રળી ખવાડશે, મીલકત જાળવશે, વીગેરે તેના જન્મ થતાં પ્રેમમાં સ્વાર્થ ગંધ હોય છે. પણ પુત્રી પ્રેમમાં કોઇ સ્વાર્થ ગંધ નહી હોવાથી, એ પ્રેમ પુર્ણ નિર્મળ હોય છે. એ પ્રેમ તે પ્રેમને ખાતરનો પ્રેમ હોય છે. કે મનુષ્ય બંધુ, તું પુત્રીના પિતા થવાને ભાગ્યશાળી થયો છે. જો તેમ હોય તો તારા વ્હાલા બચ્ચાઓના પ્રેમ સ્વરૂપનું અવલોકન કર. એમાં દુહિતા પ્રેમ કેવો નિર્મળ મૃદુ

પ્રેમ છે. એજ પ્રેમ એ મોક્ષ ગતિએ પહોંચવાનાં છેલ્લા દરવાજાનું પ્રેમ સ્વરૂપ છે. તો મોક્ષ મેળવવાનાં સાધન સાધતાં સાધતાં તેની પરાકાષ્ટાએ જે સ્થિતિ પ્રાપ્ત થાય તે અનુભવ કરાવનાર પ્રેમ તે પ્રેમને ઉત્પન્ન કરનાર પુત્રી તેને વેચનાર અરે કન્યા વિક્રય કરનાર કેટલા અધમો છે. એ સિધ્ધ થાય છે. જુઠ વિશ્વાસઘાત ચોરી એ વિગેરે સર્વ આસુરી સંપત્તિવાળા કર્મને છોડવાથી, ને દૈવી સંપત્તિના પાલનથી જે સ્થિતિ પ્રાપ્ત થાય, તે સ્થિતિને પ્રાપ્ત કરાવનાર પ્રેમ ઉદે કરનાર પુત્રી તેને વેચનાર કન્યાનો વિક્રય કરનાર કેટલો ઘોર દુરાચારી છે. આ જગતમાં બધા પાપીઓ કરતાં આ કન્યા વિક્રય કરનાર વ્યક્તિઓ ઘોર પાપાત્મા છે. ને એ પાપને શાસ્ત્ર બહુ ધિક્કારે છે. ને આવા પાપાત્માઓને ત્યાંનુ અનાજ ખાવું એ એક એક કણને જીવતા જીવ ખાવા જેવું ગણે છે. આખી દુનિઆમાં કન્યાદાનમાં પૈસા ખર્ચનાર મનુષ્ય વર્ગ આબરૂદાર ગણાય છે. ને એ દાનમાં પૈસા ખર્ચી પોતાને ધન્ય ભાગ્ય માને છે. આમાં મુખ્ય રહસ્ય પ્રેમ રક્ષણ છે. અનેક પુણ્ય બળે જે પ્રેમની ઝાંખી થાય તે પ્રેમ મેળવવાને કન્યાનો પિતા ભાગ્યશાળી થાય છે તે પ્રેમ પાલનમાં પોતાનો ભોગ આપે એના કરતાં બીજું કશું પુણ્ય બળવત્તર હોઇ શકે. યજ્ઞ-વાવ તળાવ સદાવ્રતો એ સર્વે કરતાં કન્યાદાન યજ્ઞ એ મોટામાં મોટો પુણ્યપ્રદ ધર્મ છે. આથીજ આ કન્યાદાન પાછળ ભોગ આપનાર વ્યક્તિઓ તે નરાધમ વિક્રયી કરતાં ગૌરવવાળા હોય છે. ને જ્યાં જ્યાં જ્ઞાતિ સમુહ મલે ત્યાં ત્યાં આ બે વ્યક્તિમાં પેલો પાપાત્મા ઝાંખોજ થઇ રહે છે.

કન્યાદાન કરનાર પિતા પોતાની પુત્રીના ભાવિ હિત માટે, આબરૂદાર કુલીન ને સારી સ્થિતિના યોગ્ય ઘરનો પતિ પ્રાપ્ત કરવા, ને પુત્રનાં પિતાને નાની મોટી રોકડ રકમ કે જેને વાંકડો પેઠણુ કે પહેરામણી કહે તે આપે છે. લગ્ન પ્રસંગે તે આવનાર વેહેવાઇને ઢોલ વાંજા લઇ પોતાના

સગાં જ્ઞાતિલા સાથે સામો લેવા જાય છે. તેમ સર્વે આવનારને મિષ્ટ પકવાનોનો ખોરાક પહોંચાડે છે. અરે એ સર્વે આગતા સ્વાગતા બહુ ઉચ્ચ પ્રકારની કરે છે. પોતાને બારણે મોટો મંડપ કરે છે. તેમાં નાના વિધ મનહર દેખાવ કરે છે. ઘણા દીવાની રોશની કરે છે. વાંજા વાગે છે. ગીત ગવાય છે. એ જ્ઞાતિના બાલ વૃદ્ધને મિષ્ટાન્નથી તૃપ્ત કરે છે. તેના ઘરના સર્વે માણસો ઉમંગથી ઓતપ્રોત હોય છે. નાના બાળકો કલ્લોલ કરી મુકે છે. બ્રાહ્મણો વેદોચ્ચારથી ધર્મધ્વની કરે છે. કન્યાદાન વખતે પુત્રના પિતાના સમુહને તે મંડપમાં સારા સારા આસને બેસાડે છે. પાન ગુલાબ ફુલના હાર ફુલગોટાઓ અપાય છે. આવી રીતે તે કન્યાદાન દાતાના ઘર આગળ સ્વર્ગપુરીનું સાક્ષાત્ દર્શન થાય છે. મનુષ્ય જીવન વ્યવહારના જે જે શુભકાર્યો થાય છે તે વખતે આવો ઉમંગ ને સ્વર્ગપુરીનાં દર્શન થતાં નથી. માત્ર કન્યાદાન પ્રસંગ એ દિવ્ય દર્શનનો પ્રયોગ . કન્યાનો પિતા પોતાની સંપત્તિ પ્રમાણે પુત્રના પિતાને માટે માન તથા આગતાસ્વાગતા માટે ખામી રાખતો નથી. આવા પ્રયોગમાં પણ કેટલીક જ્ઞાતિઓમાં ભયંકર અનિષ્ટ દાખલ થયેલું છે. લગ્ન વિધિ થઇ રહ્યો કે પુત્રનાં માબાપોને પેઠણુ કે વાંકડાની રકમ તો પહોંચેલી હોય અગર તે માટે નહી, પણ જે વાત પેઠણુ કે વાંકડામાં નથી, એટલે તે કન્યાદાનદાતા પોતાની પુત્રીનાં દાનમાં કેટલીક સિદ્ધિરિદ્ધિઓ આપે છે, તેમાં આતો ઓછું છે, આતો ઓછું આપી અમોને ગણ્યા નહી, એમ કંકાશ શરૂ કરે છે. પોતાની પુત્રીના દાનમાં શક્તિ અનુસાર સર્વે આપવાને ઉમંગી એવા તે દાનવ્રતધારી પતિ પત્નીપર એક જાતનાં જુલમ જેવું સ્વરૂપ શરૂ થઈ, આખરે તે રડમુખા ને મહા શોકગ્રસ્ત થઇ જાય છે. કેટલાક નરપિશાચો તો એ કંકાશને બહુ લાંબી મુદત પહોંચાડી કનડગત કરતાજ રહે છે. છોકરીનું હિત ઇચ્છનાર પિતામાતા પોતાની છોકરી [illegible] છોકરીનું સુખ તે લોકોના સ્વાધિનમાં રહેવાથી, મુક મુખે ને ગરીબ બનીને

પોતાની બનતી તજવીજે રાજી કરવાનું ઇચ્છે છે. પણ જેને કુલીન ગણેલા એવા કુલિનતાના ગુણ વગરના, તે શઠ કુલીનો એક દાનયજ્ઞની વેદીપર બેસનાર યજમાનને, એક રાક્ષશ આવી તે વેદીને ભાંગી નાંખી તે યજમાનની છાતીપર ચઢી બેસી હાય કરાવે, તેના કરતાં આવા નરાધમોથી બીજો પ્રયોગ થતો નથી. પણ હે દુરાચારી આ દાનની ભૂમિકાપર બેઠેલા પુણ્શાળીને તું સતાવ નહી, એ તારે માટે બે હાથ જોડી રહેલો ગરીબ [illegible] [illegible] પુણ્યશાળી ને ગરીબ એની સતા-મણીના [illegible] તારે જરૂર ભોગવવી પડશે. તે હાયથી હવે પછી [illegible] વિપ[illegible] જ્ઞાન હોવાથી, આ નહી પણ બીજાં નિમિત્તે ધ[illegible] [illegible]ારી ભુલ છે. જેને પોતાનું દુઃખ દુર કરવાનો કોઇ રસ્તો રહેતો નથી જેથી તે વ્યક્તિ પોતાના દુઃખના ઘેરાટમાં ગુંગળાઇ ગરીબ બની સંતપ્ત હૃદયની શાંતિ માટે હાય નાંખે, એ હાયના પરમાણુઓ આ સમષ્ટિમાં વિખરાઇ જઈ આખરે એ દુઃખના પ્રેરનાર પ્રત્યે જાય છે, ને ત્યાં તેને હરકોઇ નિમિત્તે નાનામોટાં નુકશાનનો ભોક્તા બનાવે છે. બે હાથ જોડી શરણાંગત ભાવે સેવા કરનારને આધીનતાથી ગરીબ બનેલાની હાય શું નહી કરી શકે ? એ તો કહ્યું છે કે "તુલશી હાય ગરીબકી કબુ ન મીથ્યા જાય" એમ જરૂર તે જુલમ ગુજારનાર હાયનો ભોગ થાય છે.

પેલો વણીક પેલા કસાઇ ગૃહસ્થના પ્રત્યાઘાતથી ઝાંખો પડી જઇ રસ્તે જતાં, મનોગત વિચારવા લાગ્યો કે, આ કસાઇ હોવા છતાં પુત્રી પાછળ પૈસા ખરચવાથી મને એણે જે કહ્યું, તેથી તે વખતે ત્યાંના આ તકરાર સાંભળનારાઓમાં પણ હું કાંઇ ખોટું કામ કરેલો હોઉં, એવું મારા અનુભવી મનમાં પણ ગ્લાનિ થઈ હતી, તો જરૂર આપણે ખોટે રસ્તે દોરવાયા છે, તેમ આપણાં પુત્ર ને પુત્રી બન્ને બચ્ચાં છે, તો પુત્રીના પૈસા લઇ પુત્રનાં કામે કે ઘરમાં શા માટે વાપરવા. આવી રીતે બોધ થવાથી, ઘેરે જઈ સ્નાન કરી શુદ્ધ થઇ પોતાની જ્ઞાતિના ને પોતાના સ્નેહીમાંના ચાર સારા માણસોને બોલાવી, આ કસાઇ સાથે બનેલી વિતક કહી સંભળાવી ને કહ્યું કે

"ભાઇઓ સુઝે તેમ હોય, હું તો મારી છોકરીના સાસરીઆં તરફથી જે પૈસા લીધેલા તે તથા મારે બારણે તેને જે ખરચ થયેલો તે આના પાઈ સીકે ચુકવી આપવાનો છું. માટે તમો બે જણાં આ હકીકતથી મારા વેહવાઇને વાકેફ કરી અત્રે તેડી લાવો." આથી તે બે જ્ઞાતિલાઓનાં બોલાવવા આવવાથી જાણ થઇ, તે વહેવાઇ તેના બે સ્નેહીને લેઇને દિલ્હી નગરમાં તે વણીકને ત્યાં આવ્યો. સાંજે પ્રેમભાવથી સારી આગતાસ્વાગતા કરી, સવારે નાનો મેલાવડો કરી ને તે બોલ્યો કે, "મેં મારી છોકરીના તમારે ત્યાં લગ્ન સંબંધમાં રૂપીઆ પાંચ હજાર લેઇને કન્યાદાન નહીં પણ કન્યા વેચાણ કીધું છે, આ કામ મેં કીધાં પછી મને માલુમ પડયું કે આ કામ બહુ તિરસ્કારને પાત્ર છે. માટે તે રકમ હું મારી ખુશીથી પાછી આપું છું. તે સાથે મારા કન્યાદાન પ્રસંગે તમો અત્રે આવી જે ખરચ કર્યો હોય, તે પણ તમારા કહેવા મુજબે હું ચુકવી આપવા ખુશી છું, જેથી તે આંકડો આપો." એથી સામાવાળાએ હિસાબ આપ્યો, તે રૂપીઆ પણ ચુકવી આપ્યા. બપોરે જમાડીને રવાને કરતાં તે વેહવાઇ જે પુત્રનો બાપ હોવાથી, તમો મારા પુજવાયોગ્ય સ્નેહી છો, એમ કહી યથાયોગ્ય રોકડ તથા પાઘડી બંધાવી ખુશખુશાલ રવાના કીધા.

આ વાત કર્ણોપકર્ણે આખા નગરના જ્ઞાતિલાઓમાં તથા અન્યત્ર પીછાનવાલાઓમાં પસરી ગઇ, સર્વે ઠેકાણે પ્રશંસા થવા લાગી. આથી કેટલેક દહાડે તેજ નગરનો તેની જ્ઞાતિના એક ગરીબ વાણીયાને વિચાર થયો કે પૈસાદાર થઇને શું કરવું છે, આપણને રોટલો તો મળે છે. તો છોકરીને વેચી પૈસા લેવા નથી. ગયા અવતારના પાપથી તો આ સ્થિતિ છે. તો આ પાપ શું કરવા કરવું, છોકરાના નસીબમાં હશે તો પરણશે. આવા વિચારથી ધર્મ કોઇ રીતે સહાય થાય એ ન્યાયે તે વાણીઆએ પોતાની પુત્રીના લગ્ન આપણા કથાનાયક વણીકના પુત્ર સાથે વિક્રયરહીત કન્યાદાનભાવે કીધા. આ નગરમાં મોટામાં મોટો ધનપતિ આ જ્ઞાતિનો વણીક ગણાતો હતો. તેથી પોતાની જ્ઞાતિની ચર્ચા તેમ આ ચર્ચા તો જે જ્ઞાતિમાં

કન્યાવિક્રયે ભયંકરરૂપ પકડેલું, તે જ્ઞાતિમાંના એક ગરીબ માણસે રૂપીયાને નહી ગણતાં ધર્મોધર્મી કન્યા પરણાવી, તેની હોવાથી તેનાં વર્તન માટે સારો ભાવ ઉત્પન્ન થયો, હવે આ ધનપતિની પાછલી અવસ્થા થઇ હતી, હવે સંતતિ થવાની આશા નહી હતી ને માત્ર એક કન્યા હતી. તો વિચાર કીધો કે આપણે માટે તો ગરીબ ને પૈસાદાર બધા સરખા છે, જે છોકરાને કન્યા આપીશું તેજ આપણી મીલકતનો માલીક છે. આ ગરીબ વણીકને છોકરો હોવાનું એની જાણમાં આવતાં આ છોકરાને જોવો જોઇએ. બીજે દીવસે સવારમાં તે વણીકપુત્રને બોલાવી મંગાવ્યો. બધી રીતે છોકરો હોશીયાર દેખાવડો ને નિરોગી હોવાથી, પસંદગીમાં આવ્યો. પોતાની પત્ની તથા પુત્રીની પણ અનુમતી મળી, એટલે સગાઇ જોડી મોટી ધામધુમથી લગ્ન કર્યાં. આખરે તે છોકરો તે ધન આબરૂનો માલીક થયો. આમ અનુકરણ વધતાં વધતાં એ જ્ઞાતિમાંથી આ દુષ્ટ રિવાજ બહુ ઝાંખા રૂપમાં આવી એવા વિક્રય કરનાર લોકો એ જ્ઞાતિમાં ઘણા નીચ ગણાવા લાગ્યા. આથી કન્યા દાનના મહત પુણ્યની વેદી પર ચઢાવનાર તે કસાઇને ધન્યવાદ ઘટે છે.

સત્ય, દયા, અસ્તેય, તપ, દાન, જપ વિગેરે દૈવી સંપત્તિનું પાલન કરનાર ને જુઠ, વિશ્વાસઘાત, ક્રોધ, વિગેરે આસુરી સંપત્તિને તજનાર, ગૃહસ્થાશ્રમમાં રહી જીવનમુક્તિને ઇચ્છનાર, શાસ્ત્ર સંમત ધર્મને પાળનાર, સાધકને સમભાવ ઉત્પન્ન થઇ, સર્વ જગત પ્રત્યે આત્મ સ્વરૂપ પ્રિય ભાવે જોવું, એવી જે અલૌકિક ભાવ વાહીતા જેને પ્રેમ કહે છે, તેજ પ્રેમ કે જે સુખનું અંતિમ સ્થાન મોક્ષ ત્યાં સ્થિત થવાના દરવાજામાં એટલે નજીકની સ્થિતિમાં છે. આ પ્રેમ જે અનેક પુણ્યબળે લાંબી મુદતે ઉદે થાય છે તે પ્રેમ સ્વરૂપની ઝાંખી પુત્રી પ્રેમ કરાવે છે. એટલે પુત્રીનો પિતા આ અવસ્થાનો અનુભવી થવાથી, એ પ્રેમના સ્વરૂપને બહુ વ્હેલો ગ્રહણ કરે છે. કન્યાદાનમાં ભોગ આપવાના પુણ્ય બળે પ્રેમ

અવસ્થા સંગીન થાય એવાં મહત્ દાનને છોડી દેવું કે તેમાં ભોગ આપી તેના ફળરૂપ પ્રેમની પરાકાષ્ટાએ પહોંચી મોક્ષે જવું ? તો આ પ્રેમને અર્પનાર પુત્રી પ્રત્યે મહા ઉમંગી થઇ પોતાને ધન્ય ભાગ્ય સમજી આ મહત દાન સંપૂર્ણ એટલે પોતાની શક્તિ મુજબની રિદ્ધી સિદ્ધ યુકત કન્યા-દાન કરી તે પ્રેમ પાલન કરવું એ શ્રેષ્ટ ધર્મ છે.

# સાવકી માતાનો સંતાપ

## અથવા

## એક સદ્ગુણી પુત્રની દીવ્યભાવના

પૂણ્ય પ્રાપ્તિની ઇચ્છાવાળા ભારતવર્ષિય વૈદિક ધર્માવ-
લંબી આસ્તિક લોકોને સ્નાન-દર્શનથી પવિત્ર કરવાવાળી
રૂષિમુનીઓએ સેવેલી, એવી પાપમોચીની સૂર્યદેહા અથવા
તાપી નદીના દક્ષિણ પ્રદેશમાં સિહાદ્રિ પર્વતની ઉત્તર શાખા
અને અરબી સમુદ્રની વચ્ચે એક નાની નદીને કિનારે નાગ
મંડળ નામનું નગર આવેલું હતું. એ નગરમાં શુકલયજુ
વેંદી માધ્યાંદિની શાખાના ત્રિપર્વી અયાચક વ્રતધારી
બ્રાહ્મણો રહેતા હતા. આ બ્રાહ્મણો પ્રાચીન કાળથી અયાચક
વ્રતવાળા હોવાથી સરકારમાં રાજકારભાર તથા ખેતી અને
વેપાર એ એમનાં સ્વઉપાર્જનનાં સાધન હતાં. એથી
રાજકારભારમાં પ્રાચીનકાળથી સામેલ હતા. રાજનીતિ
વિશારદ, ચાણક્ય ઋષિ કે જેઓએ નંદવંશને પદચ્યુત કરી
મૌર્યવંશની સ્થાપના કરી ચંદ્રગુપ્તને રાજ્યારૂઢ કીધા હતા.
જેથી પ્રાચીન ઇતિહાસવેત્તાઓ એમને રાજનીતિ નિપુણતામાં
એઓ અદ્વિતીય છે આમ લખી ગયા છે. તે ચાણક્ય ઋષિની
સમાધિ ઉનાઈ નામનાં ઉના પાણીથી પ્રખ્યાત જાત્રાના
સ્થાન નજીક અનાવલ ગામે છે. અનાવેલ બ્રાહ્મણોએ આવી
પ્રથમ અત્રે રહેઠાણ કરેલું તે ઉપરથી આ જગ્યાનું નામ
અનાવલ છે. અહી ચાણક્ય મહારાજની સમાધિની યાદમાં
શુકલેશ્વર મહાદેવની સ્થાપના કરેલી છે. આ મહાદેવ તથા
ઉનાઇ કે જે દેવકીઉનાઇ આ જ્ઞાતિના મુખ્ય દેવ હોઇ એ
જાત્રાનાં સ્થાન ગણાય છે. દર સાલોસાલ ચૈત્રી પુનેમે જાત્રા
ભરાય છે. અયાચક વ્રતવાળા હોવાથી રાજકારભાર તે સાથે

જાતુના નિર્વાહ સાધનમાં ખેતી એ મુખ્ય છે. એથી એ જ્ઞાતિમાં કોઇ પણ ગૃહસ્થ એવા નથી કે જેને જમીન નહી હોય એટલે જમીનદાર હતા. સ્વઉપાર્જન શક્તિવાળાને બ્રાહ્મણ એટલે રાજકારભારમાં હિંમત ને ચતુરાઇથી વર્તવાના સ્વભાવિક ગુણવાળા હતા. એથી પુર્વ કાલિન રાજાઓથી જાગીર જમીન ઈનામમાં મેળવેલાં હતાં. વખતના વહેવા સાથે ને રાજ્યોની ઉથલપાથલમાં સર્વે જતાં હજુ પણ એ જ્ઞાતિના મોટા ભાગને પરદેશી બ્રીટીશ સરકારના રાજ અમલમાં પણ રોકડ હક તથા ઈનામી ગામ તથા જમીન પળાય છે. જેમને રોકડ હક પ્રથમ પ્રાપ્ત કરેલો એવો વર્ગ દેશાઇને નામે ગણાય છે. ને બાકીના અનાવલા અસલ નામેજ ઓળખાય છે. આવા દેશાઇ કુટુંબના એક દોલતરાય નામના ગૃહસ્થનું રહેવાનું સ્થાન નાગમંડળ હતું.

દોલતરાય નગરના રહેવાસી હોવાથી ઇંગ્રેજી કેળવણી પ્રાપ્ત કરવાની સવડતાવાળા હોવાથી એમના પિતાએ એમને મેટ્રીકમાં પાસ થયા ત્યાં સુધી ભણાવ્યા હતા. વીસ વરસની ઉંમરે એઓ સરકારી નોકરીમાં દાખલ થયા. કુલીન કુટુંબના હોવાથી એમનાં લગ્ન એમની ચૌદ વરસની ઉંમરે એમની જ્ઞાતિના એક કુલીન ગૃહસ્થની સ્વરૂપ સુંદર કન્યા સાથે થઇ ગયેલાં હતાં. પ્રથમની નોકરી પોતાના નગરમાં મળી હતી. થોડા મહીના પછી બહાર ગામ બદલી થઇ એટલે ત્યાં પોતાનું ઘરમાંડી પોતાની અર્ધાંગનાને સાથે લઇ ગયા. આમ નોકરી કરતાં કરતાં વખતના વહેવા સાથે પગાર વધતો ચાલ્યો. તે સાથે દરજ્જો પણ વધતો ચાલ્યો. પોતે શાંત ને નીતિવાળા તથા પોતાનાં કુળના પરંપરાગત આચાર પાળવાવાળા હોવાથી સહવાસી વર્ગમાં માનવાળા ગણાવા લાગ્યા. તથા દરેક ઠેકાણેના ઉપરી અમલદારોની પણ સારી મહેરબાની મેળવતા રહ્યા. આમ આનંદમાં ગૃહસંસાર ચાલતાં પોતાને ત્યાં પુત્રરત્નની પ્રાપ્તિ થઇ. પુત્ર ખુબસુરત નિરોગી હતો. બાળકાળના યોગ્ય લાલન પાલનથી ઉછારી સાત વર્ષની

ઉમ્મરે નિશાળે ભણવા બેસાડયો. તથા ઘેર આગળ પણ એક કલાક એક માસ્તર આવી ભણાવી જતા. પ્રાથમિક જરૂરી શિક્ષણ આપી અંગ્રેજીમાં બેસાડયા હતા. ત્યાં પાંચમી ચોપડીનો અભ્યાસ ચાલતો હતો. માતા પિતાના લાડમાં ભાઇ રમેશચંદ્ર ભાઇ રમેશચંદ્ર થઇ કલ્લોલ કરતાં. બાળકાળનો વિદ્યા અભ્યાસનો વખત બહુ આનંદમાં ગુજારતા હતા. એવામાં રમેશચંદ્રના માતાનો ત્રિદોષ સન્નિપાતથી એકદમ કાળ થયો. રમેશ માતા વગરનો થયો. મારો રમેશ નમાયો સમજી પિતાજી ગોદમાં લઇ શાંતિ આપતા. તથા પ્રથમ કરતાં પણ એમને રમેશ માટે કાળજી વધી. આ વખતે દોલતરાયનાં બહેને ભાઇની આફત વખતે પોતાને સવડ નહી છતાં થોડા મહીનાં સાથે રહી ઘરની વ્યવસ્થા તથા રમેશનું સંરક્ષણ કીધું હતું.

અત્યારે દોલતરાયની ઉંમર ચાલીસ વરસની હતી. એઓ સારા ઓહદાપર આવી મોટા પગારના સ્વતંત્ર અમલદારની પદ્વિપર હતા. એટલે એ જ્ઞાતિમાં એઓ પ્રસિદ્ધ હતા. ઘરમાં કોઇ હતું નહી. આ સર્વે સંજોગ તપાસતાં દોલતરાયને બીજી વખત પરણવું નકી થયું. જ્ઞાત નીકળતાં સારા કુળની ને સ્વરૂપ સુંદર નિરોગી ને ભરાઉ શરીરની લગભગ ચૌદ વર્ષની છોકરી સાથે લગ્ન થયાં. થોડા મહીના દોલતરાયની બહેન સાથે હોવાથી ઘરની વ્યવસ્થાથી નવ વધુ માહિત થઇ ગયાં. એઓ પોતાના પિતૃગૃહેથી રસોઇ તથા ભરત શિવણમાં થોડું શિક્ષણ પ્રાપ્ત કરેલાં હોંશીઆર હતાં. એટલે તુરત ગૃહ વ્યવસ્થા હાથ પર લઇ લીધી. નાની ઉંમર તથા નવવધુ તેમ સર્વે રીતનાં સાધન સંપન્ન હોવાથી તેમ સર્વે જાતની સગવડ આપેલી હોવાથી આ નવવધુ બહુ સંતોષથી આનંદ પુર્વક રહેવાં લાગ્યા. બહેન પોતાને ગૃહે ગયા. આ વખતે રમેશની ઉંમર બાર વરસની હતી. સાવકી માતા સાથે જીવન ગુજારવા લાગ્યા. માતા પંદર વરસના હોવા છતાં ઠરેલ બુદ્ધિનાં માનવંતા ધણીના સહવાસમાં હરવખત

હોવાથી, તેમ ગૃહસંસારની વ્યવસ્થા પોતાને કરવાની હોવાથી નાની ઉંમરના પણ જુમ્મેદારીવાળા હોવાથી, એઓ ઠરેલ ગૃહણી તરીકે વરતવાના સ્વભાવવાળા થયા હતા. પતિ પત્ની તથા રોમેશ એમ ત્રણેનો ઓતપ્રોત પ્રેમથી વખત ચાલતો હતો. રોમેશ બાળકની ઉચ્છૃંખળ વૃત્તિથી બા બા કહી લાડમાં કોઇ વખતે આ દાળ સારી નથી, તમને આવડતું નથી આમ વક્રવિનોદ કરી ખીજવતો પણ ખરો. આ માદીકરાને પણ સારો પ્રેમ હતો. વખતનાં વહેવા સાથે આ નવવધુને પુત્રી પ્રાપ્તી થઇ. એ બાળકી પણ રૂપનો ભંડાર નિરોગી તથા શરીરે રૂષ્ટ પુષ્ટ હતી. રોમેશ તથા દોલતરાય તે બાળકીને રમાડી બહુ ખુશી થતાં હતાં. એનું નામ શારદા રાખ્યું હતું. રોમેશ વ્હાલથી છાતીએ ડાબી મારી શારદા કહી બહુ વ્હાલથી રમાડતો હતો. હવે શારદા ચાલતાં શીખી ઘરમાં નાને નાને પગલે પગમાં નાની ઘુઘરીવાળા સાંકળાં પહેરાવેલા તેનો ઠુમક ઠુમક નાદ આપતા. એવામાં દોલતરાયને સાધારણ તાવ આવ્યો. બે દીવસ રહી તે ઉતરી ગયો. પણ આ વખતે રોમેશની મ કમળાબહેનના મનમાં આવ્યું કે ન ધારે નારાયણને નબળું બન્યું તો! આપણે તો રવડી મરીએ. મારૂંને મારી શારદાનું શું થાય. સાવકાં તે કાંઇ પોતીકા થોડાંજ થાય? સર્વે મીલકતનો માલીક તો રોમેશ થાય. મોટો થઇ કહાડી મુકે તો આપણે શું કરીએ? આ વિચારે એમને સંતાપમાં નાંખી દીધી.

હવે પોતા માટે આજથી કોઇ મિલકત દાગીના શેર વીગેરે અલગ કરે તોજ એમની ભાવિ દુ:ખની ચિંતા મટે એમ હતું. જેથી આમ કરવામાં સાવકો છોકરો ને તેની સાથે આ લોકોને બનવાનું નથી, આમ દોલતરાયને નકકી થાય તોજ એમનું ધારેલું થાય. એમ હોવાથી આ કમળા બહેને હવે રોમશચંદ્રપર પોતાની વક્ર દૃષ્ટિ સ્થાપિત કરી. આજ સુધી રોમેશ જે કહેતો તે થતું હતું. એટલે પોતાની માગણી પ્રમાણે કરાવવાની આદતવાળો હતો. હવે એક

દિવસે રેમેશે પોતાનું નવું બદન માગ્યું. માતા બોલી નહીં, આ પહેરેલું સારૂં છે એજ પહેરી જા, એમ કહ્યું. આથી રેમેશ એ તો લાડજ સમજે છે, પોતાની પ્રિય માતાજ સમજે છે, જેથી નહી મને નવું આપો. કેમ નથી આપતી. લાવ આમ કહી નિશાળે નહી ગયો. સાંજે દોલતરાય આવતાં આ રેમેશ તો હવે કાંઇ મગના પગ થયા એવો થયો. આજે બદન માટે તોફાન તોફાન કરી નિશાળે નહીં ગયો. વળી બીજે દિવસે ખાવાનું આપો માગતાં કહ્યું કે શું ભરી મુકયું છે? જા રમી આવ, થોડીવારે થશે ત્યારે આપીશ. હર વખત તો માંગતા તુરત મળતું, ન હોય તો તુરત કરી અપાતું. આથી રેમેશે લાવો કરી આપો. એમ રડ કરી. જા જા તારે માટે પરવારતી નથી બેઠી, ભુખ કેટલી લાગે? કાંઇ ખાવાનું ઠેકાણું કે ખા ખાજ કરતો રહશે. આથી રેમેશે ખીજવાઇ લાવ કરી આપ. તમારા બાપને ત્યાંનું થોડુંજ છે. મારૂં છે કરી આપ. એમ રડ કીધી. આથી જા જા મારૂં ને તારૂં વાળો મોટો માલીક આવ્યો. આમ ખાવાનું આપ્યા વગરનો રાખ્યો. દોલતરાય આગળ વાતનું સ્વરૂપ બદલી તારા બાપનું થોડુંજ છે મારૂં છે. તું કોણ મોટી આમ કહી તેમને પણ કમળા સંતાપવા લાગી. રેમશને પુછતાં તે પણ ખુલાસા કરતો. આ બાજુ મા વગરનો રેમેશ ને આ બાજુ સ્વરૂપસુંદરી અર્ધાંગના. આથી દોલતરાય તો કંટાળી ગયા ને શું કરવું તે સુઝે નહીં. તેમ આપણો રેમેશ પણ કંટાળ્યો કે અહીંથી બહાર રહવાનું થાય તો સારૂં. એક દિવસે તે ધણીધણીઆણી વાર્તાવિનોદ કરતાં હતાં. દોલતરાય ખુશ હતા. તે વખતે જરા પાન કરી આપો તમારા હાથનું પાન બહુ સારૂં થાય છે પ્રેમથી બનાવો એટલે સારૂંજ થાય એટલે પાન આપતાં વખતની અનુકુળતાએ કમળા બોલી, આ રેમેશ તદ્દન હાથથી ગયો છે. તમો કાંઇ કહેતા નથી. હું તો કંટાળી ગઇ છું. મને મારે પીયર જવા દો. ભણતો નથી ને રોજ કંકાસ કરે છે આમ કંકાસીઓ થઇ ગયો છે. તેમ લોકો કહેશે કે રાંડ સાવકી એટલે એને શાની કાળજી. માટે તમો બાપ દીકરો રહો કે

એ કંકાસમાંથી પરવારે તો શાંત થઇને ભણે. નહી તો એને બહાર એના માસાજીને ત્યાં મોકલો કે ત્યાં ભણશે. અહીં પણ ખાય છે તો ત્યાં રહેશે તો મહીને દશ રૂપીઆ મોકલજો. આ છોકરો એવો થઇ ગયો કે મને તો દુશ્મન દેખે છે તો આગળ એ મારૂં શું કરશે. આ સાંભળી દોલતરાય પણ આ બંનેની કુર્યાદથી કંટાળેલાં હતા એટલે આ સ્ત્રી ચરિત્રમાં એઓ પોતાની સ્વરૂપ સુંદરી હિતકર વાત કહે છે. બહાર રહેવાથી છોકરો ભણશે આમ નકકી કીધું.

બીજે દિવસે દોલતરાયે રોમેશના માસાજીને લાંબો વિદ્વતાપૂર્ણ પત્ર લખ્યો. તેમાં રોમેશનો વાંક ને કમળા બહેનનો કંટાળો લખ્યો. પત્ર માસાજીએ વાંચ્યો. એઓ નગર નજીકનાં ગામડાના રહીશ મોટા ખાતેદાર ને પૈસાદાર હતા. તે સાથે સગા વ્હાલાં પ્રત્યે સારા ભાવવાળા હતા. તેમ દોલતરાય મોટા અમલદાર એટલે એકમેક વચ્ચે બંનેને સારો સ્નેહ હતો. એમનાં ધણીઆણીને રોમેશની મા બંને સગી બહેન હોવાથી બહુ પ્રેમવાળાં હતાં. તેમ આ બાઇ બહુ દયાળુ હૃદયના હતાં એટલે રોમેશ માટે પોતાની મરી ગયેલી બહેનના પુત્ર તરીકે બહુ વ્હાલ હતું. એટલે મરે માય તો જીવો માસી તે મુજબે પોતાની માની પ્રતિ છાયાં જેવાં રોમેશના મા જેવાં હતાં. એટલે પત્ર મલતાં તુરત રોમેશને બોલાવી મંગાવ્યો. અત્રે રોમેશ અંગ્રેજી છઠ્ઠીનો અભ્યાસ કરતો હતો. એના માસાજી નવરાસની વખતે રામાયણ, મહાભારતના દિવ્યભાવિ દ્રષ્ટાંતોની વાર્તા છોકરાંઓને સંભળાવે છે. તથા પોતે સદ્ધર્મરત હતા એટલે સંધ્યા, દેવ સેવા એ એમનાં નીત્યનાં હોઇ છોકરાઓને પણ તેની તેની યોગ્યતા પ્રમાણે ફરજ પાડતા હતા. એટલે રોમેશ અહીં સારા સંસ્કારમાં બહુ સારી રીતે વખત પસાર કરતો હતો.

અંગ્રેજી નિશાળોમાં મે વેકેશન પડે છે. એ રજામાં રોમેશ પિતાજી પાસે રહેવા આવ્યો. એ દિવસે રવીવાર હતો. દોલતરાય ઘરમાંજ હતા. રોમેશે આવી કપડા કહાડી ઘરમાં જઇ બા સારાં છો તો બા સામું નહી જોતાં કોઇ

કામમાં ચિત્ત હોય તેમ હા—આમ અઢેલે મોઢે બોલ્યાં. આ ભાઇએ હેત કે ઉમળકો નહી જોયો. રોમેશ થોડાજ સંતાપથી ઉત્પન્ન કરેલા કપટ ચરિત્રની ઓઠવણુવાળો હતો, એ તો નિર્દોષ હતો. તરત નાની શારદાને લઇ ગળે વળગાડી વહાલ કીધું. જમવાની વખત થઇ ખુમચા પીરસાયા. આ વખતે રોમેશના દાળના વાઠકામાં મરચાં વાટી નાંખ્યા કે દાળ ખાતાં તીખાશથી મોઢું બળી જાય. જમવા બેઠા બા દાળ બહુ તીખી છે. હશે ભાઇ! હવે દોલતભાઇને તો તીખી ક્યાંથી લાગે! રોમેશ થોડા ભાત ને શાક સાથે રોટલી ખાઇ ઉઠયો. નવરાશે દોલતરાયને કમળાએ કહ્યું જોયો રોમેશ અરે મારાપર હેત તો જુઓ. મને તો દુશ્મન દેખે, પણ મારૂં રાંધેલું પણ એને નથી ગમતું. જુઓ આજે તો તમારી રૂબરૂ દાળનો ભરેલો વાડકો રહેવા દીધો. આવા ને આવા પજવણું કરે છે. દોલતરાય સીધા ને સ્ત્રી અનુરાગી એનામાં લુબ્ધ થયેલા હતા એટલે અશિક્ષિત અજ્ઞાન સ્ત્રીઓ કેવા ધિક્કારવા યોગ્ય કર્મ કરે છે એનું એમને ક્યાંથી ભાન થઈ શકે? મુસલમાન વ્યવહાર નિપુણ કવિ કહે છે કે "સ્ત્રીઓકા મકરૂહ્યાસેં ખોદા બેજાર હે" એટલે સ્ત્રીઓની કપટકળામાં કોઇ સમજી શકતું નથી તો આ દોલતભાઇ તાબેદાર થાય તેમાં શું નવાઇ છે? થોડા દહાડા રોમેશ રહી અધુરી રજાએ ત્યાંથી કંટાળી માસાજીને ત્યાં આવી રહ્યો. લગભગ વીસ વરસની ઉમર સુધી રહ્યો તે ત્યાં રહી ભણ્યો. મેટ્રીક પાસ નહી થવાથી જોડેના નગરમાં એક કુંપનીમાં કલાર્કની નોકરી લઈ ઘર માંડી રહ્યો. રોમશનાં લગ્ન પંદર વરસની ઉંમરે થઈ ગયેલાં હતાં. એટલે યોગ્ય ઉંમરની પોતાની વહુને પણ બોલાવી લીધી. નવું ઘર માંડવાથી દોલતરાયે સર્વે ગૃહ સામગ્રીઓ તથા પ્રથમનાં ખરચ માટે રોકડ રકમ મોકલી આપી. આ ઠેકાણે થોડા મહીના નોકરી કર્યા પછી એમને મોટા શહેરમાં નોકરી મળી. ત્યાં આવી ઘર માંડી રહી નોકરી કરવા લાગ્યો. દોલતરાય મોટા ઓધ્ધેદાર ને કુલીન તે પ્રમાણે પોતાનો પુત્ર સારી રીતે રહી શકે એમ વિચારીને તથા રોમેશ ઉપર

એમનો પ્રેમ ઓછો નહી હતો જેથી દરમાસે મદદ માટે નાની રકમ નિયમિત મોકલતા રહેતા હતા તથા કાગળ પત્રથી ખબર રાખતા હતા.

દોલતરાયની બદલી પણ મોટા ઓદ્ધાપર આ નગરમાં થઇ હતી. અહીં આવી રહેવાસ કીધો. એ શહેરમાં સારી વડતા તથા સ્વજ્ઞાતિની પણ વસ્તિ બહોળી હોવાથી અહી સ્થાયી રહેવા માટે યોગ્ય ઘર તથા મીલકત પણ વેચાણ લીધી હતી. એટલે જાથુના નિવાસી આ શહેરના થયા. આ વખત દરમ્યાન રોમેશચંદ્ર પ્રથમ જે ઘર માંડેલું હતું ત્યાંજ રહેતો હતો. પણ અવર નવર પોતાના ઘરમાં એટલે મા બાપ તથા શારદાને મલી જતો હતો. તેમ તેમનાં પત્ની પણ મલી જતાં હતાં. આટલો વખત વહેવા સાથે કમલાબાઇના સ્નેહમાં તણાઇ એનું કહેવું બરાબર છે ન્યાયસર એમ ગણી દોલતરાયે મોટી રકમનાં દાગીના કરાવી આપ્યાં તથા મોટી રકમ તેમને નામે બેંકમાં જમા મુકી એટલે કમળાબાઇના કપટ વર્તનનો વ્યવસાય નરમ પડવા માંડયો એટલે રોમેશ સાથે જરા ખુલ્લા મનથી વર્તવા લાગી હતી ને દોલતરાયનો કંટાળો ઓછો થયો હતો, આ અરસામાં શારદાના લગ્ન મોટા સમારંભથી આરંભ્યા હતાં. એ લગ્નના દિવસોમાં રોમેશ તથા એમનાં પત્નીએ એજ ઘરમાં દોલતરાયના કેહેવાથી નિવાસ કીધો હતો. પોતાની બેહેનના લગ્ન સમારંભમાં એ જોડાંએ ઉમંગથી ને કાળજીથી જાણે પોતાનુંજ છે એમ કામ કર્યું હતું. શારદા સાસરે ગઇ લગ્ન વખતની સર્વે આપ લે થઇ ગઇ. હવે કાંઇ કામ બાકી નથી ને એ કામોથી પરવાર્યાથી પિતાજી તથા માતાજી નિરાંત થયા હતા. એટલે રોમેશચંદ્ર પોતાના અસલ મુકામ જુદે ગૃહે આવી રહ્યો. એ અરસામાં દોલતરાયની નોકરીની મુદત પુરી થવાથી ભારે પેન્સન લઇ નિવૃત્તિપરાયણ જીવન ગુજારવા લાગ્યા. સાથે રોમેશને આપતા તે મદદ ચાલુ રાખી રહ્યા હતા.

રોમેશચંદ્ર તદ્દન સરળ સ્વભાવનો તથા નિખાલસ મનનો હતો. તે સાથે જુઠું શા માટે બોલવું એથી સત્ય

જાણતા હતો. આનંદી પ્રકૃતિનો હોવાથી શાંત જીવન ગુજારનાર હતો. નિસ્પ્રેહી હોવાથી લાંબી ભાંજગડમાં પડતો નહી. તેમ સંતોષી હોવાથી ગેર વ્યાજબી રસ્તેથી આવનાર દ્રવ્યને ધિક્કારનાર હતો. પોતાની ફરજ યોગ્ય રીતે સમજી તે પ્રમાણે વર્ત્તન કરનાર હતો. એટલે વ્યવહારમાં પણ લાયક હતો. તેમ છતાં અંગ્રેજી ભણેલો ને જુવાન હોવાથી બ્રાહ્મણ ધર્મના આચાર વિચારમાં એને ધર્મ ભાવ નહી હતો. પણ નહાવું તે શરીર સ્વચ્છ રાખવા, અબોટીયું પહેરવું તે જમતી વખતે સ્વચ્છતા હોવી જોઇએ, આમ કારણોથી માનતો. પણ ધર્મ ભાવથી નહીં માનતો. તેમ પહેરવેશમાં પણ જરા શોખીન હોવાથી કોઇ વખતે દક્ષિણી ઢબનું ગ્રહણ કરે, વળી કોઈ વખતે બંગાળી ઢબનો પહેરવેશ રાખે, એમ સ્વચ્છંદી હતો. છતાં પોતાના પિતા પ્રત્યે ને માતા પ્રત્યે બહુ પ્રેમ ને માનવાળો હતો. એક પ્રસંગે સ્વચ્છંદને આધિન થઇ રોમેશચંદ્ર કાંઇ માદક પદાર્થના સેવનથી ભાન ભુલો થઇ સંસર્ગીના ઠપકાને પાત્ર થવા જેવો થઇ ગયો હતો. આ વાતની દોલતરાયને ખબર થવાથી ખાસ તેના મુકામે જઇ ભાઇ તારે માટે અફવા સાંભળી હું દીલગીર થયો છું. તો સાચી વાત શું છે તે કહે એમ પૂછ્યું. રોમેશે તુરત ઉભા થઇ નીચું માથું ઘાલી હા કહી. આ સાંભળી દોલતરાયે કહ્યું, આપણને આવું નહીં શોભે. આથી આપણી આબરૂ હલકી પડે. ને તારે માટે લોકોમાં હલકો વિચાર બંધાશે. માટે આ રસ્તે હવે પછી તમારે નહી જવું જોઇએ. રોમેશે તરત કહ્યું મારી ભુલ થઇ હવે હું આખી જીંદગી આ રસ્તે નહી જઇશ. આ આજ્ઞા પ્રમાણે રોમેશ સચોટ રીતે ચાલ્યો હતો. એવો એ આજ્ઞાધારક હતો.

આમ કાળ ક્રમણ ચાલ્યા કરે છે. રોમેશ તથા તેની પત્ની અવરનવર માતા પિતા પાસે આવ જા કરે છે. જરૂરે વહુજી બે ચાર દિવસ રહી જાય છે. આ લાંબા અરસામાં તો કમળા બહેન પોતાની ધારેલી સર્વે મુરાદો બર લાવી ચુક્યાં હતાં. રોમેશને ક્યાં કપટ હતું કે એના વર્ત્ત-

નમાં ખોટું લાગે એવું હોય. અને એ કમળા બહેન પણ જાણતાં હતાં કે આ છોકરો તો સારોજ છે. મેજ મારા સ્વાર્થથી એને હાડમારીમાં મુકેલો હતો. આવું પોતાનુ પાપ તો સૌ પોતે જાણી મનો મન ન્યાય કરે છે. દોલતરાયે તો મા દીકરાને બનતું નથી એથી કંટાળીને રોમેશને જુદો રાખ્યો હતો. તેમ કમળાદેવી પરના સ્નેહથી ને રાત દિવસ સાથે રહેવાથી તેમ નાની છોકરી, જેથી સ્વાર્થ સાધવા ખાતર રોમેશને ભલતોજ ચીતરી બતાવેલો હતો. તેથી દોલતરાયે પોતાના અંતઃકરણના કચવાટથી સર્વે દ્રવ્યની વ્યવસ્થા કમળાના સ્વાધનની કરી હતી. હવે કમળાદેવીને એક કામ બાકી હતું કે એક મિલકત પોતાના સ્વતંત્ર નામે થાય. એ ઇચ્છામાં પોતે બીમાર પડયાં. લોકો ખબર લેવા આવ જાવ કરે છે. રોમેશચંદ્ર તથા તેના પત્ની અહીં રહી નિખાલસ ભાવે પ્રેમ પૂર્વક સેવા કરે છે. આ સંધીમાં કમળા બહેન બોલ્યા સારે નબળે મારી છોકરી કયાં રહેશે? માટે જે મિલકત શારદાને નામે કરવાનું હું કેહેતી હતી તે આજે નકકી કરો કે વખતે હું મરી જાઉં તો મારો જીવ સુખે જાય. આથી યોગ્ય લેખ તૈયાર કરાવ્યો. રોમેશ તથા તેની પત્ની આ જાણતા નથી. દોલતરાય તથા તેનો એક મિત્ર કમળાની પથારીની સામા બેઠા. રોમેશ દવા લઇ બહારથી આવ્યો ને દવા લેવાની વિધિ કહી સંભળાવી બેઠો. અહીંજ દોલતરાયે તે લેખ આપી કહ્યું રોમેશ વાંચી સહી કરી આપ. રોમેશે વગર વાંચ્યે પિતાએ બતાવ્યા પ્રમાણે સહી કરી આપી. આ વખતે ત્યાં બેસનાર મિત્રે કહ્યું જરા વાંચી તો જો. રોમેશે કહ્યું મારે વાંચવાનું શું કામ છે. મારો ધર્મ તો મને ઉત્પન કરી પાળી પોષી મોટો કરનાર મારા પુજ્ય પિતાજીની આજ્ઞા મુજબે ચાલવું એ છે. આ લેખમાં કાંઈ મિલકત શારદાને આપવાના સંબંધનું હશે. તો પિતાજીએ પ્રાપ્ત કરેલી મિલકતનો એઓ બોજે તેમ ઉપયોગ કરે. એમના વિચારની વિરૂદ્ધ આવવાનો મારો શું અધિકાર છે? ને એમ કરૂં તો હું પુત્ર નામને યોગ્યજ

નથી. મારે મિલકત જોવી કે મારા મા બાપના પ્રત્યે મારી ધાર્મિક ફરજ, પ્રેમ પુજ્યભાવ ને આજ્ઞા પાળવી એ જોવું? હું તો માબાપની સેવા કરી તેમની આજ્ઞાનો તાબેદાર છું. હું મિલકત કે પૈસાનો પુત્ર નથી. હું તો મારા પુજ્ય મા બાપનો પુત્ર છું. તો મારે માબાપની સેવા તે આજ્ઞા પાળવી એ મારૂં કર્તવ્ય કરૂં છું. તો પછી મારે આ લેખ વાંચીને શું કરવું? મારી શારદા નાની છે. મારા બા બીમાર છે. પિતાજી વૃદ્ધ છે. હું તો મરદ છું તો શારદા માટે યોગ્ય ગોઠવણ થાય એ જરૂરની છે; કે જેથી એમની ચિંતા મટે. મારા માબાપને જે રસ્તે શાંતિ થાય એ મારે કરવું એ મારી ફરજ છે. આમ થતી વાત રોમેશના સાચા મનની હોવાથી ભાવપુર્ણ હતી. એ સાંભળી તે પતિપત્ની ગળીત ભાવના થઈ ગયાં. આપણો રોમેશ તો પિતા આજ્ઞા પાળવામાં રામચંદ્ર જેવો તથા માતા સેવામાં શ્રવણ જેવો દિવ્યભાવી દેવાંશી પુત્ર હતો તે સાથે એમના પત્ની પણ એમનું રૂપજ હોય એવા સદ્‌ગુણી હતાં.

જીવન વ્યવહારમાં, દૈવી સંપત્તિમાં સત્ય, દયા, ક્ષમા વિગેરે ઉચ્ચ ગુણોથી દુઃખ થતું હોય તો દુનિયાના અનંતકાળના અનુભવે લખાયલાં ધર્મશાસ્ત્રો એની પ્રશંસા ગાતે નહીં. તેમ એને પાળવાની જરૂર પાડતે નહીં. પણ એ ગુણો આ જડ જગતમાં સારા ફળો આપે છે. તે સાથે પુનર્જન્મ આપનાર સુક્ષ્મદેહ અથવા વાસનાલીંગમાં તૃષ્ણાના સંસ્કાર નાશ કરી મુક્તિ અપાવે છે. આવો ધર્મશાસ્ત્રનો સિદ્ધાંત નિશ્ચિત છે. તો કમળાબહેન ને રોમેશના સંબંધની હકીકત તપાસીએ.

કમળા બહેને રોમેશ ઉપર ફક્ત પોતાનો સ્વાર્થ સાધવા, તે નિખાલસ તથા પોતા પ્રત્યે શુદ્ધ વર્તનનો હોવાનું જાણવા છતાં, છળ પ્રયોગ આદરી તેને ખોટો રજુ કીધો હતો. આ લેખપર સહી થઇ ગયા પછી હવે એમને રોમેશને ખોટો ચીતરી દોલતરાય પાસે પોતાનો સ્વાર્થ સાધવાનું બાકી રહ્યું નહીં. એટલે એમને પોતાના મનમાંથી છળકપટના નબળ

પરમાણુ ઉભાં કરી તે રોમેશનાં છે એમ બતાવવાનું રહ્યું નહીં. હવે તો એક પાણીનો ફુવારો પોતાના જોશથી પાણી ઉછાળી તે જોશ નરમ પડે, તે પાણી પાછું ત્યાંજ પડે છે. તે ન્યાયે આજ સુધીના પોતાનાં મનમાંથી પોતાનો સ્વાર્થ સાધવા જે છળકપટના પરમાણુ બહાર કહાડેલાં તે પરમાણુઓ બ્રાહ્મભાગમાં કમળા બહેનની ફરતા પ્રદેશમાં રમણ કર્યા કરતાં હતાં. હવે કમળાબહેનને તે છળકપટવાળા પરમાણુ કાઢવાનું કારણ નહી હોવાથી તે જોશ નરમ પડી ગયો. એટલે વિરામ પામ્યા–શાંત થયાં. એટલે પોતાના નબળા પરમાણુ પોતે પોતાનું કામ સાધ્ય કરવા બહાર ફેંક્યા હતાં. તે જોશ નરમ પડવાથી તે પરમાણુને કર્મ કરવાની ગતિથી પ્રેરેલાં તે કર્મ થઇ રેહેવાથી પોતાના ઘરમાં પોતાના સ્થાનમાં આવવાં લાગ્યાં. એટલે આ લેખ થઇ રહ્યો કે શાંત થવાથી એ પરમાણુ કમળાબહેનના મનમાં દાખલ થવાં લાગ્યાં. પરમાણુ વિવેક સમજવો બહુ કઠણ છે. તે કીરતારની કૃતિ અકળ છે. કમળાબહેન બીમારીમાંથી સારાં થયા પણ એ બીમારીમાંથી એમને કાંઇ અર્ધ ગાંડપણ દાખલ થયું. આ પાપ પરમાણુઓ દાખલ થયા તે કોઇપણ નિમિત્તે તે પ્રેરકને પાપફળ આપેજ છે. હવે તો રોમેશ તથા તેની પત્નીને જાથુના રેહેવું પડયું. આ યુગલના નિખાલસ વર્તનથી આ માબાપ તદ્દન સંતોષ થયાં તથા શારદાને આ ભાઇ સગા ભાઇ કરતાં પણ વધુ પ્રેમવર્તનથી વહેવારમાં ભોગ આપશે એમ થયું. રોમશની તે માતા પ્રત્યે સારી સેવાથી ને નિખાલસ પ્રેમથી કમળાબહેનને પસ્તાવો પ્રાપ્ત થવા લાગ્યો. અર્ધ ગાંડપણ એટલે સભાન સ્થિતિમાં આવે ત્યારે શુ પોતાની જાતનો છોકરો હોય તે પણ આવો સેવક નહી હોય, અરે મારે રોમેશ તો દેવ જેવો છે. અરે આનાપર અવિશ્વાસ કેવો. આ વિચારમાળા ચાલતી હતી એ વખતે આપણાં રોમેશના એ બાળકોમાંના એક બાળીકા મોટી પાસે બેઠી હતી ને બાળકપુત્ર તે વૃદ્ધ માતાના ખોળામાં રમતા હતા. એવામાં રોમેશના દિવ્ય ભાવ સદ્વર્તનથી ગળગળીત થઇ જઇ મુગ્ધ બની જઇ તુરત

પોતાના પતિ દોલતરાયને બોલાવી પેલો લેખ માંગ્યો. તે લઇ તુરત ફાડી નાંખ્યો તથા પોતાના તથા પોતાની શારદાના દાગીના મુકેલા તે ત્રિજોરીની કુંચી રેમેશને બોલાવીને આપી. આપતી વખતે બોલી, "ભાઇ આજ સુધી હું ભુલેલી હતી. તારાપર મેં બહુ પજવણી કીધી છે. મને બહુ પસ્તાવો થાય છે. ભાઈ તું મારો દેવ જેવો દીકરો છે. હું તથા શારદા ને તારા પિતા એ સર્વે તારાં છે, તારે ગમે તે કરજે. જેથી તું સર્વેનો માલીક છે. માટે આ કુંચી તારી પાસે રાખ. કેટલી રકઝકે કુંચી પોતે લીધી, દોલતરાય પણ ત્યાં હતા. એમને આ સર્વે પ્રપંચનું ભાન થયું, ને એમણે પણ મનોગત ઉચ્ચાર કીધો કે છોકરો ધર્માત્મા દિવ્યભાવના પ્રમાણે ભોગ આપનાર દેવકોટીનો છે. કમળાબહેનનાં આગ્રહથી કુંચી લીધી. તે બે બાળકો પાસે છે ને વાતના અંતરમાં ભાઇ રેમેશ આ છેલ્લા શબ્દ સાથે એઓ સદાને માટે સભાન સ્થિતિ ગુમાવી બેઠાં. હવે ગાંડપણમાં આવ્યાં પણ ગાંડપણમાં દાખલ થતાં પેલાં બે બાળકો ને ભાઇ રેમેશ એ સખત ભાવ લઇ ગયાં હતાં. એટલે ગાંડપણમાં પેલાં બે બાળકોનાં પાળક વૃદ્ધ માતા તરીકે ડાહ્યા તથા રેમેશ રેમેશમાં તેની સાન્નિધ્યમાં રાજી રહેવા લાગ્યાં. એમને દોલતરાય કે શારદા કોઇપર લક્ષ ન રહ્યું, શુંમ જેવા બેસી રહેતા, વખતે કાંઇ બકવાદ કરતાં પણ ગાંડા થઇ ગયા એટલે જગતના કામમાંથી ગયાં. એઓના વિશ્વાસ મુજબે તે સજ્જન પુત્રે સારી સેવાચાકરી કરી હતી. શારદાને એ ધણીધણીઆણીએ જરા ઓછું આવવા દીધું નહોતું ને દોલતરાયને પણ પ્રેમ, પુજ્યભાવ ને આજ્ઞાપાલન-પુર્વક સેવા કરી સંતુષ્ઠ કીધા હતા. પોતાના સદ્વર્ત્તનથી સર્વેને મુગ્ધ કરનાર એ સજ્જનપુત્ર સર્વના ધન્યવાદને પાત્ર થયો ને બહુ સુખી થયો. સદ્વર્ત્તન શું નથી કરી શકતું. ધન્ય દિવ્યભાવના તને નમસ્કાર હો.

# વૃત્તિફળનું ભવિષ્ય

## અથવા

## એક ભિખારી રાજાની યોગ્યતાનું રક્ષણ

આર્યાવર્ત નિવાસી વૈદિક ધર્માવલંબી આર્ય લોકોના પુરાણ પ્રસિદ્ધ પુણ્યપ્રદા નર્મદા અથવા રેવા નદી, કે જે આ ભારતવર્ષની ઉત્તર અને દક્ષિણ વચ્ચે હોઇ પુર્વથી પશ્ચિમના વહેનવાળી હોવાથી, એ નદીની સીમા બાંધી ઉત્તર ભાગને દક્ષિણ ભાગ આમ ભરતખંડ અથવા જેને હાલ હિંદુસ્તાન કહે છે, તેને ઉત્તર હિંદ અને દક્ષિણ હિંદ આમ નિર્દેશવામાં આવે છે. આવા દક્ષિણ આર્યાવર્તમાં સિહાદ્રિ પર્વતની ઉત્તરશાખાના જંગલી પ્રદેશમાં પ્રાચીન કાળથી ગૌરવ વાળા ગણાતા સૂર્યવંશી રાજાનું રાજ હતું. સૂર્યવંશી રાજાઓ સ્મૃતિએ કહેલા ક્ષત્રીયરાજાઓના ધર્મ પ્રમાણે વર્તનાર હતા. એ રાજાઓના વંશજો પેઢીદર પેઢીથી ધર્માચરણી હોઇ સત્ય દાન શરણાંતનું રક્ષણ ગા બ્રાહ્મણ–પ્રતિપાલન તથા દેશ રક્ષણ આ ક્ષત્રીય ધર્મનું પાલન કરવામાં પોતાના જીવનની સાફલ્યતા સમજતા હતા. વૈદિક ધર્માવલંબી હતા એટલે એ ધર્મે કહેલા સર્વે નિયમોના પાળનાર હતા. આવા વંશમાંનો તે કાળમાં ભદ્રસેન નામનો રાજા રાજ કરતો હતો. એનું જંગલી પ્રદેશસ્થિત રાજ હોવાથી એનું રાજનગર નાનું હતું. છતાં રાજનગર હોવાથી ત્યાં સર્વે જાતનાં લોકો રહેતા હતા. આ નગરનું નામ રામદુર્ગ હતું.

મહારાજા ભદ્રસેન પણ પવિત્ર વંશના હોવાથી એઓ પણ વંશપરંપરાગતના માન્ય કરેલા આચરણ વાળા હતા. એઓ પુર્ણ ધર્માત્મા હતા. બ્રાહ્મ મુહુર્તમાં ઉઠી શોચ

દતધાવન તથા સ્નાન કરી સંધ્યા તર્પણ કરી પવિત્ર મંત્રના જાપના ધ્યાનમાં નિમગ્ન થતા અરધો પ્રહર ધ્યાન નિષ્ટ રહી પોતાનાં કુળદેવ શંકરની પૂજા કરતા. પછી પોતાના વૃદ્ધ માતુશ્રીનાં દર્શન કરી સાષ્ટાંગ પ્રણામ કરી વિશુદ્ધપ્રેમ વતી માતૃદેવીનો આશિર્વાદ લેતા હતા. કપડાં પહેરી ક્ષાત્રકર્મ રક્ષક મૃગયા રમવા ઘોડાપર બેસીને જતા હતા. આવી ભોજન કરી જરા નિવૃત્તિ માટે શય્યાપર આરામ લેતા હતા. બે વાગે રાજકાર્ય તપાસતા. ચાર વાગે શાસ્ત્રી પાસે રામાયણ મહાભારત વિગેરે ધર્મગ્રંથની કથા સાંભળતા. બાદ એક કલાક વ્યાયામ માટે પગે ચાલી ફરવા જતા હતા. પછી વાળુ કરી વારાંગનાની નૃત્ય કળામાં તે કીરતારની બલીહારી તથા સંગીત નાદ બ્રહ્મના પ્રેમ સ્વરૂપે તે વિભુના ઓતપ્રોતપણાનો આનંદ અનુભવતા હતા. આમ રાત દિન નિર્ગમન થાય છે. એમને તૃષ્ણાની આગમાં ક્રોધ–લોભ અદેખાઇ વિગેરે દુર્ગુણો હતા નહી. તેમ દયા–દાન–સત્ય લોભ- ક્ષમા વિગેરે દૈવી ગુણોના પાલક હતા. એટલે શાંત ગંભીર ને પ્રભાવી હતા. પ્રજા વત્સલ હતા એટલે પ્રજા રામ રાજનો અનુભવ કરતી હતી. જ્યારે જ્યારે મહારાજાનાં દર્શન થાય ત્યારે દેવના જેવા પુજ્ય ભાવે પ્રેમ પુર્વક વંદન કરી મહારાજા ઘણું જીવો આમ આશિર્વાદ લેનાર આ પુણ્યશાળી મહારાજા સુખમાં દિવસ નિર્ગમે છે.

એ મહારાજાના પ્રધાન વામદેવ નામના બ્રાહ્મણ હતા. ધર્મના આચાર વિચારના સંસ્કાર તેમને પિતા તરફથી મળ્યા હતા. સારા વિદ્વાન હતા એટલે યોગ્ય ઉંમરના થતાં મનુષ્ય જીવનનું સાર્થક શું હશે ? આહાર નિદ્રા–ભય મૈથુન એતો પ્રાણી માત્રને છે. તો મનુષ્ય તરીકે શું કર્તવ્ય છે કે જેથી સંપૂર્ણ સુખી થવાય. એટલે સુખ શું ને તે સાથી પ્રાપ્ત થાય આ વિગેરેની શોધમાં અનેક શાસ્ત્રો જોયાં તથા શ્રોતિય અને બ્રાહ્મનિષ્ઠ મહાત્માઓની સેવા કરી બોધ પ્રાપ્ત કીધો કે સુખનું અંતિમ સ્થાન મોક્ષ છે ને તે ગૃહસ્થાશ્રમીને

રાજયોગ પાળવાથી પ્રાપ્ત થાય છે. એથી વિવેક વૈરાગ્ય ષડ્ સંપત્તિ ને મુમુક્ષતા એ રાજયોગના અંગોની વ્યાખ્યા સંપૂર્ણ સમજી તે મુજબ પ્રતિષ્ઠિત થઇ ચાલનાર ગૃહસ્થ યોગી હતા. એઓ વિચિક્ષણ બુદ્ધિના હતા, આધ્યાત્મિક જ્ઞાનના જ્ઞાતા હોવાથી ભાવ સ્વરૂપ તથા વૃત્તિફળના જ્ઞાતા હતા. રાજતંત્ર પૂર્ણ ન્યાય પંથે ચલાવતા હતા. આવા ધર્માત્મા ને સદ્ગુણસંપન્ન હોવાથી મહારાજા રાજકાર્ય માટે બહુ નિર્ભય હતા.

મહારાજા ભદ્રસેન મૃગયા માટે આઠ દસ ગાઉ નીકળી જતા હતા. એમાં કોઇ દિવસે પોતાની પ્રજાના સહવાસમાંજ ગુજારી કાઢતા હતા. જેથી પોતાની પ્રજાના આચાર વિચાર આહાર વિહાર વિગેરે સર્વેથી માહિતગારી મેળવતા હતા. આવા સતત અભ્યાસથી પોતાના રાજમાં રહેનાર દરેક જ્ઞાતિની પ્રજાની સર્વ હકીકતથી માહીતગાર હતા. તે સાથે પ્રજાના સુખદુઃખ તપાસમાં આવતા તે પણ મટાડી શકાય. આ મુખ્ય હેતુ હતો. આથી મહારાજા પોતાના રાજના સર્વે અંગોનાં સંપૂર્ણ જાણકાર હતા. એક દિવસે સાંજે પ્રધાન સાથે પોતાના રાજમહેલની અગાસીમાં બેસી સૃષ્ટિ સૌંદર્ય નિહાળતાં કેટલીક વાતો કરતા જાય છે. ઉઠતાં પ્રધાનજીને કહ્યું, “મને કોદ્રી ખાવાનું મન થયું છે માટે આવતી કાલે મંગાવી રસોઢામાં પહોંચાડજો. કોદ્રી એ ગરીબ લોકોને ખાવાનું શુદ્ર ધાન્ય ગણાય છે. ગરીબ લોકો ભાત કરતાં એ ઘણું ને સસ્તુ મળવાથી એ ભાતને બદલે રાંધીને ખાય છે સામો, બાવચો, બંટી એ જાતનું એ શુદ્ર ધાન્ય છે. આ સાંભળી પ્રધાનજી ક્ષીણ થઇ ગયા. અરે મહારાજાને અમૃતની ઇચ્છા થવી જોઇએ, સારાં પકવાન્નની ઇચ્છા થવી જોઇએ. છતાં આ કંગાલ લોકોનાં ખોરાકની ઇચ્છા થઇ. અરે આવી ખોરાક માટેની વૃત્તિ ઉદય થઇ, એથી કોઇ નીચ સંસ્કાર જાગૃત થઇ પોતાનું ફળ આપવા તત્પર થયા છે. તે નીચ સંસ્કાર પ્રેરિતે કોઇ દુઃખ આવી નીચે ગબડાવી પાડવાની

ભવિષ્ય સુચક આ વૃત્તિ છે. હશે ઇશ્વર ઇચ્છા તે કોદ્રી રસોડામાં બીજે દિવસે પહોંચાડી દીધી.

આ ભવિષ્ય વિચારી પ્રધાનજીએ અગમ બુદ્ધિ વાપરી રાજ વ્યવસ્થામાં યોગ્ય કાળજીનો બંદોબસ્ત કરી દીધો. તે સાથે આ વિતક મિથ્યા થનાર નથી માટે રાજા રાણી ને બે પુત્ર એ ચાર જણાને માટે ભિખારીના જેવા પહેરવાના કપડાં તથા બે તુમડી તથા થોડા ચણા તથા શરીરનો રંગ પલ-ટવા ચોળવાની માટી તથા ગુપ્ત રહી શકે એટલું ઝવેરાત આમ એકઠું કીધું તથા મહારાજાના મેહલથી દક્ષિણે થોડે છેટે મહાદેવનું દેવાલય હતું તે મુકી નજીકજ જંગલ લાગેલુ હતું જે જંગલ ચાર પાંચ કોષનું હતું તેમ એ બાજુ અવર જવરનો વહેવાર નહી હતો. એટલે જન શૂન્ય હતું એથી રાજમેહેલથી ગુપ્ત ભોંયરૂં ખોદાવી ત્યાંથી મહાદેવના દેવાલયમાં જવાય એવી સુરંગ તૈયાર કરાવી દીધી. ત્યાં એક પોતાનો સગો અને વિશ્વાસુ ને બળવાન મરદને તરવાર ભાલો આપી ગુપ્ત વેશે નીમી દીધો. તે સાથે તેને ચેતવણી આપી કે કોઇ ભયને પ્રસંગે આ ભોંયરામાંથી નીકળે તે લોકોને આ જંગલના આડે તડે રસ્તે નિર્ભયતાની ગામ વસ્તિ આવે ત્યાં તારે છોડી દઇ છુટા પડી જવું. તારે કાંઇ પુછપરછ કરવી નહી. આમ દિન રાત ત્યાં તૈયાર રહેવું એવી સુચના પણ આપી હતી. આવો ભવિષ્યની આફતમાંથી સંરક્ષણ થવા પુરતો બંદોબસ્ત કરી દીધો હતો.

આવા ધર્માત્મા રાજા પર શા માટે આફત આવે ? આ વિચાર સ્વભાવિક છે. આપણે અમુક રકમ લઇ બહાર જતાં રસ્તે ખરચતાં સુખ ભોગવતા ચાલીએ છીએ એવામાં કોઇ પ્રથમનો માંગનાર મળે તો તેને આપવા પડે છે. અગર કોઇ લુંટારો મળે ને લઇ લે તો સુખ ભોગવવાનું બંધ થઇ જાય. વળી આગળ ચાલતાં આપણે કોઇ પાસે માંગનાર હતા તે મળ્યા અગર આપણો ભાઇ આવતો મળ્યો. તેના તરફથી રકમ મળી કે સુખ ચાલુ થયું. આ મુજબે પૂર્વ

કર્મનાં ફળ આપવા તત્પર થયેલા સંસ્કાર તથા આ જન્મના મોટા પાપો તથા પુણ્ય કે તુરત ફળપ્રદ થઇ શકે એવા મિશ્રિત કર્મ સંસ્કારે ભાવિ ભોગવવું પડે છે. આ કર્મ ફળોના ભોગ આપનાર સંસ્કાર ક્યારે ને કયા ક્રમે ઉદે થાય એ સમજવું એ સર્વે જ્ઞાતા જેવા યોગી મુનીઓનું કામ છે. તેમ ફળ આપવા જે સંસ્કારો ઉદે થયા છે તેનાં ફળ ભોગવ્યા વિના છુટકો નથી, એનું કોઇ વારણુ કરનાર શકિતજ નથી. જ્ઞાનીને તત્વવેત્તા પુરૂષો વૃત્તિ તથા ભાવના સ્વરૂપનું મોઢાપર તથા હીલચાલમાં તથા શબ્દમાં સ્વરૂપ પકડી તે ફળદાતા સંસ્કાર સ્વરૂપને જાણી લઇ ભાવિ સમજી જાય ને કહે છે. પણ તે ભાવિ નિર્મૂળ કરવાની તેમની શકિત નથી. એ ભોગાયતનમાં જ્ઞાનીઓ સંસ્કારનું ફળ છે. ઇશ્વર ઇચ્છા કરી હાય વલોપાત સિવાય તે તરફ દુર્લક્ષ કરી ભોગવે છે ને અજ્ઞાનિ હાય વલોપાતથી તેમાં દીંગમુઢ થઇ મહાદુઃખનો અનુભવ કરતાં ભોગવે છે. જ્ઞાની ચાલુ પુણ્ય બળે શાંતાત્મા હોવાથી એ ફળો બળેલી દોરડી જેવા ભાવે ભોગવે છે. ને અજ્ઞાની અશાંત હોવાથી સત્ય દોરડી જેવાં ભોગવે છે. દોરડી સ્વરૂપ બંને છે પણ પેલી રાખ થયેલી વગર લક્ષની ને પેલી મુળરૂપે લક્ષવાળી આમ ફળ ભોગમાં ગૃહિતા દ હોય છે. આ મહારાજાને આવા કોઇ પુર્વ કાળના સંસ્કાર ભોગ આપવા તૈયાર થયા. એટલે તે ભોગવવા પડશેજ એટલે કોઈ આફત આવે એમા પુર્વ કર્મ પ્રધાન છે એ વખતે જ્ઞાની પ્રધાને ઉપયોગમાં આવે એવી સહાયતાની વ્યવસ્થા કરી હતી.

કેટલાક વખત પછી સંપૂર્ણ સાવધાની રાખ્યાં છતાં તે પ્રદેશ નજીકના ભીલ રાજાએ ગુપ્ત રીતે તૈયારી કરી એકદમ રાત્રે મોટું ભીલ લશ્કર લેઇ આ નગરને ઘેરી લીધું. મારામારી કાપાકાપી આગ એમ રાત્રે ભયંકર આક્રમણ કરી મુકયું. શહેરનો કબજો લઈ રાજમેહેલ ફરતે કોટ હોવાથી તે દરવાજા તોડવા માંડયા. પ્રધાનજી એ કોટની અંદરના ભાગે પોતા માટેના મકાનમાં રહેતા હતા. ત

મહારાજા પાસે આવી હવે આપણો ઈલાજ નથી માટે તમો જીવ બચાવવા ન્હાસો ને તે માટે મેં સર્વે ગોઠવણુ કરેલી છે એમ કહી રાજા રાણી તથા બે પુત્રને લઇ પેલા ભોંયરામાં લેઇ જઇ ભિખારીના કપડાં પેહેરાવી સર્વે સમજુત આપી તે ભોંયરામાંથી સુરંગને રસ્તે રવાને કરી દીધાં. ને યોગ્ય સલાહ આપી દીધી. આ લોકોએ સુરંગને રસ્તે દેવાલયમાં આવી ત્યાં જે હથીઆરવાળો વિશ્વાસુ માણસ રાખેલો હતો તેની પાછળ પાછળ જંગલના ભાગમાંથી પ્રયાણ કરવા માંડયું. અંધારી રાત, ખાડા ટેકરા, વન પશુનાં ભયંકર શબ્દ તથા ઝાડોનું અંધારૂં એવા ભયાનક વન પ્રદેશમાંથી જીવ બચાવવાની પ્રેરણાથી ચિંતા સાથે, અરે ભગવાન તારી લીલા અગાધ છે ગઇ કાલે રાજા હતો ને આજે ભિખારી છું આમ વિચાર કરતાં રસ્તો કાપે છે. જંગલનો રસ્તો પુરો થયો. હવે વસ્તિનો સપાટ પ્રદેશ આવ્યો એટલે પેલો રક્ષક આગળ વધવાથી ભય નડશે નહી એ દિશા તરફ પ્રયાણ કરવાનો રસ્તો બતાવી છુટો પડયો. આ વખતે સહવાર પડી ચુકયું હતું. આ લોકો રાતની મુસાફરીથી થાકી ગયાં હતાં. એટલે એક નિર્જન સ્થાનમાં આવેલા પાણીના ઝરા આગળ બેઠાં. દાંતણ શૌચથી પરવાર્યાં ને મુસાફરીનો થાક ઉતર્યો. વધુ વખત ક્હાડવો એ ભયપ્રદ હોવાથી ચાલવા માંડયું. દશ વાગે એક ગામ વટાવી એક નાની નદી આવી, ત્યાં સ્નાન કર્યું. તથા થોડા ચણા હતા તેથી પેલા બે બાળકોની ક્ષુધા શાંત કીધી તથા બાકી રહેલામાંથી થોડા થોડા બંને રાજા રાણીએ વહેંચી લીધા પાણી પીધું ટટાર થયા કે વળી ચાલવા માંડયું થાકી ગયેલા હોવાથી ધીમે ધીમે ચાલે છે. પેલા બાળકો કરગરે છે કે બાપુ નથી ચલાતું. તે રાજમહી પત્ની કે જે મખમલનાં ગાલીચાપર ચાલતાં હતાં, તથા સૂર્યભગવાનનાં મૃદુ તાપથી જેઓ વ્યથિત થઇ જતાં તે કોમલાંગી આજે પ્રખર તાપમાં તથા ઉઘાડે પગે ભિખારી વેશે મુસાફરી કરે છે. એમનાં પગમાં પણ ફોલ્લા ઉઠયા હતા. વેદનાથી તથા

પોતાના બાળકોના કરગરવાથી આ છાતીફાડ દુઃખનો ભાર ઓછો કરવા આ અબળા હોવાથી મુક મુખે અશ્રુશ્રાવ કરતાં હતાં. રાજા તેમને ધીરજ આપતા હતા. બચ્ચાંને વારાફરતી ઉંચકી લઇ ચાલતા હતા. ધીમે ધીમે સાંજ પડતાં એક નાના ગામે આવી લાગ્યા. ખાવાનું કાંઇ હતું નહી. માત્ર તુમડીઓ પાણીથી ભરેલી હતી. સાંજ પડવાથી નેમુસા ફરીના થાકથી બચ્ચાંઓ ભુખ્યાં થઇ ગયાં હતાં શુ કરે ના ઇલાજે ગામમાં દાખલ થયાં. તા ત્યાં એક, જમણુ થતું હતું. સર્વે અબોટીયાંવાળા હોવાથી કોઈ ઉંચ જ્ઞાતિનું જમણુ છે એમ ધારી ત્યાં થોડે દુર આ ચારે જણા ઉભા રહ્યાં. આ ન્યાતવરો કરનાર સારા બ્રાહ્મણુ હતા ને જમણુની વખતે ક્ષુધાર્થી આવ્યા છે, તો એનો અનાદર કરવો નહીં એમ સમજી તે લોકો ઉભા હતાં ત્યાં નજીક જઇ પુછયું, કેમ ઉભા છો ? આ રાજા એટલે ભિખ કેમ માંગવી એ એમને શું સમજ. એમને તો જે બોલે તે થઈ રહેવું એ નિશ્ચિતભાવી આજ્ઞાવાહક બોલવાનો અભ્યાસ હતો. એટલે અમને ખાવાનું આપો એવું સ્વભાવિક રીતે બોલાયું. આથી આ બ્રાહ્મણુ વિચિક્ષણુ બુદ્ધિના હોવાથી માગવાની રીત તથા દેખાવ તથા ઉભા રહેવાની મર્યાદાપરથી સમજી ગયા કે આ ભિખારી કોઇ જુદાજ છે. સુઝે તેમ હશે એમ વિચારી ભાઈ, એક ઘરની ઓથમાં પડતર જમીન હતી તે બતાવી કહ્યું, અહીં બેસો. આ લોકો જમી ગયા પછી તમોને જમવા માટે બોલાવીશ. આથી ભુખનું દુઃખ દૂર થશે એથી શાંત થઇ બેઠાં.

અત્રે પોતાનાં પ્રથમનાં જમનારા ગયા. બીજી વખતના જમનારા ગયા. એમ રાહ જોતાં રાત્રે દશ વાગવાનો વખત થવા આવ્યો. રાજકુટુંબ જે માનમાં ઉધરેલું ને જે અસત્ય વેહવાર જાણે નહી એટલે આપણુને કહ્યા મુજબ બોલાવશે ત્યારે જશું આમ સમજી બેસી રહી રાહ જોયા કરે છે. છતાં કોઇ બોલાવતું નથી. સૌ હીલચાલ બંધ પડી ગઇ છે. ભુખથી બે બાળકો ટળવળે છે. અરે માણુસો પણુ આવા

છેતરે આમ વિચારી શું કરવું તે સુજતું નથી. બાળકોની આ જ-ઠતાનો એક એક કરગર શબ્દ છાતી ફાડી નાંખે છે. અરે ભગવાન શું કરીએ ચોગરદમ વિચાર કરતાં વિચારમાં વસ્તુ છે. આવી કુદરતની વ્યવસ્થા છે. એથી તે ઘરની વ્યવસ્થા કરનાર ગૃહણી રાણીજીએ કહ્યું, આ જમનાર લોકોની પત્રાળીનો ઢગલો સામે પડયો છે એ લાવો. એ લાવી એમાંથી દરેક પત્રાવળીમાંથી થોડા થોડા છાંડેલા પડી રહેલા શાક–ભાજી સાથેના મિશ્રિત ખાવાનું લેઇ ભેગું કીધું. બે દડીયા ને પાણી સાથે હતું તેનાથી સાફ કરી એકમાં તે એકઠું કરેલું ખાવાનું નાંખી, પાણીથી ધોઈ બીજા દડીઆમાં ભરી માંહેથી પાણી નીતરી જવા મુકયું હતું. આતો રાજા છે છાંડેલું અનાજ હોવાથી તેને સાફ કર્યા વગર, પોતાના બચ્ચાંની પ્રાણ રક્ષા માટે શી રીતે આપે એથી અનાજ ધોઇ દડીયો મુકયો છે. એવામાં બે બિલાંડાં લડતાં ત્યાંથી નાસતાં તેની અડફટમાં તે દડીયો આવી, તે બાળકોના પ્રાણનું રક્ષણ કરનાર છેલ્લું અનાજ તદ્દન વેરાઇ ગયું. આ વખતે બાળકો હાય મારી ઉઠયાં, રાજા રાણી દીંગમુઢ બની ગયાં.

આ વખતે જનસમુહના અત્યંત પાપથી કુદરત કોપી સૃષ્ટિ સંહાર ચાલતો નહી હતો. પણ સવે પ્રાણીમાત્રને તે વિશ્વંભર પોષણથી સંતોષ આપતો હતો. તો આ રાજાને તેના બાળકોની પ્રાણ રક્ષા માટે દુસ્તર પ્રયાસે છેલ્લામાં છેલ્લું જીવન રક્ષાનું અનાજ છીનવી લેઈ, એ કુદરત તે વિશ્વંભર નામનો કઈ રીતે સાક્ષાત્કાર કરાવે છે. એ કૃપાળુની યોજના સંપૂર્ણ હોય છે. એથી આ વ્યક્તિ રાજાની લાયકાતવાળી હતી. એટલે એની લાયકાત પ્રમાણે થવું એજ સંપૂર્ણ યોજનાનો મહિમા છે. એટલે એક જીવ હાથીની લાયકાતવાળો હોય તો તેને મણ ઝાડના પાંતરાવેલા જોઇએ. એક જીવ બાળકની લાયકાતવાળું હોય તો તેને દુધ જોઇએ. એક જીવ સિંહની લાયકાતવાળો હોય તો તેને માંસ જોઇએ. એ સવે ને તેની લાયકાત મુજબે મળે છે. એક મનુષ્ય ભિખારી

ભાવવાળો એટલે ભિખારીની લાયકાતવાળો, એક મજુરી-ભાવવાળો મજુરની લાયકાતવાળો એમાં કુદરત તેની લાયકાત મુજબે ગોઠવે છે. એક હીરાની લાયકાતવાળા ખનિજ અને એક પોખરાજની લાયકાતવાળા ખનિજને તેની તની લાયકાતે ચણુના થવાની કુદરતી ગોઠવણુ છે તો આ લોકો રાજ લાયકાતવાળાં હતાં. એનું રાજ ગયું, પણ એની યોગ્યતા રાજા તરીકેની ઉચ્ચતા ને વિશાળતા ગઈ નથી. અરે ભિખારી થયો પણ આ રાજા ભિખારી છે, એટલે રાજા ભિખારીને આવું ક્ષુદ્ર અનાજ એની યોગ્યતાનું નહીં હતું. તેથી આ દડીયો વેરાઇ જતાં છોકરાંની હાય થઇ તેજ વખતે આ બ્રાહ્મણુ બીજી પંગત જમાડી ઢાંકા ઢંકાવ્યા વાસણુ ઘરમાં મુકયાં ને હવે કાંઈ બાકી નથી એમ દીવો હાથમાં લઈ વિચાર કરે છે. એવામાં યાદ આવ્યું કે અરે પેલા ભિખારીને તો ભુલી ગયો, અરે બિચારાં રાહ જોઇ કયાં ચાલ્યાં ગયાં હશે આમ દયાથી પ્રેરાઇ ચાલ બુમ તો પાડુ, એમ વિચારી બહાર નીકળી એ ભિખારી છો કે એમ બુમ મારી. એટલે તે ભિખારી રાજાએ કહ્યું હા અમે રાહ જોઇ બેઠાં છીએ. એ લોકોને ઘરમાં લાવ્યો. વધેલી ચોખ્ખી સારી રસોઇજ ઢાંકેલી હતી. એટલે તે લોકોને સારી પત્રાવળીમાં સ્વચ્છ અને મિષ્ટ ખોરાક મુકયો. શાક, દાળ આમ સર્વે વિધિ સહિત જેમ કોઇ રાજા આ વખતે આવે ને જે રીતે ભોજન કરાવે, તે રીતે ભોજન પીરસ્યું. એ લોકો ખાય છે. એમની બેસવાની ઢબ–ખાવાની રીત–મોઢાનો દેખાવ તે બ્રાહ્મણુ જોઇતું પીરસવા સામે બેઠો હતો તેથી દીવાના પ્રકાશથી સારી રીતે જોઈ શકતો હતો. આ સર્વે નિરીક્ષણુથી બ્રાહ્મણે મનમાં નકકી કીધું કે આ ભિખારી નથી. તેણે કહ્યું "ભાઇ તમો ભિખારી નથી, કોઇ આફતના મારેલા સારા માણુસ છો. જો તમો તમારો ખરો ભેદ કહેશો, તો મારાથી બનતી મદદ કરીશ"–આ સાંભળી રાજાએ રાણી સામા જોઇ જવાબ દીધો કે નહી. તુરત તે બ્રાહ્મણે કહ્યું, "હું ઇશ્વરને પ્રત્યક્ષ સમજી સોગંદ પૂર્વક કહું કે," હું તમારો ધર્મનો ભાઇ થઇ

મારાથી બનતી મદદ કરીશ. જો આમાં ચુકું તો હું મારા બ્રાહ્મણ પિતાનો પુત્ર નથી એમ સમજવું. માટે ભાઇ ખુલ્લાં મનથી વાત કરો. આથી ભરોસો થતાં પોતાનો અથથી ઇતિ વૃત્તાંત કહી સંભળાવ્યો. બ્રાહ્મણે તે લોકોને બ્રાહ્મણના પહેરવેશથી પોતાના પરદેશી મિત્ર બ્રાહ્મણ છે એમ કરીને રાખ્યાં. જેમ બને તેમ લોક સહવાસમાં વધુ આવતાં નહીં. પોતાના ખેતરના છાપરામાં ખેતીના કામે આ આખું કુટુંબ રોકાયેલું રહે, તેમ ત્યાં રહેવાશ રાખ્યો. ને રાજ લાયકાત પ્રમાણે બ્રાહ્મણ પૈસાદાર હોવાથી રક્ષણ થવાનો કુદરતે પ્રબંધ ગોઠવી આપ્યો.

હવે રાજા નાઠા તેની પાછળ આ વખતે નાસવાથી જીવાશે એમ સમજી પ્રધાન પણ નાસી છુટયો. તે નાસતાં નાસતાં આ રાજાના સાળાના નગરમાં આવ્યા. અહીં રહી રાજાની ગુપ્ત રીતે શોધ કરી તથા રાજાના સાળાના સગાઓ સાથે મસલત ચલાવી તથા પોતાના નગરની સર્વે બાતમી મેળવતો ને એક મોટા લશ્કર સાથે ચઢાઇ કરી તે ભીલ લોકોનો નાશ કરવાનો પ્રબંધ ગોઠવતો હતો. આ બ્રાહ્મણ તે રાજાની આજ્ઞાથી, પોતાના સાળાને પોતાના હોવાનું જાણ કરવા ગયો—આથી યોગ્ય બંદોબસ્તથી તે રાજકુટુંબ પોતાના સાળાને ત્યાં ગયું. પ્રધાનના તંત્ર મુજબ જબરૂં લશ્કર લઇ તે નગર પર ચઢાઇ કરી નગરને ઘેરી લઇ તે ભીલ રાજાને હરાવી પકડી લીધો. એકે એક ભીલને ઠાર કરી દીધા ને પોતાનું રાજ હસ્તગત કીધું, અસલ સ્થિતિ પ્રાપ્ત કીધી. પેલા બ્રાહ્મણને બે ગામ વંશપરંપરાગત જાગીરમાં આપ્યા ને ધર્મા ચરણથી રાજ ચલાવી સુખે દિવસ નિર્ગમ્યા આથી સુજ્ઞ વાંચકે ધ્યાનમાં રાખવાનું છે કે કોઇ કનિષ્ટ વૃતિ ઉઠી તો તે માટે આ શા કારણથી ઉઠી, આ વૃત્તિ કયું ફળ આપશે એમ વિચારવું તથા પાપ કર્મમાં પ્રેરવા વાળી વૃતિ ઉઠે તો તે પાપ કર્મ કરવું નહી. આવી રીતે વૃતિના ઉદ્ભવ પર લક્ષ આપી વર્તન કરવાનો અભ્યાસી પોતાના ભાગ્યનો વિધાતા થાય છે.

# દયાનું મહદ્ ફળ

## અથવા

# કેદની શિક્ષામાંથી ઉગરેલો ગુન્હેગાર

અમદાવાદ નગરમાં એક બ્રાહ્મણ રહેતો હતો. બ્રાહ્મણ ધર્મ પ્રમાણે દેવ સેવા તથા પોતાના આન્હિક કર્મથી પરવારી નગરમાં ભિક્ષા માંગી લાવી પોતાનો નિર્વાહ ચલાવતો હતો. એને સંતતિમાં એક પુત્ર હતો તેને ભિક્ષા લાવી નિર્વાહ ચલાવતા છતાં પણ તે કાળને યોગ્ય કે જેથી રળી ખાવામાં અટકી નહી પડે એવી કેળવણી આપી હતી તથા પોતાના બ્રાહ્મણ ધર્મનાં નિત્ય નૈમિત્તિક કર્મનું પણ ભણાવ્યું હતું. આ કુટુંબ બહુ સાદાઇથી જીવન નિર્વાહ કરતું હતું. તે સાથે બ્રાહ્મણના આચારવિચાર પ્રમાણે વર્ત્તન કરનાર સારા ધર્મા-વલંબી હતાં. કોઇ ભાંજગડ કે પંચાત નહીં એવી રીતે શાંત ને ગરીબ પ્રકૃતિનો વહેવાર રાખતાં હતા. એટલે સર્વેના પ્રેમપાત્ર હોઇ બહુ સુખમાં જીવન ગુજારતાં હતાં. આથી બાળપણાનાં તથા વીસ વરસની ઉંમર સુધીના સહવાસથી તેમનો પુત્ર ભવાનીશંકર પણ આજ સંસ્કારનો હતો. આવા ભિક્ષા માંગી સાદાઇથી ને ગરીબાઇથી ગૃહસંસાર ચલાવનાર એ જ્ઞાતિનાં આ નગરમાં ઘણા ઘરો હતા. એટલે જે શાંત પ્રકૃતિથી જીવન ગુજારે તે આબરૂદાર ગણાઈ તેના પુત્ર પુત્રપુત્રોને લગ્નસંબંધ બહુ ઉમંગથી જોડાતો હતો. એટલે ભવાની-શંકરના પિતા આવા આબરૂદાર હોવાથી એનાં લગ્ન પણ એક રૂપગુણયુક્ત કન્યા સાથે થઇ ગયાં હતાં.

વીસ વરસનો યોગ્ય ઉંમરનો થતાં સરકારી નોકરી કરી શકે એટલી કેળવણી પ્રાપ્ત કરી હતી. નગરમાં રાજકર્મ-ચારીઓનું મુખ્ય સ્થાન હોવાથી તેમને જોઇને રાજ્યની નોકરી કરવી, આવો એનો નિશ્ચય થયો હતો. આ વર્ગમાં

તે કાળમાં નોકરીને બહુ માન નહીં હતું. છતાં ભવાનીશંકરને ભિક્ષા માટે ઘેરઘેર ભટકવું, ને અપમાનિત થવું એથી એ ધંધાને બહુ હલકો સમજી એ પ્રત્યે તિરસ્કાર હતો. એથી પોતાના પિતાને જેમતેમ સમજાવી એક પાડોશી રાજકર્મચારીના વગથી કચેરીમાં ઉમેદવાર તરીકે દાખલ થયો. કેટલીક મુદતે એને અમદાવાદ નગરથી દુરના તાલુકાના એક ગામના સરકારનું ગામી દફતર રાખી લોકો પાસે જમીન ખેડે તે પ્રમાણે સરકારી ધારો લેવો, તથા સરકારનું ઉત્પન્ન આવે એવી દેખરેખ રાખી તે વસુલ કરવું એવા ગામ કામદાર અથવા તલાટીની નોકરી મળી હતી. પ્રથમ કેટલાક માસ નવા હોવાથી એકલા રહ્યા હતા. પછી પોતાની નવવધુને સાથે લઇ ઘર માંડયું હતું. ઘર આગળ તે વૃદ્ધ પિતા શરીરે નિરોગી હોવાથી પોતાનો નિર્વાહ પેહેલાં પ્રમાણે ચલાવ્યા કરતા હતા. એટલે ઘર ખરચની ચિંતા હતી નહીં. છતાં સરકારી નોકર—ગામ કામદાર અને નવું ઘર માંડયું, તેમાં કોઇ આવનાર જનાર રાજકર્મચારીઓની સોબતવાળો થયો એટલે સહવાસે આડંબરી ખરચમાં આવી પડયો હતો.

એટલે પોતાનાં નાના મુશારામાં એને ઘર ચલાવતા બહુ સંકોચાવું પડતું હતું. આમ યથાક્રમ ચાલ્યા કરે છે. પોતાની વૃદ્ધ માતા ગુજરી ગઇ તેના અંત્યેષ્ટિ સંસ્કારમાં તથા યથા સંપત્ત જ્ઞાતિભોજન પાછળનો સર્વ ખરચ તે વૃધ્ધ પિતાએ ભિક્ષામાંથી કસર કરી બચાવેલા દ્રવ્યથી કર્યો હતો. કેટલાક વખત પછી પિતાજી બીમાર પડવાથી રજા લઇ બંને ત્યાં ગયા. ચાકરી બરદાસ કરી પિતાજીના સંતોષનો આશર્વાદ લીધો. તે પિતાજી દેવલોક સીધાવ્યા. એમનો અંત્યેષ્ટિ સંસ્કાર ભવાનીશંકરને હાથે આવ્યો. પિતાજી મરતી વખતે થોડી રકમ આપી ગયા હતા. પણ આ ભાઇ સરકારી નોકર ને એમની માતા પાછળ જ્ઞાતિભોજન થયેલું તેવું તો થવુંજ જોઇએ. જેથી ભવાનીશંકર પાસે નોકરીમાં કાંઈ બચેલું નહીં હોવાથી, બસો રૂપીઆનું

કરજ કરવું પડયું. સર્વે કર્મથી પરવારી પોતાની નોકરીને ગામ ગયા.

પોતાની નોકરીમાંથી કાંઇ બચતું નથી ને બસો રૂપીઆનું માથે કરજ થયું છે. તેનું વ્યાજ ચઢે આથી ભવાનીશંકર કઇ રીતે કરજમાંથી મુકત થઇએ એ કાળજી તેને રહેવા લાગી. પોતાના પિતાના સારા ધાર્મિક સંસ્કાર વાળો હતો, છતાં આ કાળજીથી ગભરાઇ જુવાન હોવાથી તેમ દુનીઆદારીમાં પળોટાયલો નહી હોવાથી ધીરજ રાખી શકયો નહી જેથી એ તો કઈ રીતે કરજ મુકત થાઉં આ તાલાવેલીમાં અધર્મને માર્ગે આવનાર લક્ષ્મીના લોભમાં એ અંધ થઇ સપડાઇ પડયો.

તે ગામની પડતર સરકારી જમીનમાંના ઝાડો કાપી લઇ જવા સારૂ હરાજીથી વેચી નાંખવા છે જેથી કેટલાં ઝાડો તથા શું ઉત્પન્ન થશે તેનો ગામના પાંચ સારા માણસો સાથેનો પંચ અભિપ્રાય તાલુકાના ઉપરી તરફથી માંગવાનો હુકમ મલ્યો. કરજમાં ગભરાયલા ભવાનીશંકરને પોતાનું કરજ ભરવાનો આ સંયોગ છે એમ વિચાર આવ્યો. જેથી એમણે પોતાની અધમમતિનો ઉપયોગ કરી પંચકયાસમાં બહુ થોડાં ઝાડો તથા બહુ થોડી કીંમત બતાવી. આખરે હરરાજ કરવાનો હુકમ મળતાં, પંચકયાસ કરતાં વધુ ઝાડો વધુ કીંમતે હરાજ કરીને પૈસા વસુલ કરી લીધા ને સરકાર ખજાનામાં પ્રથમનાં પંચકયાસ લગભગની રકમ જમા કરાવી. તે કાળનું રાજતંત્ર અત્યારના જેટલું બંધારણવાળું ન હોવાથી નાના નોકરોને પણ વધુ જુમ્મેદારીના કામો કરવાને લાયક ગણેલા હતા. એટલે ભવાનીશંકર આ કામ બહુ સારી રીતે કરી શકયા હતા. પણ પાપ મોભે ચઢીને બોલે છે એ તદ્દન સાચી વાત હોવાથી તે હરાજી રાખનાર વેપારી તે તાલુકાનાં અધિકારીના સહવાસનો હોવાથી એક વખતે મુલાકાતમાં વેપાર ધંધામાં કેમ છે, એ વાત નીકળતાં તમારા તાલુકાના ફલાણા ગામની લાકડાની હરાજી રૂપીઆ અઢીસોમાં રાખી હતી, તેમાં ધણીધણીનું થઇ

રહેશે. તે ગામના રૂપીઆ પંચોતેર આવેલા એ તે અધિકારીના ધ્યાનમાં હોવાથી શું તમે રૂપીઆ અઢીસોથી હરાજી રાખેલી ? મને તો પંચોત્તેરની યાદ છે. નહીં સાહેબ અઢીસોથી હરાજી રાખેલી છે આથી તે અધિકારીએ તે ગામે જઈ યોગ્ય તપાસ કરી તો ખોટાં કાગળો બનાવી ભવાનીશંકરે રૂપીઆ એકસો પંચોતેર સરકારી હરાજીના ઉપાડી લીધેલા નકકી થયા આથી એમને તરત નોકરીથી છુટા કરી દફતર લેઇ લીધું ને ઘેરે બેસાડયા. સરકારી નોકર થઈ ખોટા દસ્તાવેજ ઉભા કરી સરકારી ઉપન્ન ઉચાપત કરવા બદલ ફર્યાદ કરવા સરકારના એક માણસને નીમી દીધો. ગામના બીજા સરકારી નોકરો તથા તે હરાજી રાખનાર વિગેરેને સાક્ષીમાં રાખ્યા. ઠેરવેલા ન્યાયાધિશ આગળ ઇન્સાફ કરવાના દીવસે હાજર થવાની સર્વને ચેતવણી મળી ચુકી હતી.

ભવાનીશંકર તેજ ગામનાં તેજ ઘરમાં રહેલા છે. કોઇ કહે કેદમાં જવાના, વળી કોઈ ભાઇબંધો આવી કહે કે આમ સાક્ષીને ફોડીશું, કોઇ કહે ન્યાયાધિશ સારા માણસ છે ને તે ફલાણાની ઓળખાણવાળા છે આમ આશ્વાસન આપતા હતા. પણ આ ભાઇ પોતે અરે ભગવાન આ શું થયું. આ કેવી અંધ મતિ થઇ ગઈ. અરે પરમેશ્વર કુળમાં હું કલંકી નીકળ્યો, અરર મોત આવે તો સારૂં. આવી રીતે હાય વલોપાતથી શોક સાગરમાં બુડી હર વખતે હે પરમેશ્વર હે દીનાનાથ, આ વખતે તો તું ઉગારે તો બચું હે પરમેશ્વર તેં કુંભારના બળતા નાભામાંથી બીલાડીનાં બચ્ચાં બચાવેલાં છે. એવો તું અકળ ગતિના દીનાનાથ મારી વાહરે ચઢી મને પાપીને બચાવ. આમ રાત દીવસ ત કીરતારને પોકાર મારતા ઈન્સાફનો દિવસ નજીક આવતો જાય તેની ચિંતામાં દિવસ ગુજારે છે આ વખતે મહા માસનો શિવરાત્રીનો દિવસ નજીક હતો. આ વખતે પાંચ સાત દહોડા થયા બહુ સખત ને તીવ્ર ઠંડી પડતી હતી. તે સાથે ભુખરી પવન ચાલતો હતો. એવે વખતે લગભગ સાંજે છ વાગવાનાં વખતે લોકો ટાઢ માટે ઠુઠવાઇને કહેતા આજે તો જરૂર હીમ પડશે. અરે આવી કારમી ટાઢ તો

કોઇ દીવસ જોઈ નથી. આમાં કેટલાક આ છ વાગે શરૂ થઇ ગયેલી ટાઢનું દુઃખ દુર કરવા દેવતા સળગાવી તાપતા હતા. આ વખતે આપણા ભવાનીશંકર ચિંતાની અગ્નિમાં પ્રજ્વલતા ઓટલે બેઠા હતા. એવામાં એક ઉઘાડા શરીરના ભસ્મ ચોળેલી ને ફકત કૌપીનજ પેહેરેલું એવા જુવાન ઉંમરના માથે નાની બાબરી ફરફરતી તથા શરીરે નીરોગીને ચળકતી આંખવાળા સાધુ પુરૂષ ટાઢના વારણ અર્થે બે હાથ બગલમાં ઘાલી અદબ વાળેલા જ્યાં ભવાનીશંકર બેઠેલા હતા ત્યાં આવી ઉભા રહ્યા. ભવાનીશંકર શોક સમાધિમાંથી જાગતાં આવો મહારાજ કહી, આવી સખ્ત ટાઢને ઉઘાડું શરીર જોઇ, દયાથી ગળગળીત થઇ ગયા. ને તુરત ઘરમાં જઇ એક નવું બદન હતું તે લાવી સંતને ઉદ્દેશી કહેવા લાગ્યા મહારાજ ઠંડી બહુ છે માટે આ બદન પહેરો. હું દેવતા સળગાવું છું. એમ કહી તુરત ઘાસ કુટો ભેગો કરી બારણામાં ધુણી સળગાવી દીધી. મહારાજ બદન પહેરી તાપ આગળ બેઠા ને શાંત પડયા. આ સંત મહાન યોગેશ્વર હતા તેથી આ ભવાનીશંકરની મુખમુદ્રા જોઇ બોલ્યા, તું બહુ દયાળુ માણસ છે. બચ્ચા તું શું ચિંતામાં છે. આથી ભવાનીશંકરે પોતાનો સર્વે હેવાલ અથઇતિ કહી સંભળાવ્યો. આ સાંભળી યોગેશ્વર જતાં કહી ગયા કે હું આજે જાઉં છું. આ વખતે કાલે તને મળીશ. તું ચિંતા કર નહીં તારી સર્વે ચિંતા દુર થશે.

આ યોગેશ્વર બ્રાહ્મણ શરીર બાળબ્રહ્મચારી ષડ્શાસ્ત્ર સંપન્ન તથા સમ દમ ઉપરતિ તિતિક્ષા શ્રદ્ધાને સમાધાન એ ષટ્ સંપત્તિ યુક્ત હતા. તથા હઠયોગને સંપુર્ણ સાધ્ય કરેલો એવા મુમુક્ષુ યોગી હતા. એમને અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થયેલી તેમાં સંકલ્પસિદ્ધિ પણ પ્રાપ્ત થયેલી હતી. આત્મિક બળને યોગ્ય ક્રિયાથી ઉદ્દિપન કરવાથી તે મનુષ્ય કલ્પનામાં નહી આવે એવાં કામ કરે છે. આ આત્મિકબળને જડવાદમાં જીવન ગુજારનાર વર્ગ કપોલકલ્પિત વાત માને છે. પણ હાલમાં પ્રચલિત પ્રાણ વિનિમય (મેસ્મેરીઝમ) વિદ્યામાં

સાધક પોતાના પાત્ર પર પોતાની આંખની ત્રાટક દ્રષ્ટિથી સંકલ્પ પ્રેરી તેને નિદ્રા પછી મુર્છા અવસ્થામાં લાવે છે. ત્યાં તે પાત્રને પાણીના ભરેલા પાત્રને આ સાકર નાંખેલું દુધ છે પીજા આમ સંકલ્પથી બોલીને આપતાં તે સાકર નાંખેલા દુધનો અનુભવ કરે છે તથા ઠંડો ધાતુનો કકડો આપી આ આગ્નમાં તપાવેલો લાલચોળ કકડો છે તે તું લે. એ લેતાં તે દાઝયો કરી નાંખી દે છે આમ પોતાના સંકલ્પ પ્રમાણે આ એક પાત્રને તે સ્થિતિમાં મુકી અનુભવ કરાવે છે. તો આથી આત્મિક બળ જેવી વસ્તુ છે આમ હવે આ કાળમાં પણ માનવામાં શંકા રહી નથી. તો જે લોકોએ યોગ સાધી પોતાનાં આત્મિક બળને સમર્થ રૂપમાં ઉદ્દીપન કીધું હોય એવા યોગીઓ પાસે સિદ્ધ નામની વિભૂતિ હોય એમાં શી શંકા હોઈ શકે. આ યોગેશ્વર સંકલ્પ સિદ્ધિવાળા હતા એ પ્રાપ્ત થયા પછી એમને શું મેળવવાનું બાકી હોઇ શકે ? એમને તો માત્ર મોક્ષનીજ ઇચ્છા હતી. તેમાં રત થવા પુર્વે એમને સર્વત્ર પ્રેમ ઉદે થયો હતો તે પ્રેમમાં મનુષ્ય બંધુના કલ્યાણની ભાવના થાય છે. તંથી સંસારમાંના ધર્મી આચરણવાળા નિરાધાર લોકો દુઃખથી પીડાતા હોય તેમનું દુઃખ દુર કરવાના પરોપકાર માટે આ લોકો ભલતાંજ વેશે જગતમાં ભ્રમણ કરે છે. આવા દુઃખી નિરાધારો પરમેશ્વરને શરણે પડી પોતાની ગદગદીત પ્રાર્થનાથી પોતાના દુઃખ દુર કરવાને સહાય થવાના પરમાણું આ બ્રહ્માંડમાં પ્રેરે છે. કારણ તે વિભુ સર્વત્ર વ્યાપક હોવાથી તે પ્રાર્થી હે પરમેશ્વર આ ભાવે પોતાનો આર્તનાદ સર્વ સમષ્ટિમાં અર્પે છે. આ પ્રાર્થનાના પરમાણુંની સૂક્ષ્મ ધ્રુજરીને ગ્રહણ કરવાનું આવા યોગીઓને દિવ્ય જ્ઞાન હોય છે. તેથી તે ધ્રુજરીના પ્રેરક સ્થાને પોતાનું લક્ષ સ્થાન જોડી આ પંચભૂત રૂપ શરીરને ગતિ આપી દે છે. કે તે આર્તિ જ્યાં રહેતો હોય ત્યાં દર્શન આપે છે. આ પ્રમાણે આ યોગેશ્વર આ ઠેકાણે આવ્યા હતા. આ બ્રાહ્મણ સર્વ રીતે ધર્માચરણવાળો હતો. માત્ર લોભનાં પંજામાં સપડાઇ અન્યાયે ચાંલ્યો

હતો. છતાં ધર્માચરણથી ઉદ્દે થયેલી આસ્તિકતાથી પરમેશ્વરમાં શ્રદ્ધાવાળો હતો. જેથી પરમેશ્વરને પ્રાર્થના કરતાં તે દીનાનાથ અનેકરૂપે વાહરે ધાય છે. તે મુજબે આ યોગેશ્વરના નિમિત્તે હાજર થયા. હે ભગવાન તારી અકળ કળાને નમસ્કાર છે.

આ યોગેશ્વર આવ્યા ને આ બ્રાહ્મણને પાત્ર જોયો. હવે એક તળાવમાં બુડનારે બીજા મનુષ્યને લક્ષીને બુમ પાડી કે દોડો ઉગારો. એક પરોપકારી દોડયો, એટલામાં તે ડુબી ગયો. હાથ આપી શકયો નહીં, તો પરોપકારી શું કરશે ? આ યોગેશ્વર ભવાનીશંકરના પોકાર નિમિત્તે આવ્યા. હવે એ અધર્મી હતે તો અરે બાવટા ચાલ્યો જા; અહીં કેમ ઉભો છે. આમ કહી પોતે અજ્ઞાન સમુદ્રમાં ડુબી જતે. તો અહીં શું હતું. પણ આ તો ધર્માત્મા હોવાથી એનું હૃદય તે થંડીમાં ઉઘાડા જોઇ દયાથી લદબદી ગયું. એ ગરીબ ને ચિંતાગ્રસ્ત હોવા છતાં, પણ એની વિશુદ્ધ ભાવનાએ તે દુઃખનું ભાન નહી રહેતાં લેવ મહારાજ આ પહેરો—ને તાપો. આવા સંયોગમાં આ કામનો કરનાર કેટલો દયાસાગર હશે. એણે તે બુડતાં બચાવવા આવનારને ધર્મ પંથે પ્રયાણ કરી પોતાનો દયારૂપી હાથ આપ્યો. તો આવનાર પરદુઃખભંજન યોગેશ્વર એને ઉગારશે. આથી માનાસક સારા ગુણોને આચારમાં મુકવાની જરૂર નક્કી થાય છે.

આ યોગેશ્વરે બીજે દીવસે આવી કહ્યું, “હે દયાળુ બ્રાહ્મણ ચાલ તારો કેસ કઇ કચેરીમાં ચાલવાનો છે તે બતાવ.” તે ગામથી બે કોષ દૂર હોવાનું કહ્યું. યોગેશ્વરે કહ્યું, “ચાલ મારી સાથે મને બતાવ.” એમ કહી પગ રસ્તે ચાલતા થયા. ત્યાં પહોંચ્યા. તે કચેરી બતાવી. યોગેશ્વર તરત તે કચેરીની આસપાસ ફરી વળ્યા ને કહ્યું, “જા બચ્ચા તને કેદની શિક્ષા-માંથી મુકત કીધો છે. પણ કેસ ચાલી જાય ત્યાં સુધી એો પ્રભુ એો પ્રભુ આ મંત્રનો જાપ જપ્યા કરજે.” આમ કહી તે યોગેશ્વર રજા લઇ ચાલ્યા ગયા.

હવે કેસને દિવસે કામ નિકળતાં ભવાનીશંકરની તબી-યત એકાએક બગડવાથી એની જુબાની કેટલાક રહીને થશે,

તેટલામાં સાક્ષીઓની જુબાની લેવી શરૂ કરી. સીપાઇએ રામા પરભુ વરતણીઆને બોલાવ્યો. તે આવ્યો સલામ કરી સાક્ષીના પાંજરામાં ઉભો રહ્યો. ત્યાં પુછ્યું "તારૂં નામ શું ?"

જવાબમાં તુરત બોલ્યો, "ઓ પ્રભુ." તારા બાપનું નામ શું? જવાબમાં, "ઓ પ્રભુ," તું શું કરે છે? જવાબમાં ઓ પ્રભુ, તું કોરટનું અપમાન કરે છે એ તું જાણે છે ? જવાબમાં "ઓ પ્રભુ," આમ દરેક જવાબમાં "ઓ પ્રભુ" શિવાય વાતજ નહીં. આથી ન્યાયાધિશે સીપાઇ, આને બહાર પહેરામાં બેસાડો. બીજો આવ્યો તે પણ દરેક જવાબમાં "ઓ પ્રભુ," ત્રીજો આવ્યો તે પણ આમજ, આ રીતે પાંચ સાક્ષીઓને તપાસતાં જવાબમાં ઓ પ્રભુ, આમ થવાથી ન્યાયાધિશે પેલા આરોપીને પોતાના રૂમમાં બોલાવી પુછયું કે, આ લોકો આમ ઓ પ્રભુ, ઓ પ્રભુ, શા માટે કરે છે; મને સમજ પડતી નથી તો આ શું છે ? પેલા ભવાનીશંકરે પેલા યોગેશ્વરનો આશિર્વાદ કહી સંભળાવ્યો. આ ન્યાયાધિશ યોગના ચમત્કારને માનનાર હોવાથી તુરત પોતાનાં ઉપરી અમલદાર ત્યાંજ હોવાથી મલ્યા ને સર્વે હકીકત રૂબરૂ કહી સંભળાવી, જેથી તે અમલદારે પોતાની સત્તા મુજબે તે કેસ પાછો ખેંચી લેવાનો હુકમ આપ્યો. આથી આપણાં ભવાનીશંકર છુટા થઇ ઘેર ગયા. થોડે દહાડે દફતર મલ્યું જેથી ન્યાયને રસ્તે જીવન ગુજાયું. પાછળથી પગાર વધવાથી સુખી થયા. પારકાનું હિત સધાય એવા ગુણોના પાલનથી માણસ જરૂર સુખી થાય છે.

# એક ગૃહસ્થની સમવૃત્તિ

## અથવા

# એક દ્વેષીનો વલોપાત

અલકાપુરી નગરીમાં કણબી જ્ઞાતિના બે ભાઇબંધો હતા. વલભભાઈ નામે વ્યક્તિ વિદ્વાન ને સાંપ્રતકાળી સાહિત્યમાં પ્રવૃત્તિ આદરી બે માસિકોના પ્રવર્તક હતા. એમ્. એ. આ જ્ઞાતિમાં કુલીન ગણાતા હતા. બીજા નાથુભાઇ નામે હતા. તેઓનો બાળકાળ ગામડામાં વીતેલો હોવાથી ગ્રામ્ય શાળામાં અપાતું પ્રાથમિક શિક્ષણ તેમણે પ્રાપ્ત કરેલું હતું. એટલે ચાલુ જમાનાને લાયકની નોકરી વેપાર વિગેરેને લાયકનાં હતા. તે સાથે વાંચનના બહુ શોખીન હોવાથી બહુશ્રુત હતા. પોતાના ધર્મી માબાપના સંસ્કારથી ધર્મપ્રેમી હતા તથા પોતાના પિતાજી એક સંતના સેવક હોવાથી એ પોતાના પિતાજી સાથે ત્યાં જતા હતા. આ વખતે ચાર પાંચ વરસનાં બાળક હતા. આ સંત જીવનમુક્ત પુરૂષ હતા. શરીરે બહુ સ્થુળકાયઃ હતા. એટલે સુતા હોય તો જાણે હાથીનું બચ્ચું પડયું હોય, એવા મોટા શરીરનાં હતા. એઓને બાળકોનો સહવાસ બહુ ગમતો હતો. એથી બાળક નાથુભાઇ તથા બીજાં બેત્રણ બાળકો મહારાજ પાસે જઇ તેમની આજ્ઞાથી પગ ચાંપતા, હાથ ચાંપતા એમ કરતા. નાથુભાઈ તે મોટા શરીરપર ચઢી ઘોડેસ્વાર પણ થતા હતા. આવી બાળકોની નિર્દોષ ચેષ્ટાથી મહારાજ ખુબ હસ્તા હતા. પછી તે બાળકોને પ્રસાદ આપતા હતા. એટલે નાથુભાઇને બાળકાળમાં ત યોગેશ્વરનો સહવાસ થયેલો હતો. જેથી તે સ્વરૂપ ને તેમની સ્થિતિનાં સંસ્કાર તેના મગજમાં પડેલા તે સદાના સ્મૃતિમાં હોવાથી એમને સ્વભાવીક સાધુ મહાત્માપર પ્રેમ હતો. તે સાથે ધર્મનાં ને તત્વજ્ઞાનનાં પુસ્તકોનું પ્રેમપૂર્વક બારીક

અવલોકન કરતા હતા તથા સાધુસંતોની સંગતમાં પણ બહુ પ્રેમી હતા. ઉમર વધવા સાથે ભાવનાનું સ્વરૂપ સમજી તે ભાવનાને ચૈતન્યસ્વરૂપ કેવી રીતે પ્રાપ્ત થાય એ માટે કોઈ સંત પાસે પ્રાપ્ત કરેલી ઉપાસનાને તેની વિધિપુર્વક ત્રણ વર્ષ પાળી હતી. જેથી એમને વિશાળ દૃષ્ટિ પ્રાપ્ત થઇ હતી તથા આ જડ જગતમાં નબળા કર્મનું તથા સારા કર્મનું ફળ કયા કર્મે મળે છે, તે સમજી ગયા હતા. એઓ પોતાના મનોરાજ્ય ાં સદા દૈવી ગુણોનું પાલન કરતા હતા. તથા પરંપરાગત આચાર ધર્મના રહસ્યને સમજી તેનું ચીવટાઇથી પાલન કરતા હતા. સંસાર વ્યવહારના કામો સૌની સાથે રહી કરતા હતા, એટલે સ.ના જેવા જણા ા હત., પણ તેઓ સદ્ગતિની તીવ્ર ઇચ્છાવાળા રાજયોગ માર્ગગામી સમ-વૃત્તિનાં ધર્માત્મા હતા. વલભભાઇએ પ્રાથમિક શિક્ષણ સંપૂર્ણ પ્રાપ્ત કરી સ્વાધ્યાયથી અંગ્રેજીનું પણ સારૂં જ્ઞાન સંપાદન કરેલું હતું, એટલે લેખકના વ્યવસાયમાં પડેલા હેઇ જન સમાજમાં જાણીતા ને માન પામનાર હતા. ઉમર ટુંકીને લીધે વ્યવહારનું અનુભવી જ્ઞાન ઓછું હતું. પણ બહુશ્રુત ને લેખક હોવાથી પ[illegible]ાને સંપૂર્ણ સમજદાર માનતા હતા. એ સાથે આચાર [illegible] બીલકુલ માનતા નહી તથા ધર્મ-શાસ્ત્રો તથા તત્વજ્ઞાનનાં ગ્રંથોપર પ્રેમ નહી હોવાથી ધર્મના રહસ્યથી વિમુખ હ[illegible] વ્યવહારમાં આબરૂ જાળવવા ખાતરની નિતીને તેઓ માન [illegible]તા, એટલે પ્રસિદ્ધિમાં નહી આવનાર અસત્યવાદમાં એ [illegible] સમાયલું છે એ ભાવના વગરના હતા. એ ધર્માત્મા [illegible] હોવાથી કર્મ કરવામાં પાપપૂણ્યની દરકાર નહી પણ [illegible]ની દરકારવાળા હતા. એટલે એમના જીવનમાં ચારિત્રના [illegible] નહી હતી. એથી ઉચ્છૃંખળ તથા આવેલા જુસ[illegible] [illegible]માં તરત સપડાઇ જનાર હતા.

એઓ નાથુભા[illegible] [illegible]ાનાનાં સગાને ત્યાં લગ્નગ્રંથીથી જોડાયલા હોવાથી [illegible] હેઠાણુસ્થાન અલકાપુરીમાં એક ઠેકાણે થવાથી વધુ [illegible]ાં આવતાં હતાં, નાથુભાઈ ઉમરે

પંદરેક વર્ષે મોટા હોવા છતાં પણ વલભભાઇ વિદ્વાન ને લેખક તથા આપણા સંબંધી હોવાથી સારો સહવાસ રાખતા હતા. દુર રહેવા છતાં અવરનવર મળતા હતા શુદ્ધ પ્રેમ તથા શુભેચ્છા રાખતા હતા. એક સજ્જન મિત્રભાવે વર્તન રાખતા હતા તથા એથી કેટલેક પ્રસંગે શુભ સલાહકારનુ કામ કરતા હતા. એવે વખતે પોતાને સંપૂર્ણ જ્ઞાની સમજી બેઠેલા અનુભવ જ્ઞાન વગરના વલભભાઈ સામે વ્યવહારમાં અસાધ્ય એવી તાર્કિક દલીલો કરતા હતા, આમ સહવાસ ચાલ્યા કરતો હતો.

વલભભાઇ કુલીન હોવાથી તેમના નજીકકુટુંબના એક બચરવાડને સ્થિતિનાં ગરીબ ગૃહસ્થની કન્યાની સગાઇ નાથુભાઇના આપ્તસ્નેહી સાથે તે લોકોએ નક્કી કીધી. ગરીબ કુલીનો જરા નીચા કુળવાનોમાં વરની પસંદગીમાં સર્વે યોગ્યતા તપાસે છે. તે સર્વે યોગ્યતાઓ આ સંબંધ જોડવાને લાયકની હોવાથી આ સંબંધ જોડયો હતો. મારા કુળની ને નજીકની છોકરી હું પરણેલો ત્યાં જવામાં આપણને નામોસી છે. આથી વલભભાઇને દ્વેષ ઉત્પન્ન થયો. જેથી આ કરતાં નીચા કુળના ને ઓછી યોગ્યતાવાળા બીજા વરો તે લોકોની પૃચ્છા નહી હોવા છતાં બતાવ્યા ને કેટલેક ઠેકાણે જાણે પોતેજ પુત્રીના હકદાર હોય તેમ પરભારી તજવીજ પણ ચલાવી હતી. આ સંબંધ જોડનાર ગંભીર બુદ્ધિના વિચારશીલ હોવાથી જ્ઞાતિની કુલીનતાના સ્વરૂપને તથા યોગ્યતાને સમજી આ સંબંધ સિવાય આપણે માટે બીજો યોગ્ય નથી, એમ નક્કી કીધું હતું. અને એ સંબંધને બીજા સગાસ્નેહીએ પણ ખુશીથી માન્ય કીધો હતો. એટલે વલ્લભભાઇનો પ્રયત્ન તદ્દન નિષ્ફળ થયો. આથી ઉશ્કેરાઇ પોતાના ચાલુ વ્યવહાર મુજબ લગ્ન સમારંભમાં બીજાં સર્વે સગા આવ્યા પણ એ ભાઇથી અવાયું નહીં, ને આ દ્વેષના પ્રજ્વલિતપણામાં ખોટા ગુલબાનો પણ ઉડાવ્યા.

વલ્લભભાઇની સર્વે હીલચાલો નાથુભાઇના ધ્યાન બહાર હતી નહી. જેથી એક મુલાકાતમાં નાથુભાઇ સ્પષ્ટ વક્તા હોવાથી કહ્યું કે, તમો માત્ર દ્વેષથી પ્રેરાઇ એક નાદાન બાળકના જેવા અજ્ઞાન રસ્તે વહન કરો છો. આ સંબંધનો સર્વે રીતનો વિચાર નહી કરતાં માત્ર અહી નહીં બીજે ગોજે ત્યાં કરો, એટલે આમા લાયક કુળ–ઘર–આબરૂ–પૈસા કાંઈ નહીં જોવું, ને છોકરીનું જે થાય તે થાય. માત્ર અહીં સંબધ નહીં બાંધવો આ તમે કઇ રીતનો વિચાર કરી અમલમાં મુકવા તૈયાર થયા છે? તમારૂં કોઇ માનતું નથી, તમોને કોઇ ગણતું નથી, તો તમે શા માટે પરભાર્યા ગોળા કાહાડી સામાને હલકા પાડો છો, ને તેમાં હું જે તમારી સાથે બેસનાર તે પ્રત્યે કાંઇ વિચાર નથી કરતા. આ સાંભળી અનુભવી જ્ઞાન વગરના માત્ર તર્ક પરજ વિચારનાર તેઓ ભલતાંજ આલાપ કરી પછી નહીં નહીં હું એમાં નથી. એ તો પ્રથમ જરા વિરૂદ્ધ હતો હવે હું તો કશામાં નથી એમ જવાબ આપી બીજી વાતો કરતા હતા.

વલભભાઇનો આ માટેનો દ્વેષ શાંત થયો હતો નહી. એઓ એક માસિકનાં પ્રકાશક હોવાથી, લગ્ન સંબધના ટીકા લેખમાં એમના દ્વેષ અગ્નિને શાંત થવાનો ખોરાક મલ્યો. તેમાં આ સંબધના નાથુભાઇના આપ્ત સ્નેહી ને હડહડતા દુશ્મન તરીકે તદ્દન ખોટી રીતે ચીતર્યા. તેની રીત ભાતને તદ્દન હલકી ચીતરી. અરે એમના દ્વેષની શાંતિ માટે જેટલી બુરી ઉપમા અપાય તેટલી આપી. આ લેખ કેટલાક લાંબા વખતે નાથુભાઇના વાંચવામાં આવ્યો. લેખમાં નામનો નિર્દેષ નહી હતો. પણ જ્ઞાતિનો કેટલોક ભાગ હકીકતના થોડા સબંધથી આ પાત્રોને નકકી કરતો હતો. તે વાંચતાં નાથુભાઇના હૃદયને બહુ સંતાપ ઉત્પન્ન ગયો. તે સંતાપના વિચારમાં ઉડાં ઉતરતા આપણે તદ્દન સમવૃત્તિના હોવા છતાં, એમણે દ્વેષથી પ્રેરાઈ એક નિર્દોષ પર પ્રહાર કીધો છે. ને એથી મારા હૃદયને સંતાપ પેદા થયો છે. તો એમાં એમણે

સાધુ વર્તનવાળી વ્યક્તિ પર પ્રહાર કીધો છે. તો આ દુષ્ટ કૃત્યનું ફળ એમને જરૂર મળશે. આમ મનોગત નકકી કરી શાંત થયા. ત્યાર બાદ વલ્લભભાઇને મળતાં જે શુદ્ધ ને પ્રેમી વર્તન આગળ હતું તેવું રાખ્યું હતું. સમવૃત્તિવાળા એવાજ હોય છે.

નિર્દોષને સંતાપ આપનારને શું ફળ મળે છે, એની બારીક તજવીજ રાખવાની નાથુભાઇ ને વલ્લભભાઈના સહ-વાસી હોવાથી સવડ હતી. કેટલોક વખત સુખરૂપ નીકળી ગયો. એક દિવસે પોતાની પત્નીને એકલી ઘરમાં મુકી રાત વાસે વલ્લભભાઇને જરૂરી કામસર બહાર જવાનું થયું. ઘરમાં બીજું કોઇ સોબતમાં હતું નહી એવા યોગ્ય પ્રસંગની રાહ જોનાર કોઇ બદમાસ એ રાત્રે તે ઘરમાં દાખલ થયો. બાઇ એકલી, રાતનો વખત, એટલે જાગૃત થતાં બાકળી થઇ ગઇ. તે બદમાસે બુમ પાડશે તો મારી નાંખીશ એવો ભય બતાવી તેને બાંધી દીધી તથા બુમ પાડશે એમ સમજી મોમાં ડુચો માર્યો, પછી કુંચી લઇ ઘરમાં મળે તેવે સ્થા-નેથી દાગીના રોકડ હતું તે લઇ આ ચોર રવાને થયો. સવારે વખતસર ન ઉઠવાથી પાડોશીની તજવીજથી બાઇ બંધન મુકત થઇ ચોરનો પત્તો મળ્યો નહી.

બહારગામથી વલ્લભભાઇ આવ્યા. આ સમાચારથી જાણ થતાં માથા પર વિજળી પડી હોય એવા આઘાતથી બાકળા થઇ ગયા. સ્થિતિના ગરીબ હોવાથી ચોરાયલા માલની મોટી ખોટ પડી તથા ભીડભાડે જણુસ મુકી કારભાર કરતા તે હથીઆર ગયું. આથી છેક નાહિંમત થઇ ગયા, તેમ ચોરનો ભણકારો વાગ્યા કરતો હોય, એવા ચિંતા ગ્રસ્ત થઇ ગયા. આથી ઉંઘ ઘટી ખોરાક ઘટયો ને બાકળા અર્ધ ગાંડા જેવા થઈ ગયા, આવી સ્થિતિ બે મહીના રહી હતી. તેના પાપનું ભોગાયતન પુરૂં થયે સારા થયા.

નાથુભાઇ આવા કોઈ બનાવને આવવાનું ધારી રહેલા હતા તેમનો નિશ્ચય હતો કે સાધુને સંતાપનાર જરૂર વિપત્તિનો ભોગ થાય છે. તે નજરે જોઇ પાપ પરમાણુંઓ તે પાપાત્માને જરૂર ખાય છે. એ કુદરતનો અચળક્રમ છે. એનો સાક્ષાત અનુભવ કરી, હે પરમાત્મન તારી અકળકળા છે. તું સર્વેને સદ્દમતિ આપજે. આવી પ્રાર્થનામાં રત થયા. હે વાંચક બંધુ સો પાપીને તું સંતાપજે, પણ એક સમવૃત્તિવાન સાધુ ચરિત વ્યકિત માટે સંપૂર્ણ કાળજી રાખજે. તેને સંતાપ આપવાથી તું મોટી વિપત્તિમાં સપડાશે એ નકકી સમજવું.



# એક સત્યવક્તા વૃધ્ધ

## અથવા

## એક વિશ્વાસઘાતી પુત્રની બંધન મુકિત

સુર્યપુર નગર સમીપના એક નાના ગામડામાં એક કુટુંબ રહેતું હતું. તે ખેતી પર નિર્વાહ કરતું હતું. બહોળી ખેતીને સાધન સંપન્ન હોવાથી ખેતીમાંથી સારો પાક ઉતારતા હતા. એથી એ કુટુંબ તે ગામમાં પૈસાદારમાં ગણાતું હતું. એ કુટુંબમાં એક વૃદ્ધ પિતા માતા તથા તેનો એક પુત્ર તથા વહુ તથા તે પુત્રના બે છોકરાં હતા. પિતા વૃદ્ધ હોવા છતાં શરીરે સશક્તને નિરોગી હતા, છતાં પુત્ર લાયક ઉમરનો ને ખેતી તથા વ્યવહારનું કામ સમાલવાની લાયકાતવાળો હોવાથી સર્વે કારભાર તેનેસુપ્રત કરી નિવૃત્તિ પરાયણ જીવન ગુજારતા હતા. એ ગામડીયા વૃદ્ધ બહુ નીતિવાન ધર્માત્માને ચારિત્ર સંપન્ન હતા. એઓ ભણતરમાં માત્ર સાધારણ લખી વાંચી જાણતા હતા. પણ મનુષ્ય સમુહમાં આદર્શ રૂપ જીવન ગુજારનાર હતા. હોલના કેટલાક કેળવાયલામાં ખપનાર હું સત્યવ્રતધારી કે પ્રમાણિક છું, આવું પોતે પોતાની જાતને પ્રમાણપત્ર આપતા ગ્લાનિ-ગ્રસ્ત થઈ જાય, એવા એ વૃદ્ધ નહી હતા. એઓ તો સત્ય તથા પ્રમાણિકપણાને કસોટીના પ્રસંગે પણ આ અડગ રીતે પાળી ચુકેલા ચારિત્રવાન હતા. કેટલાક સારા પૈસાદાર ને સાધન સંપન્ન તથા પોતાને ડહાપણનાં ભંડાર માનનાર, એવાઓ પાસે સંસર્ગી સમુહમાનો કોઇ, પોતાની ખરી જરૂરે અટકેલે કામે આવે, તે તરફ જાણે પોતાની પાસે કાંઇ નથી આવી દરીદ્રતામાં ડુબી સંકુચિત ભાવ ધારણ કરી, સમૃદ્ધિશાળી તો છે, એ બતાવવા આડા તેડાં બહાના કહાડી તેને નિરાશ કરી રવાના કરવાના દંભવાળા તે વૃધ્ધ

નહીં હતા. પણ આ સંસારમાં જીવવા પુરતો તો જીવ માત્રનો પ્રયત્ન છે. તો મનુષ્ય તરીકે આપણે વધારે શું. છીએ, જીવન નિર્વાહમાં મનુષ્ય સિવાયના અન્ય જીવો સર્વે ને ઉપયોગની વસ્તુઓનો વસ્તુ સંગ્રહ નહી કરતાં જીવે છે. તો મનુષ્ય થઇ વિપુલ વસ્તુ તથા લક્ષ્મી સંગ્રહ હોવા. છતાં તેમાંથી ખરી જરૂરે આપણે મનુષ્ય બંધુની આપત્તિએ કામ નહી આવીએ તેનો ઉપયોગ શું, તેમાં મનુષ્યમાં વસેલા દયા વિગેરે દિવ્ય ગુણોનું પાલન કયાં થાય, આવા ઉચ્ચ સિધ્ધાંતોને સમજી તેઓ પરહિતરત રહેતા હતા. એટલે એમના આવા ઉચ્ચ ને નિખાલસ વર્તનથી તેઓ આ ગામના સર્વે લોકોમાં પુજ્યભાવી માનવંતા વૃધ્ધ ગણાતા હતા.

પુત્ર ગૃહસંસારના દરેક કામો કરતો ચાલે છે. આ વૃદ્ધ ઘરમાં હોવાથી દરેક વ્યવહારથી જાણીતા થઇ તેમાં સલાહ પણ આપે છે. આ પુત્ર મહા સ્વાર્થીવૃત્તિનો હોવાથી વૃદ્ધની નજર બહાર કેટલાક ગેરકૃત્યો પણ કરવાવાળો હતો. પણ તે વૃધ્ધને છેક તિરસ્કાર કરવાની વૃત્તિવાળો નહી હતો. તેમ વૃદ્ધ નિવૃત્તિ પરાયણ હતા છતાં કેટલાક સંસર્ગી લોકોના કામની જરૂરવાળાઓના જરૂરી કામો કરવાનું ચાલુ રાખેલું હતું. ને તેમાં તે પુત્ર ગમતે કે અણગમતે વચ્ચે પડી વૃધ્ધને અટકાવ નાંખતો નહી. ઘણું ખરૂં દયા ઉત્પન્ન થાય એવા પ્રસંગોમાંજ વૃધ્ધ માથું મારતા હતા.

આવી રીતે આ કુટુંબનો જીવનક્રમ ચાલુ હતો. પૈસાદાર હોવાથી વ્યાજુકો ધંધો પણ કરતા હતા. પુત્ર સર્વે વહીવટ કરતો હોવાથી આ ધંધો તેને હસ્તે હતો. આ ગામનાં એક ગૃહસ્થને રૂપીઆની જરૂર પડવાથી પોતાની જમીનનો ગીરો દસ્તાવેજ કરી રૂપીઆ બેહજાર લઈ ગયો હતો. દર વરસે ઠેરવેલું વ્યાજ ભરી જતો હતો. આમ બે વરસ ગયા બાદ રૂપીયા તેરસો તે લાવ્યો. ને

આપતાં કહ્યું મને પહોંચ આપો. તે પુત્રે કહ્યું, આમાં પહોંચ શું, ક્યાં જતા રેહેવાનાં છે. આ કુટુંબની તે વૃધ્ધની રેહેણી કરણીથી સારી પ્રતિષ્ઠા હતી, એટલે એવા પાસે પહોંચ માંગવી એ પણ શરમ જેવું સમજી, તે વગર પહોંચે ઘેર ગયો. આપણાં વૃધ્ધ આ સર્વે વાતથી જ્ઞાત હતા. હવે છ મહીને પેલો માણસ હીસાબે નીકળતા બીજા રૂપીઆ લઇ તે આવ્યો ને દસ્તાવેજ માંડી વાળી માંગતા આ વૃધ્ધ પિતાના અધમ પુત્રે તરત પોતાનું સ્વરૂપ બદલી કહ્યું "ક્યા રૂપીયા? ને આટલા રૂપીયામાં દસ્તાવેજ માંડીવાળીને કેમ માંગે છે." પેલાએ કહ્યું "રૂપીઆ તેરસો જતાં બાકીના હીસાબે ચુકતે લાવ્યો છું." તે પુત્રે કહ્યું, "તેરસો રૂપીયા કેવા ને વાત કેવી શું તેરસો રૂપીયા આપી જાય ને પહોંચ નહીં લે એવો તું ગાંડો ખરો? જરા શરમ રાખ," આ સાંભળી તે વૃધ્ધે કહ્યું, "છેક અધર્મી નહી થા. આ આપણને નહી શોભે. એ રૂપિઆ આપી ગયેલો ને તું આ શું કહે છે. તે વખતે પુત્રે કહ્યું સાચું શું ને જુઠું શું, માટે તમે વચ્ચે આવશો નહી, હું આમાં તમારૂં માનવાનો નથી. તે વૃધ્ધ સમજ્યા કે પાપ છોડવાનું નથી. તો આ અજ્ઞાનને અનુભવી જ્ઞાન પ્રાપ્ત થવા ઇશ્વરની આમજ ઇચ્છા હશે. એમ મન વાળી પોતાની આબરૂ જાળવી મુંગા રહ્યા.

હવે કરજદારે નાઇલાજ થઇ ન્યાય કચેરીમાં ફર્યાદ નોંધાવી. કચેરીના હુકમ મુજબે બંને પક્ષકારો હાજર થયા. કરજદારના વકીલે રૂપીઆ આપ્યા તે વખતના સાહેદના નામ માંગતા, સામાવાળાના પિતા તે વૃદ્ધનું નામ લખાવ્યું. વકીલ આશ્ચર્યચકિત થઇ કેહેવા લાગ્યો કે, આવા વિશ્વાસઘાતના કામમાં તેના બાપની સાહેદી, આ તું શું કહે છે, ભાઈ તારો કેસ મારે ચલાવવો નથી, આ તો તારી અક્કલને તો લોકો ધિક્કારે, તે સાથે મારૂં નામ હલકું પડે કે આ વકીલ કેવો છે. તેણે કહ્યું, સાહેબ કેશ માર્યો જશે તો હું જુમેદાર છું, તમે ફીના માલીક છો, જ્યારે પક્ષકારના બાપ

સાહેદીમાં આવે તો તેમાં કાંઇ મહત્વ હશે, આમ તમારે વિચારવાનું છે. માટે કેસ યોગ્ય રીત ચલાવા. પણ એમાં આ કામ લેવામાં મારી ફર્યાદ નક્કી કર્યા પછી પક્ષકારની જુબાની થઈ, મારો સાક્ષી આવે એમ થવું જોઇએ. આ મુજબે કામ ચાલતાં પક્ષકારે સદર રૂપીઆ તેરસો પહોંચ્યાનો ઇનકાર કીધો. હવે પેલા વૃદ્ધ સાહેદ સાક્ષીના પીંજરામાં આવી ઉભા રહ્યા. સીત્તેર વરસના શાંત, નિરોગી ને ધર્માવલંબી ને પરહિતરત હોવાથી જોનારને માનનીય ગૃહસ્થ છે. એવો પ્રભાવ પાડનાર હતા.

ન્યાયાધીશ બ્રાહ્મણ હતા ને ઘણાજ સારા સ્વભાવના હતા. જુબાની ચાલતાં તમે આ કામમાં શું જાણો છો ? એ સવાલના જવાબમાં તે વૃદ્ધે કહ્યું; "સાહેબ છોકરો જુવાન છે, જેથી એને પાપમતિએ ઘેરેલો છે. એટલે એ જુઠું બોલે છે, સાહેબ સાચું તે સાચુંજ. આ કરજદાર રૂપીઆ તેરસો આપી ગયેલો, આ વાત સાચી છે. હું બાપ તેથી શું થયું? સાચું કાંઇ મારૂં થોડુંજ છે કે હું એમાં ફેરફાર કરૂં? એતો પરમેશ્વરનું રૂપ છે. પરમેશ્વરમાં કાંઇ ફેરફાર થઈ શકે કે સાચામાં ફેરફાર કરી શકાય, માટે સાહેબ આ સાચી વાત છે."

આ સાંભળી ન્યાયાધીશે તુરત સીપાઇને બોલાવી ખુરસી મંગાવીને પોતે ઉભા થઇ તે વૃદ્ધને તે ખુરશી પર બેસવાનું કહ્યું, બેઠા પછી કહ્યું "કાકા આ તમારી સાક્ષીથી તો તમારો છોકરો કેદમાં જવાનો." તે વૃદ્ધે કહ્યું "સાહેબ જે થવાનું હોય તે થાય, હું તો જે હશે તેજ બોલવાનો." ન્યાયાધીશે પછી તે છોકરાને ઉદ્દેશીને કહ્યું કે, "આવા આબરૂદાર પૈસાદાર ને સત્યવક્તા પિતાનો પુત્ર થવાને ભાગ્યશાળી થવા છતાં, તને આવું અધર્મનું કામ કરવાની કેમ હિંમત ચાલી. આ તારા વિશ્વાસઘાત બદલ તું મોટી સજાને પાત્ર થયો છે." તે શાંભળી તે પાપી પુત્ર વગર બચાવનો હોવાથી પાપનો પસ્તાવો કરતો હોય તેમ નીચું જોઇ રહ્યો. આ બાબતનો શું નીકાલ આવે

છે તે કચેરીમાંની હાજર વ્યક્તિઓ ત્યાં ભેગા થઈ ઉત્સુકતાથી રાહ જુએ છે. છેવટે ન્યાયાધીશે ચુકાદો આપ્યો કે— "આવા કટોકટીના પ્રસંગે પણ જે શિર સાટે સત્યવ્રત વાળા રહ્યા, એવા ધર્માત્મા પિતાનો પુત્ર થવાને તું ભાગ્યશાળી છે. સાચને કદી ન લાગે આંચ આ કહેવત મુજબ આ વૃદ્ધ ધર્માત્મા સાચા વૃદ્ધકાકાના સત્યને ખાતર હું તને સામાવાળાનો થયેલો ખરચ આપવાનો તથા આ ભરેલા તેરસો રૂપિયા જમા આપવાનો હુકમ કરી છોડી દઉં છું. આટલું યાદ રાખજે કે આવા પુણ્યવાન પિતાનો પુત્ર થઇ ખોટા કામ કરતો નહી."

તે વૃદ્ધને, તેમણે કહ્યું "કાકા તમારા સત્યથી આ તમારો દુરાચારી છોકરો બચ્યો છે. તમો સાક્ષીમાં નહી આવતે તો એ આ કામે બચતે તો બીજાં ભયંકર પાપ કરી આખરે પાપનો ઘડો ભરાતાં ભારે શિક્ષાનો ભોગ તથા મોટા ખરચમાં આવી પડી તમારા કુટુંબની પાયમાલી થતે. પણ તમારા ધર્માચરણે આ છોકરાની બંધન મુક્તિ કરાવી છે. તથા તમારા કુટુંબની જાહોજલાલી જળવાઇ રહશે. આમ કહી સલામ કરી તે વૃદ્ધને રજા આપી.

આ કામનો રીતસરનો ફેંસલો લખી તે સાથે ઉપલી કોરટને આ સત્યવાદી પિતાનો પુત્ર હોવાથી આ કામમાં ગુન્હેગાર માટે જે દયા વાપરી છે તેનું વાજબીપણું જુદા કાગળથી લખી સાથે રાખ્યું કે સજા ઓછી એ સવાલ નહીં ઉઠે આમ આ કામ પુરૂં થયું. સત્ય જેવું તપ નથી ને; તપનું ફળ જરૂર સારૂંજ હોય છે.



# કળી મહિમા
## અથવા
## આદર્શ ગૃહસ્થ થવાની ધર્મશિક્ષા

સુર્યદેહા અથવા તાપી નામની પુરાણ પ્રસિદ્ધ અને જેના તીરપ્રાંત પર સદાની શાંતિ મેળવવા માટે નાનાપ્રકારના વ્રત–તપ–યોગ વિગેરે સાધનાર મુમુક્ષુ યોગી મુનિ તથા વાનપ્રસ્થાશ્રમિઓ આસન લગાવી રહી તે પુણ્ય પ્રદાયિનીનું સેવન કરે છે. એવા તપોધનો તથા મહાત્માઓના સેવનવાળી પવિત્ર નદીના કીનારા પરના એક ગામમાં એક ગૃહસ્થ યોગી બ્રાહ્મણ રહેતા હતા. એઓ શાસ્ત્રવિધિએ કહેલા બ્રાહ્મણ ધર્મનું પુરેપુરૂં પાલન કરવા વાળા તથા સત્ય–દયા–દાન દીનતા ને પારકી સ્ત્રીઓને મા પુત્રી ભાવે જોનાર એવા સર્વે દૈવી ગુણોના પાળનાર હતા. તેમ તે શુદ્ધ ચૈતન્યમાંના નિરાવધી આનંદનું જ્ઞાન મેળવવાની ઇચ્છાવાળા મુમુક્ષુ હતા. દરેક કાંમે ઇશ્વરનું અસ્તિત્વ સ્વિકારવાના નિશ્ચિત ભાવ–વાળા હોવાથી, ઇષ્ટને અનિષ્ટમાં તે પ્રભુની સુંદરતા નિહાળતા હતા. એટલે સંપૂર્ણ આસ્તિક હોઇ માન અપમાન રાગ દ્વેષ સુખ દુઃખનાં દ્વંદમાં એમને સમાન સ્થિતિ પ્રાપ્ત થઇ હતી. એથી ગંભીર શાંત ને મિતભાષિ હોઇ જરૂર સિવાય જનસંગમાં આલતા નહી એવા હતા. એઓ તે ચૈતન્યનાં અનુભવજન્ય જ્ઞાનમાં રત થવા દરરોજ રાત્રે બે વાગે ઉઠી સંધ્યા વિગેરેથી પરવારી શબ્દમાં સ્વરૂપ છે એટલે તે વિભુનાં ભાવવાચક મંત્રના ધ્યાનમાં રત થતા હતા. મંત્ર જાપ કરવા બેસતાં વૃત્તિને સમેટવા શાંતિનું આવાહન કરી પુર્ણ શાંત થઇ, આંખ બંધ કરી ત્રિપુટી સ્થાને દૃષ્ટિ સ્થિર કરી મંત્ર જાપ પર ધ્યાન નિષ્ટ થતાં થતાં મનોમય ઉચ્ચારના અંતાક્ષરે મંત્ર પુરો થાય એટલે ઓરૂમ બોલતાં મ પુરો થતાં બીજો જાપ શરૂ નહી કરતાં એ છેલ્લા અક્ષર મ નો મનોમય ધ્વની એમાં સુરતા બાંધતા હતા. જે ધ્વની ક્યાં અટકે તેનો

અવધિ નથી, ક્યારે પુરો થાય તેનો અવધિ નથી, એવી દેશ કાળ રહિત ધ્યાન સુરતામાં લય પામતા હતા. સાધકની સાધક સ્થિતિ મુજબ અજ્ઞેય ભાવે રચાયલા સંકલ્પ મુજબ એ સુરતા ધ્યાનમાં એકતાર રહી બ્રાહ્મ મુહુર્ત સુધી રહી જાગૃતિમાં આવી દેવસેવા વિગેરે કરી સવારમાં મૃદુ કિરણો ફેંકનાર બાળ સૂર્ય ભગવાનને ગાયત્રી મંત્રથી અર્ઘ પ્રદાન આપી નિવૃત થતા હતા. એઓનો જીવન નિર્વાહ ખેતી પર હતો. તેને માટે સારા નોકરથી યોગ્ય પ્રબંધ ગોઠવી મુકેલો હતો. એટલે તેઓ માત્ર ધંધાના પરિશ્રમ વગરની દેખરેખ રાખતા હતા. એઓ સત્યને પ્રીય તથા મિત ભાષિ હતા એટલે એમનો શબ્દ જીવંત ભાવ વાહક હોઇ સામા માણુસને સચોટ અસર કરતા હતા. તેમ આવા દેવકોટીના હોવાથી એમનો ચાકર શુદ્ર જાતીનો હતો, છતાં સમજવાળો હોવાથી એમના પ્રત્યે બહુ પુજ્યભાવવાળો હોઇ ખેતીના કામે એમની જરા પણ જરૂર રહેતી નહી. એવી રીતે તે ફીરતારે એમની યોગ્યતા જાળવી હતી. એમનાં પત્ની પણ સુશીલ તથા ધર્મ ભાવી હોવાથી એમને દેવ જેવા ગણી સર્વે સવડતા જાળવતાં હતાં. ને એમની ભકિતમાં નડતર નહી થવાની કાળજી વાળા હોઇ ગૃહવ્યવસ્થાનો વહી-વટ એઓએ ઉપાડી લીધેલો હતો. એમની જ્યાં જ્યાં આજ્ઞાની કે સલાહની જરૂર પડે તેટલી લેતાં હતાં એટલે સર્વે રીતની સવડતાએ એઓ દૈવી જીવન ગુજારતા હતા. એમને સંતતીમાં એક પુત્રને એક પુત્રી હતાં. પુત્ર આ વખતે આઠ વર્ષનો ને પુત્રી પાંચ વર્ષની હતી. પુત્રનો યજ્ઞોપવિત સંસ્કાર વૈદિક વિધિ યુક્ત કરી સારી :દાન દક્ષિણા તથા જ્ઞાતિ ભોજન પુર્વક કીધો હતો.

આ ભાનુદત્ત નામધારી ગૃહસ્થ યોગીને એક વખતે કોઈ પર્વણીનો દિવસ આવવાથી તે વખતે કેટલાક સાધુઓ તથા બ્રાહ્મણોને ભોજન આપવાનો પુણ્ય પ્રદ વિચાર થયો. એથી આપણી જાતે જઇએ તો સારી સારી ચીજો પસંદ કરાને

લવાય આથી નજીકનાં સૂર્યપુર નામના નગરમાં આવ્યા. ભાનુદત્ત યોગી હતા પણ એમના પહેરવેશ ઉપરથી જોનારને એવું ભાન થાય એવું કોઇ બ્રાહ્મ ચિન્હ નહીં હતું. માત્ર કોઇ સત્કર્મીનેજ એમની પ્રભા જોઇ ભાન થતું કે આ કોઇ ધર્મરત મહાનુભાવ છે. એવા એઓ એક ગાંધીની દુકાને ગયા, ત્યાં ભાવ પુછતાં આ વસ્તુનો પોણાએ રૂપીયા ભાવ લઇશું. તે વસ્તુ તરફ તે મહારાજ જોઇ રહ્યા છે, એટલે બોલી ઉઠયો બ્રાહ્મણ સમજી મહારાજ એકજ વાત લેવી હોય તો લેવ નહી તો આ રસ્તો છે, દોઢ રૂપીયો અને બે આના પડશે. મહારાજ ઉઠી ઉભા થયા ને ચાલવા માંડયું. આવો તમારે લેવી કેટલી છે. ઇશ્વરનાં સોગંદ જાવ દોઢ રૂપીએ આપીશું. મહારાજે વસ્તુ તો લીધી, પણ જે જે જાતની દુકાને ફર્યા ત્યાં ત્રણચાર વાત સિવાય ભાવજ નક્કી થતા નહી. વળી કેટલાક દુકાનદારો માલ તોલતાં તરાજવાને આપવાનો ભાગ ઉંચકતાં દાબી રાખી સીધો આવતાં પકડી લઇ, વળી પેલો માણસ કહે કે ઓછું છે, તો પાછો તેજ મુજબ ઉંચકતાં ત્યાં આવી પકડી લે, એવા પણ ઓછું તોલનાર દીઠા. શેહેરમાં પોતાનો અનેક પ્રકારનો સોદો લેવા ફરતાં વાણીભ્રષ્ટ ને તોલભ્રષ્ટ એવો જ્યાં ત્યાં દંભનો પ્રતાપ પસરી રહેલો જોયો. એથી એમને જીજ્ઞાસા થવાથી ને એઓ યોગી હોવાથી એક આસ્તિક જણાયા તેવા માણસને પુછયું, "ભાઇ મને આવો દંભ તથા કુપટકળાનો અનુભવ થયો છે, તો સર્વે લોકમાં આવી દંભવૃત્તિ હશે ખરી કે ?" તેણે કહ્યું, "મહારાજ આખા શેહેરમાં તદ્દન થોડી વ્યક્તિજ સત્ય પ્રતિજ્ઞિત એવા સત્યવક્તા મલશે. તેમ તદ્દન થોડીજ વ્યક્તિ હું પોતે પ્રમાણિક છું, એવું પોતાની જાતને પ્રમાણપત્ર આપી શકશે. સોના, ચાંદી, હારા, મોતી વિગેરે મુલ્યવાન વસ્તુના વેપારીઓમાં પણ બે ભાવ કહેવામાં આવે છે ને એ તો વેપાર છે એમાં હરકત નહી એમ કહી પોતાની વાણીનો બચાવ કરે છે. એટલે તેઓ પોતાના નફાનો આંક નક્કી નથી કરતા, પણ જેમ વેચાય તેમ વેચવું એવાં છે. એટલે મહારાજજી વ્યવહારમાં પોતાનું

અપ્રમાણિકપણું ઉઘાડું નહી પડવાની આવડતવાળો વર્ગજ, તે ઢંકેલું રહે ત્યાં સુધી સારા માણસ છે આટલીજ એક સત્યની નિશાની છે. એકંદરે પોતાનો નિર્વાહ કરનાર નાના કે વિપુલ લક્ષ્મી પેદા કરનાર મોટામાં પણ મનને સંતોષ આપે એવો પ્રમાણિક ને સત્યવક્તા કોઇકજ હશે. આમ અહીં નહીં પણ આખા દેશમાં આ અનાચાર પસરી રહેલો છે. બાળકોને સાચું જુઠું, પાપ પુણ્ય, પોતાની જ્ઞાતિના નિત્ય કર્મ એ વિગેરે શિક્ષા આપવામાં માબાપોએ એને વગર મહત્વનું ગણી છોડી દીધા જેવો કાળ ચાલે છે. અત્યારે તો કેટલીક જ્ઞાતિ ભણાવવામાં, કેટલીક કારીગરીમાં, કેટલીક મજુરીમાં, એમ જીવન નિર્વાહનોજ કક્કો શીખવે છે. શિક્ષા વગરની અનભિજ્ઞતાથી જ્ઞાતિ આચાર તથા ધર્મની અનાવસ્થા થઇ ગઇ છે. જેથી આર્ય જાતિના સદ્ગુણોનો લોપ થવા લાગ્યો છે અને વૈદિકધર્મ એટલે હિંદુધર્મ તેના પ્રાણ વગરના બ્રાહ્મ શરીર જેવો થઇ ગયેલો છે. કળીકાળમાં અધર્મનાં ત્રણ પગ ને ધર્મનો એક પગ તે વખત હાલ દૃષ્ટિગોચર થાય છે. આખા દેશમાં આ રોગ વધુ કે ઓછા રૂપમાં પ્રવૃત્તમાન છે. ધર્મનો એક પગ હોવારૂપ દરેક જ્ઞાતિમાં થોડાં કુટુંબો તથા મનુષ્યો ધર્માત્મા તથા પ્રમાણિક છે, તથા આ નિવૃત્તિ પરાયણ દેશ હોવાથી કેટલાક સંત મહાત્માઓ છે. એવાઓથી એ એક પગ જળવાઇ રહેલો છે. મહારાજજી હું આ શહેરનો નિવાસી હોઇ આખા હિંદના તમામ તીર્થોમાં ફરેલો છું, જેથી મારો અનુભવ મેં આપને કહ્યો છે."

આ મહાત્મા પોતાની જાતને થોડા વખતમાં દંભનો અનુભવ થવાથી આ દંભનું વિસ્તૃત વિવેચન ખરૂંજ છે એમ નક્કી કરી પોતાના ગામ આવ્યા. પર્વણી ભોજન સંતોષ-પુર્વક કરાવી દાનદક્ષીણા આપી આનંદી થયા. એઓ ધર્માત્મા હતા ને પોતાના ઘરમાં બ્રાહ્મણ આચાર બહુ પવિત્રતાથી પળાતો હતો એટલે એમનાં નાના બાળકોને સંસ્કારગત શિક્ષણ મળતું હતું. પણ પોતાની પિતા તરીકેની ફરજમાં

પોતાના રામાનંદ નામના આઠ વર્ષના પુત્રને ધાર્મિક ભાવો સ્થાયી કરવાનું નક્કી કરી શિક્ષા આપી ચાલુ કીધો.

સારો દિવસ જોઇ સૂર્ય ભગવાન ઉદે થયા છે. આ સર્વે જગત જાગૃત થઇ રાતના આરામ પછીના શરીરને સ્ફુરતી પ્રાપ્ત થયેલી એવા સૌ આનંદપૂર્વક પ્રફુલતાથી કર્મરત થયા છે, પક્ષિઓ કલ્લોલ કરી રહ્યા છે. વાડામાંનાં ફુલવૃક્ષો પ્રફુલિત થઇ રહયા છે. આવા આનંદપ્રદ વખતમાં તે ધ્યાન રત સ્થિતિમાંથી ઉઠેલા શાંતાત્મા ભાનુદત્ત મહારાજે સૂર્ય ભગવાનને આચમનીમાં પાણી ભરી માંહે ચંદન પુષ્પ તથા અક્ષત સહિત અર્ઘ્ય પ્રદાન કીધું છે. ને તે વેદકાળનાં આર્ય લોકે ગાયત્રી મંત્રથી પેહેલી સ્તુતિ કરેલી એવા સૂર્ય ભગવાનને કેટલાક દિવ્ય ભાવી સ્તોત્રથી સ્તુતિ કરી છે. પછી એ નિત્ય નિયમિત કાર્યથી નિવૃત્ત થઇ, રામાનંદને પોતાપાસે બોલાવી બેસાડયો.

“ભાઇ રામાનંદ તું શાંત થઇને સાંભળ. આ શ્વાસ લેવાનું તારૂં નાક ડાબી બંધ કરીએ તો તું ગુંગળાઇને મરી જશે. તો એ શ્વાસ તું લે મુક કરે છે. તો એ કોણ કરે છે, તું કહેશે કે હું શ્વાસ લેઉં છું. તો તે હું કોણ ? આ તો શરીર છે, આ હાથ છે, આ પેટ છે, આ નાક છે, એ સર્વ તું બતાવે છે. તો એ તારૂં હું ને તું બતાવી શકવાનો નથી. તે સાથે એ હું કોણ છે ને કેવું છે ને શરીરમાં કયાં છે તે તું જાણતો નથી. તે છતાં એ તારૂં હું શ્વાસ લેઇ તને જીવાડે છે, તો એ હું કયાં છે એ દેખાતું નથી. તેમ એની જગ્યા નથી તો એ આ પવન જેવું અરૂપી છે. જેને રૂપ નથી તે એક ઠેકાણે કેમ હોઇ શકે ? એ તો બધેજ હોય છે. છતાં તને શ્વાસ લેવાડી જીવાડે છે. શ્વાસ નીકળી જાય તો માણુસ મરી જાય છે. તો એ હુંથી બધું થાય છે, એટલે એ હું તારો ને સર્વ જીવતા પ્રાણુનો ને સર્વે જગતને જીવાડનાર દેવ છે એમ તું સમજયો

હશે. જે આપણને જીવાડે તે દેવને આપણે પુજવો જોઇએ. ને પુજા કરી તેની પાસે જઇ તેનાં દર્શન કરવા જોઇએજ. વળી તેવી રીતે તું નાનું બચ્ચું હતું ત્યારે તને અમે તારાં મા બાપ દુધ નહી આપતે ને તને ખાવાનું નહી આપતે એમ તારૂં રક્ષણ નહીં કરતે તો તું મરી જતે, તો તને પાળી પોષી મોટો કરી જીવાડનાર અમે તારા બીજા દેવ છીએ. તો અમારી પુજા પણ કરવી જોઇએ. જેની પુજા કરવાની જરૂર છે, તો તે કહે તે પ્રેમથી કરવું એની આજ્ઞા પાળવી એ જરૂરનું છે. પોતાના દેવની અરે મા–બાપની આજ્ઞા નહી માને તે કેવો નઠારો ને પાપી થાય છે. માટે હે પ્રિય પુત્ર તું હજી નાનો એટલે કૌમાર અવસ્થાનો છે. જેથી તારી સમજમાં નહી આવે છતાં અમારી આજ્ઞા પાળવી જોઇએ. અમે તને પાળી પોષી મોટો કરનાર તને સુખી કરવાની આશા રાખનાર તને નબળું થાય, એવી આજ્ઞા કરવાના નથી. એ તું નકકી માનશે. તો તું અમારી આજ્ઞાનું અમે તારા દેવ ને જન્મ આપી રક્ષણ કરનારની આજ્ઞાનું પુજ્યભાવ અને પ્રેમથી પાલન કરજે. હવે તને આજ્ઞા આપું તે લક્ષમાં રાખી રોજ પાલન કરવાનું છે.

"તારે સૂર્ય ભગવાન ઉગ્યા પહેલાં ઉઠવું. ને બેબાકળા મનથી નહીં પણ શાંત મનથી દિશા જવું હાથ પગ ધોઇ કોગળો કરી દાતણ કરવું. પછી સ્નાન કરવું. સ્નાનના પાણીમાં ગંગા જમના સરસ્વતિ નર્મદા તાપી ગોદાવરીનાં પવિત્ર પાણી છે. એમ તે પાણીમાં હાથ નાંખી ધારવું. એટલી ભાવના કરવી પછી નાહવું આમ દરેક ડગલે પગલે શાંત ચિત્તે વગર બોલ્યે ધ્યાન પૂર્વક આ સર્વે કર્મ કરવું પછી દેવસેવાના એકાંત સ્થળમાં બેસી ઘીનો દીવો સળગાવી મંત્રપૂર્વક આચમન કરવું. પછી મંત્ર પૂર્વક કપાળે ભસ્મ કરવી. ને શાંતે સીધા ટટાર બેસી આંખ મીંચી ચોવીસ ગાયત્રી મંત્રનો જાપ કરવો. પછી સૂર્ય નારાયણ સામુ મુખ રાખી બાર સાષ્ટાંગ દંડવત પ્રણામ કરવા. ને આચમનીમાં

પાણી પુષ્પ અને ચંદનથી ગાયત્રી મંત્ર પુર્વક ચાર અર્ઘ્ય આપવા. પછી મને તથા તારી માતુશ્રીને પ્રણામ કરવા. આમ દરરોજ તારે નિયમ પૂર્વક કદાપી ચુકવુ નહી. એવી પ્રતિજ્ઞા પૂર્વક તારે કરવાનું છે. એ ધર્મ કાર્ય ફળ દાતા થવા માટે સૂર્ય ભગવાન આગળ દીવો સળગાવી સંકલ્પ યાને પ્રતિજ્ઞા કરવાની છે. તારા ખીસ્સામાં તારી નહીં જાણથી મેં પૈસા નાંખ્યા છે. હવે તું જાણતો નહી હોવાથી અરે મારી પાસે છે, એવું છે પણાનું ભાન નહી હોવાથી, એ પૈસા હોવાની હિંમત તને ક્યાંથી થાય ? તું જો જાણતે કે મારી પાસે છે. તોજ તેની હિંમત હોઇ શકે છે. તો એ પૈસામાં એક લક્ષ વગરના ને બીજા લક્ષવાળા હોય છે. લક્ષ વગરના વગર ફળના હોયજ ને લક્ષવાળા ફળવાળા હોય છે એવી રીતે પ્રતિજ્ઞા એ પોતાના કર્મની લક્ષ જ્યોતિ છે. પ્રતિજ્ઞા વગરનાને લક્ષ જ્યોતિ નહીં હોવાથી તે અફળ હોય છે. તેમ લક્ષ વગરનો હોવાથી તે કર્મ કરે તો ઢીલો ને થાય તો ઠીક છે. આમ માથેથી વેઠ ઉતારનાર થાય છે. જેથી હું આવા કર્મ કરૂં છું. એ કરવાપણાનો ભાવ પણ એનો ઢીલો, અરે મુએલાજ જેવો, એટલે કર્મની ખુમારી ને પ્રભા વગરનોજ હોય છે. એના એવા કર્મ ચિવટાઇ વગરના એટલે હિત વગરનાં, એ ફળના પારને કેમ પામી શકે. માટે દરેક કર્મ રત થતાં પ્રતિજ્ઞાની પ્રથમ જરૂર છે. અડગ ટેક શિર જાય તો ખેર પણ મારે તો કરવુંજ આવી તે કર્મ કરવા માટેની ભાવના રૂપ પ્રતિજ્ઞા લે એમ કહી એને પ્રતિજ્ઞિત કીધો છે.

પોત પોતાના ધર્મ સિધ્ધાંતો પ્રમાણે દરેક માણસો બાળકોને શિક્ષા આપી તેમનું બાળ અંતઃકરણ પુજ્ય ભાવીને નિયમિત કર્મ કરવાની વિસ્તૃત સમજ આપી તે કરવા નિયમો આપી શકે એમ છે.

આ કૌમાર હવે સૂર્ય ભગવાનનાં ઉદે થયા પહેલાં ઉઠવાની કાળજીવાળો થયો, શાંત ચિત્તે સર્વ કામ કરવાથી

શાંત પ્રકૃતિ વર્ધક ગંભીર થતો ચાલ્યો. પવિત્ર જળનું આવાહન કરી સ્નાન કરવાથી પવિત્ર ભાવના પોષક વૃત્તિવાળો તથા શાંત ચિત્તે જાપ કરવાથી વૃત્તિઓ સમેટી, પોતાના ધારેલે કામે ચિત્તની એકાગ્રતા કરવાના અભ્યાસવાળો થયો. તે સાથે મન પ્રદેશમાં શું શું અલૌકિકતા છે એ બાહ્યવૃત્તિ સમેટી જાપ માટે અંદર વૃત્તિ થવાથી સ્વભાવિક લક્ષિતા વાળો થતો ચાલ્યો. એથી વૃત્તિ સ્ફુરણુ ભાવ દર્શન વિગેરે મનસ્થિત ધર્મ જાણુવાનું જ્ઞાન અસ્પષ્ટ રૂપે થઇ, અંતર જ્ઞાન વર્ધકતા પળાવા લાગી. સૂર્ય ભગવાનને દંડવૃત કરવાથી આપણુને પુણ્ય મળશે. હવે પુણ્ય અરૂપી છે. ને મલશે એ ભવિષ્યમાં છે. તો એવા ફળનો નિશ્ચિત ભાવ એવી શ્રદ્ધાથી કરવા લાગ્યો. એટલે પોતાના ફળ માટે શંકા રહિત તાલાવેલી વગરનો ફળ મલશેજ એ અડગ નિશ્ચયવાળો થવા લાગ્યો. આવો પોતાના કર્મનું ફળ શકય માની નિર્ભયતાથી એક વીરની પેઠે કરવાની પ્રકૃતિ વાળો થવા લાગ્યો. મા બાપને પગે લાગવાથી પુજ્યભાવ વર્ધકતા થવા લાગવાથી ઘરમાં મર્યાદા શાંતપણું તથા તેમની સાથે ધીમા ને પ્રિય નિશ્ચિત શબ્દ પ્રયોગ કરવાની આદત વાળો થવા લાગ્યો.

હે વાંચક બંધુઓ, આ રામાનંદ જોડે પ્રેમાનંદ નામે એની સમવયસ્ક પુત્ર છે. એને એ દિક્ષા નહી મલવાથી, એ ઓજે ત્યારે ઉઠે છે. વલવલ કરતાં દાતણુ કરે છે. વીજેરે એને આપણાં રામાનંદના જેવી કોઈ પ્રતિજ્ઞા નથી. તો તારા તર્ક પ્રદેશમાં આ બે બાળકોને આલેખી જો. એમાં રામાનંદને તું પવિત્ર શાંતને મર્યાદાશીલ, તારી પ્રસંશાનું પાત્ર જોતો હોય તો, બાળકાળથી ધર્મસંસ્કાર પળાવવાની જરૂર છે કે નહી તે લક્ષમાં આવશે.

આ બ્રહ્મકુમારને પોતાના પિતા તરફથી મળેલી આજ્ઞા મુજબ ચાલતાં ચાર વર્ષ પુરા કીધાં છે. આ કર્મ પાલનની પ્રભા એના આખા શરીરમાં વ્યાપેલી સુક્ષ્મ દ્રષ્ટિથી જોનારને માલમ પડે છે. બાર વર્ષનો થવાથી એના પિતાએ

એને વૈશ્વ દેવ વિગેરે નિયમિત બ્રાહ્મણ કર્મથી જાણુ કરી તે તે કરવામાં પ્રવૃત કીધો હતો. તે સાથે બે નિયમની નવી પ્રતિજ્ઞાઓ કરાવી. તેમાં પહેલી ભોજન કરતા શાંત ચિત્તે મૌનવ્રત પૂર્વક ભોજન કરવું. જે ખોરાક આપણા પાત્રમાં આવે તે "મારૂં સારી રીતે પોષણ કરે એવો પૌષ્ટિક અમૃતરૂપ સપુંર્ણ છે" આ ભાવના કરવી. એટલે સંતોષ પૂર્વક રહી ભોજન કરવું. જોઇતી ચીજો કોઇ પીરસનાર આપણાં તરફ લક્ષ વાળો હોય તો મૌન ભાવે ઇસારાથી બતાવવું, ને મુકે તે લેવું. આ પ્રમાણે મૌનવ્રતનું પાલન કરજે. તથા તું નાનો છે. આ ઘર સંસારનો કોઈ વ્યવહાર તારે કરવાનો નથી. તારે તો ફક્ત ખાવું પીવું ને ભણવું આમ સુખરૂપ રહેવાનું છે. તો લોકો સાથે તારે નકામો દ્વેષ કરવાનું શું કારણ છે. માટે એ દ્વેષ કોઇ વખત ઉત્પન્ન થાય તો તેને નાશ કરવા માટે આ બીજો નિયમ આપું છું એનું નામ "અહિંસાવ્રત"છે દ્વેષનો તદ્દન નાશ કરી નાંખવો ને કોઇનાં પર વેર રાખવું નહી. જીવ માત્રને આપણને દુઃખ થાય એમ દુઃખ થાય છે. માટે કોઇ જીવનો નાશ નહીં કરવો, તેમ વાણીથી કોઇની લાગણી દુઃખવવી નહીં. તેમ મનમાં પણ એવો ભાવ થવા દેવો નહી. એમ મન–વાણી ને કર્મથી દયાથી ભરેલા રહેવું. કોઇ અપમાન કરે કે સુજે તે સંજોગમાં દયાળુ રહી દ્વેષ કરવો નહી. આવી રીતે આ વ્રતનું પાલન કરજે. આથી એ ભોજન મૌનવ્રતથી શાંત ને પોતા પાસે આવેલો ખોરાક સંપૂર્ણ ને અમૃત રૂપે છે એમ સંતોષ વૃત્તિથી શાંત ચિત્તે તૃપ્ત ભાવે ભોજન કરવાથી, એ મિતાહારી થવા લાગ્યો. ભોજનના રસોનો સ્વાદ ગૃહણ કરી કયા રસ કોના પછી અનુકુળ પડશે એ સ્વભાવિક જ્ઞાનવાળો થયો. આથી ભોજન પછીનો સંપૂર્ણ તૃપ્ત આનંદ તથા પ્રફુલ્લ પ્રકૃતિવાળો, શરીરની ઉછરાવ નિરોગીને બળવર્ધક ક્રમ વાળો થવા લાગ્યો.

હવ અહિંસાવ્રતથી એનો ભાવ સર્વે પ્રાણી માત્ર લક્ષિત થયો ને તેમાં મનુષ્ય સમૂહના તરફ વિશેષ વૃત્તિ વહન વાળો

થઇ એઓ પ્રત્યેના સંબંધ અને કર્મથી એમને મન–વાણી દુભવવા નહી એમ જનહિત રસ્તે પડયો. એટલે આપણને દુઃખ થાય એવું સર્વેને થાય એમ પોતા જેવા અરે પોતા પણે માનવના ભાવવર્ધકતા પર ચાલ્યો. એટલે એને સર્વ ઠેકાણે શાંતિજ અનુભવમાં આવવા લાગી. તથા માનવબંધુ ઓમાં અટલ ભ્રાતૃભાવ ઉદે થવા લાગ્યો. એટલે સર્વે મારા છે આમ વિશાળ દૃષ્ટિનો થવા લાગ્યો.

આ વ્રત પાળતાં ચાર વર્ષ થયા છે. રામાનંદને સોળ વર્ષની ઉમર થઇ છે. આથી એમના પિતાએ એમને બીજાં બે વ્રતો આપ્યાં. સત્યવ્રતને બ્રહ્મચર્ય આપ્યાં. બ્રહ્મ-ચર્ય પાળવામાં આ જગતની સર્વે સ્ત્રીઓ તારી મા ને બેહેન જેવી છે એ ભાવ નકકી કરી ચાલવું, ને વીર્યનું સંરક્ષણ કરવું. જે વીર્ય બીજો મનુષ્ય પેદા કરે છે તે કેટલું મહત્વનું છે. બીજો મનુષ્ય પેદા કરવાનું મહત્વપુર્ણ તત્વ આપણામાં સંરક્ષિત રહે તો આપણે કેટલા બળવાન થઈએ. એક માંદલા ને કમજોર માણુસના બુદ્ધિ–હિમત વિગેરે સર્વે નિર્માલ્ય હોય છે. તો તે શું કરશે ? માટે વીર્ય રક્ષા એ આ મનુષ્ય જીવનમાં બહુ મહત્વનું મનુષ્યને કાળજીપૂર્વકનું કામ છે. આથી તારે બ્રહ્મચર્ય પાળવું. બીજું તારે સત્ય બોલવું. મન વાણીને કર્મથી સત્યનું રક્ષણ કરવું આમ આ બે વ્રત પ્રતિજ્ઞાના પાલનવાળો થયો એટલે સત્યનું રક્ષણ કરવાથી મિતભાષિ ને જરૂરનાજ કાળજીવાળા શબ્દ બોલવા, તે શબ્દ જીવંત ભાવવાળા થવા લાગ્યા. ને વાણીમાં અમોઘબળની પ્રાપ્તિ થવા લાગી. તથા નિર્ભય તાને તે અંગેની વરતાવાળો થવા લાગ્યો. સત્ય પાલન સંબંધમાં વિસ્તૃત ફળ પ્રાપ્તિ આ પુસ્તકની સત્યની પ્રતિજ્ઞાવાળા લેખમાં લખાયલી છે તેવા ફળો પ્રાપ્ત થવાં લાગ્યાં.

વીસ વર્ષે એમનું લગ્ન થયું. હજુ બ્રહ્મચર્ય પાંચ વર્ષ રાખવાનું છે. એમનો ખેતીનો ધંધો હોવાથી એમાં

એ લાગ્યા છે. હજુ એમને અસ્તેય નામનું વ્રત એટલે બીજાનો પદાર્થ કે દ્રવ્ય બલાત્કાર કે છુપી રીતે લેવો નહી. પારકાની વસ્તુ લેવાની કદાપી ઈચ્છા નહી કરવી. તેનું નામ "અસ્તેય" એ નામનું વ્રત પાળવાનો નિયમ આપ્યો. તથા પોતાના મિત્ર ઉપર જે મિત્ર ભાવ છે તે ભાવ બરાબર સુરતમાં લઇ તેવોજ ભાવ સર્વે ઉપર રાખવો આવા બે વ્રતો આપ્યાં.

અસ્તેયવ્રતથી પારકી સંપત્તિ નહી લેવી એ નિષેધ-ભાવે, અંતઃકરણનાં ઉંડાણુમાં સંપત્તિ ભાવ સ્થિત થવા લાગ્યો. રામ નામ નથી લેવું, એ નિષેધભાવના સ્મરણે રામ પ્રથમ સંગ્રહવા લાગ્યું. તે પ્રમાણે એમને કુદરતી નિયમ મુજબ પૈસા દ્રવ્ય મલવાના સારા સંજોગ પ્રાપ્ત થવા લાગ્યા. આ વ્રતનાં પાળનારને સંતોષ ઉત્પન્ન થાય છે. એને લાખ મલ્યા તો ચાલો ભુખ્યા પચ્ચીશ લાખે ભુખ્યા આમ આ તૃષ્ણાની આગમાં પ્રજળતો નથી. એને તો બહુ નિસ્પૃહી ભાવ પેદા થાય છે. યોગશાસ્ત્રપ્રણેતા ભગવાન પતંજલી કહે છે કે, આ વ્રત્તનું પાલન કરનાર હીરા મોતી વિગેરે દિવ્ય પ્રદાથનો માલીક થાય છે. ભાવનાં સદૃશી સિદ્ધિ આ ન્યાયે નિષેધ ભાવે એમની ભાવના સંપત્તિ ભાવરૂપ બનતી હતી. આથી એમને સારા સંજોગો પ્રાપ્ત થયા હતા. આ કુદરતનો અકળિત નિયમ છે.

મૈત્રી ભાવનાનું પોષણ થવાથી, એમને સર્વે પ્રત્યે મિત્રભાવ પેદા થયો. તેમ તેમ એને ઘણા મિત્રો થવા લાગ્યા ને એમનું મૈત્રી બળ બહુ વધવા લાગ્યું. એઓ પુર્ણ સત માર્ગગામી યુવાન યોગી જેવા હોવાથી સર્વ મિત્રો એમનાં પ્રભાવમાં પ્રેમમાં વાણીના બળમાં મુગ્ધ થઇ સત્‌માર્ગ ગામી થવા લાગ્યા.

આ પ્રમાણે મનુષ્ય સંસર્ગમાં પોતાના વ્રતપાલનો કરેલાં હોવાથી, મનુષ્ય સમુહમાં દયા પ્રેમ અને મૈત્રીભાવ ઉત્પન્ન થયેલાં હોઈ એ મનુષ્યો આપણા બંધુ છે

એમ સર્વે મારા સમજવાની એમને વિશાળ ભાવના ઉત્પન્ન થઇ હતી. શરીરે બળવાન ને પ્રચંડ ઓજસવાળો, વાણીની અમોઘતાવાળો, સત્યથી નિર્ભયતા પ્રાપ્ત કરેલો, અહિંસાથી દયાસાગર હતો. એથી એમને મનુષ્ય બંધુ તરફનાં વ્યક્તિગત કે સમાજગત કે દેશગત દુઃખોથી તેમને મારાં મનુષ્ય બંધુઓને દુઃખથી મુક્ત કરવા જોઇએ એવો મહાન ભાવવાળો થયો હતો. દૈવીગુણ સંપન્ન વ્રતો પાળવાથી એમને આસુરી ગુણોનો પાસ બીલકુલ લાગ્યો હતો નહીં. એક સદ્‌ગુણ પાળવાથી કેટલાક દુર્ગુણો આપોઆપ ઉપરાંમતા પામે છે. એટલે એઓ તદ્દન સત્વગુણી હતા. એથી શાંત થઇ કોઇ વિચાર કરવા બેસતા તો એમનું વિચાર વહન સમાનતાવાળુ નિર્મળ હતું. તેથી વિચારના ફ્ળને શોધ કરતા હતા. એટલે આ કામનું શું પરીણામ આવશે તેનું પરિણામ ઝટ આલેખી લેતા હતા. એવા એ ભવિષ્યવેત્તા જેવા થયા હતા. વિચારનું ફળ પ્રાપ્ત કરવામાં તે વિચારને કર્મમાં કેવી રીતે મુકવો તેની અડગ રીતે સંકલના ફળ પ્રદેશ સુધી ક્રમબંધ ગોઠવતા હતા. અને તે ક્રમે ફળ હસ્તગત થઇ શકવાનો નિશ્ચય કરી નાંખી કર્મરત થતા હતા. એવા એ મહાન વિચારક હતા. એઓ સમાજહિત કે દેશહિતનું કોઇ પણ કામ આવે તો તેમાં એ ફલાણો કરશે તો કરીશ એવા નિર્માલ્ય નહીં, પરંતુ આ મારૂંજ કામ છે. એમ સમજી પ્રથમ આચરણમાં મુકતા હતા. પોતે મહાન ભાવિ હોવાથી સર્વ કરતાં એવા આગળ દીપી નીકળતા હતા. એક નિમાલ્ય માણસ પોતાનાજ દુઃખને રડે છે. એક ગૃહસ્થ પોતાના કુટુંબના દુઃખ ટાળવાને કાળજી મંદ હોય છે. એક મોટો શ્રીમંત પોતાન બહોળા સગાંવહાલાં તથા ચાકરોનાં દુઃખની કાળજીવાળે હોય છે. તેમ આ મહાનપુરૂષ પોતાની મહાન ભાવના થએલ હોવાથી, સ્વદેશાભિમાનની જ્યોતિ પ્રકટેલો વીરનર થયે હતો. આવા મહાનુભાવો ભારતવર્ષમાં પ્રાચીનકાળમાં ઘણા

હતા. તે કાળમાં બાળપણથી પુત્ર અને પુત્રીઓને એ મહાન શી રીતે થઇ શકે ? એને માટેની શારીરિક, ધાર્મિક અને આધ્યાત્મિક એ ત્રણેથી બાળકો દિનપર દિન વૃદ્ધિંગત થતા જાય, શિક્ષા આપતાં કેટલાંક આચારવૃત્ત તથા ઉપાસનાએ પળાવતા હતા. પરંતુ તે શિક્ષા તથા ઉપાસના ક્રમને અત્યારના કાળમાં બીલકુલ યોજવામાં આવતી નથી. એથી બાળકોને અમે મનુષ્ય છીએ તો અમારૂં શું કર્તવ્ય છે એ ભાન હોતું નથી. તે સાથે મહદ્ ગુણોના પાલન રહીત હોવાથી સંકુચિત વૃત્તિના, સ્વાર્થી, આચારભ્રષ્ટ નિર્માલ્ય હીંદુત્વના અભિમાન સિવાયની પ્રજા ઉત્પન્ન થાય તેમાં શું નવાઈ ?

તે પુણ્યાત્મા ભાનુદત્ત ગૃહસ્થયોગી મહાત્માએ પોતાના પુત્રને આ ઉપર મુજબનું બાળશિક્ષણ આપી એક આદર્શ ગૃહસ્થ બનાવી પોતાનું પુત્ર પ્રત્યેનું કર્તવ્ય પુરૂં કીધું હતું.

જે પ્રજા સદ્ગુણસંપન્ન ચારિત્ર્યવાન નથી તે કોઇ કાળે પણ અભ્યુદય પ્રાપ્ત કરવાની નથી. દેશ સુધારણામાં નવી પ્રજાને મહાનભાવિ કરવાની જરૂર છે ને તે કરવામાં બાળકાળથી ધર્મશિક્ષણ એ જરૂરનું છે.



# હિંમતનો પ્રભાવ

અથવા

# એક પુત્રવતી વિધવાનું જીવન

પાપમોચીની સુર્ય દેહા અથવા તાપી નદી કે જેના દર્શન પાન તથા સ્થાનથી ભારતવર્ષીય વૈદિક ધર્માવલંબી લોકો પુણ્ય સમજી જેને પવિત્ર ભાવે આરાધે છે એવી પુણ્યવતી નદીને કિનારે સુર્યપુર નામનું મોટું નગર હતું. એ નગર આ મોટી નદીને કીનારે સમુદ્રના સંગમ સ્થાન નજીક હતું. જેથી એ શેહેરમાં જળ માર્ગદ્વારા મોટો વેપાર ચાલતો હતો. આ નગર મોટું વેપારી નગર હોવાથી મોટા મોટા વેપારીઓનું સ્થાન હતું. વેપારે વસતિ લક્ષ્મિ એ ન્યાયે નગરમાં મોટા મોટા ઘણાં ધનિકો હતા. એટલે આ નગર ભારતવર્ષમાં મોટું ને વેપાર રોજગારનાં મુખ્ય સ્થાનમાં ને મોટાં ધનિકોનું ધામ હતું. અહીં નાનાં પ્રકારનાં વેપાર ચાલતા હતા. જળમાર્ગની સવડતાથી પરદેશનો વેપાર પણ વિપુલ હતો. એ નગરમાં દરેક જ્ઞાતિનાને દરેક ધંધાના લોકોનો રહેવાસ હતો

આ શહેરમાં એક ત્રીભોવનદાસ નામનો વણિક ઝવેરાત તથા મોતીનો ધંધો કરતો હતો. એ ધંધાને અંગે મોતી ઉત્પન્ન થાય એવા અરબસ્તાન ઇરાન તથા લંકાના વેપારીઓ સાથે તેને સબંધ હતો. તે મોટો વેપારી હતો. એટલે તેની સવે રેહેણી કરણી મોટી હતી. દાસ દાસી ગાડી રસોઇયો પણ તેને ત્યાં હતા. પોતે ચુસ્ત ધર્માત્મા હતો તથા પરંપરાગત ધર્મ તથા આચાર વિચારને ચુસ્તપણે પાળતો હતો. ને વેપાર રીતસર ચાલતો હતો. અને સાથે ધર્માત્મા ને રેહેણી વાળો એટલે લોકોમાં સારો આબરૂદાર મનાતો હતો.

પોતાની ચાળીશ વર્ષની ઉમ્મરે એઓને કોઇ રોગ લાગુ પડયો. ઘણી દવા કરતાં સારૂ થવાની આશા નષ્ટ થઇ. જેથી તેણે વેપાર સમેટવા માંડયો. એ અરસામાં બહોળો નફો આવશે એવી આશાથી પોતાને ત્યાં હતો તેટલો સઘળો તથા કેટલોક માલ ઉધાર લાવીને એક વેપારી ઘરાકને તેણે ઉધાર વેચેલો હતો. તે વેપારીએ દેવાળું કાઢયું. એટલે વેપાર સમેટવામાં મરતી વખતે તદ્દન ગરીબ સ્થિતિમાં આવી ગયો અને પોતાની બાયડી તથા બે છોકરાં હતા તેને આપત્તિનો પ્રસંગ આવ્યો જાણી આ નિરાધાર બાઇ શું કરશે ? અરે આફતથી ચગદાઇ હિમ્મત હારી જઇ મરણ પામવાના. ઓ ભગવાન તારી મરજી ! આવે પ્રસંગે એ બુદ્ધિશાળીએ એક બિલોરી કાચના કકડાને પેહેલ પડાવી પોતાની પાસે મંગાવ્યો. મરણ કાળ નજીક આવતાં તે નિરાધાર સ્ત્રીને આશ્વાસન આપતાં, તે વણિકે કહ્યું, આ લે સાચવીને રાખજે, કોઇને વાત માલમ પડવા દેતી નહી ને ખાસ જરૂર સિવાય વેચતી નહિ. આમ કહી તે કાચનો કકડો આ મોટો હીરો છે, એમ કહીને આપ્યો. બાઇએ તે સાચવી પેટીમાં મુકયો. કેટલેક વખતે તે વણીક મરણ પામ્યો કાંઇ હતું તે તેના અંતેષ્ટિ સંસ્કારમાં વાપરી ને ઘણાનું રૂણ તે બાઇએ અદા કીધું.

હવે એ બાઇને માથે વગર આવકનો ગૃહસંસાર ચલાવવાનો ભાર આવી પડયો. હીરો મોટો હોવાથી લાખેક રૂપીયાની કીંમત ધારેલી, તે હીરો કાંઈ રોટલા ખાવા માટે વેચેલો ઠીક નહી. આ તો છોકરા મોટા થશે. ધંધો કરવાને લાયક થશે ત્યારે વેચીશું, તેને તો એક અનામત પુંજી તરીકે બહુ કાળજીથી સાચવી રાખવાનો છે. એમ વિચારી તે બાઇ પોતાના બે છોકરાનો નિર્વાહ કઇ રીત કરવો કે આબરૂ જાય નહી એ વિચારવા લાગી. મોટો છોકરો બાર વરસનો હતો તે કેળવણી લેતો હતો. તે કેળવણી લેતા પોતાના બાપના સહવાસી સંસ્કારે વેપારી ભાવનાવાળો જણાયો પણ હજુ કેળવણીની જરૂર હતી. તેમ એવો બાળક કરે પણ શું ? એથી કેળવણી લેતો હતો. બીજો છોકરો

પાંચ વર્ષનો નાનો બાળક હતો. આ બાઇએ ધણી મરી ગયા તેના મરણ પાછળના ખરચમાં તથા બહારના સગા સ્નેહી આવ્યા તે વિગેરેમાં જરૂરી ખર્ચમાં આબરૂ સાચવવી જોઇએ એ વિચારે છેલ્લામાં છેલ્લા રૂા. સુધી ખરચેલું હતું. હવે ખાવા પુરતા અનાજ માટે પણ પૈસો હતો નહી. કોઈ સગુ પણ મદદ કરે એવું હતું નહિ. આવી સંકડામણની સ્થિતિમાં આવી પડી. આથી તે બાઇ હાય હવે હું શું કરીશ. આમ દુઃખે ઘેરાઈ ગઇ નહિ. દુઃખે હિંમત હારી જઇ પગ ભાંગી નાખી રાંકડી થઇ ગઇ નહિ, તેમ એ દુઃખના ભારથી સંતપ્ત થઇ મનની શાંતિ માટે પોતાનું ગરીબીનું દુઃખ બીજા આગળ રડવા લાગી નહી. એ દુઃખની વેદનાના ભયથી ઘેરાઇ જઇ જેને શું કરવું તે કાંઈ નહી સુજવાથી એ નિર્માલ્ય પામર જેવી પણ થઇ નહી, પણ એ તો હિંમત ધરી રહી ને ગૌરવ યુકત ભાવે દરેક કામ કરવા લાગી. એણે ગરીબી તથા નિરાધારનો ભાવ પકડયો નહી. પણ એક કંજુશ લક્ષ્મીવાનના જેવી ભરેલા દેખાવની રહી. પોતાને પૈસાની જરૂર પડવાથી ગૌરવ યુકત ભાવે છોકરાં નાનાં છે, ને આ તો મોટા થઇ વાપરવા જેવાં થતાં જુનુ થઈ જાય ને મારે તો પૈસાની જરૂર એમ ખુલ્લી રીતે ડબાઇને નહી પણ પ્રભાવથી કાંઈ જરૂરી ચીજો વેચતી. તે સાથે તે શેહેરમાં ગૃહઉદ્યોગ તરીકે એક જાતનું જરીકામનું ભરત ચાલતું હતું. તેમાં કાંઇક જાણતી તે ખંત દઇને કરવા લાગી તે એવી રીતે કે દીવસ રાત્ર મળી એ ધંધામાં એક ચિત્તે સોળ કલાક ગુજારવા લાગી. એ આવક ચાલુ કરી દીધો. તે સાથે તદ્દન સાદાઈ ને કસરથી ખરચ કરવા લાગી, એટલે એનો પ્રભાવશાળીને રાંકડા વેડા ને બીજાની આજીજી વગરના ગૃહ નિભાવથી લોકો કહેવા ને માનવા લાગ્યા કે, કાંઇ આપી ગયેલા છે. નહી તો આવી ભરેલી થોડીજ રહે. જોને આપ્યું હશે તે દાબી બેઠી ને કેટલું ભરત ભરે છે. બહુ જબરી છે. વળી કોઇ કહે હોય તે ખાઇ જાય તો છોકરા મોટા કરવા, ભણાવવાને પરણાવવા છે તો ભરત ભરી મહેનત કરે તે શું ખોટું છે. આમ

લોકોમાં આબરૂ ને ભરમ હોવાથી કાંઇ કામ કાજ તથા જ્ઞાત જાતની માન્યતા વિગેરે સારી સ્થિતિમાં હતા તેજ ચાલુ રહ્યા હતા.

પોતાના ધણીનો એક સજ્જન અંગત મિત્ર હતો. તે પોતાની જ્ઞાતિનોજ હતો. તેનો ધંધો પણ મોતી હીરાનો હતો. પોતાના મિત્રના મરણ કાળ પૂર્વે છ માસ પહેલાં એ મોતીના વેપારમાં બસરા ગયો હતો. ત્યાં એ મિત્રના મરણના સમાચાર એને મળ્યા હતા. પણ છોકરાંને છેક નિરાધાર સ્થિતિમાં મુકીને મરણ પામ્યા એ જાણ્યું હતું નહી. એ સજ્જન મિત્ર આજે છ વરસે દેશ આવ્યા હતા. બે ચાર દિવસે એ ત્રીભોવનદાસને ત્યાં આવ્યા. આ બાઇ પણ એમને સાચા સ્નેહી તરીકે જાણતી હતી. આવ્યા બેઠા બાઇએ પોતાના સજ્જન સ્નેહી આગળ પોતાના ધણીના વિયોગથી વ્યથાદર્શક અશ્રુશ્રાવ કર્યો. તેજ વખતે આ આવનાર ભાઇએ પણ પોતાના પ્રેમી મિત્રનો તાદૃશ સ્નેહભાવ વિચારી તથા આ બાઇનું રડવાનું જોઇ પોતે પણ ગળગળીત થઇ અશ્રુશ્રાવ કીધો. આમ પછી તે બાઇને આશ્વાસન આપ્યું. એ ભાઇ તે મરનાર કરતાં નાનો હોવાથી બોલ્યા. "ભાભી તમારી સ્થિતિ શું છે? ભાઇ શું મુકી ગયેલા તે વિગેરે કહો." ભાભીએ પેલો કાચનો કકડો હીમત આપનાર, લાવી રજુ કીધો ને કહ્યું કે "આટલો હીરો મરતી વખતે આપી ગયેલા છે તે સિવાય કાંઈ નથી. ભરત ભરીને મહા કથાવટીએ ઘરની આબરૂ જાળવી દીન ગુજારો કરીએ છીએ."

આ ભાઇએ તે હીરો જોઇ કહ્યું, "ઠીક છે ભાભી આને હતા તેમ સાચવીને મુકો. હવે આ મોટા છોકરાને વેપારમાં માહીતગાર થવા તથા ત્યાં ચોપડાથી નામુ ઠામું શીખાય માટે હવે મારી દુકાને એને મુકો એ ત્યાં કામ શીખશે. મારે ત્યાં ખોરાક લેશે તથા રહેશે ને તમોને દર વરસે એના વરસાસનના પચાશ રૂપીયા મોકલીશ." આ બાઇને એક ખાનાર ઓછું થયું ને રૂા. પચાશનો આવક થયો. હવે એની સર્વે ઉપાધી જતી રહી. બે વરસ પછી તે છોકરાના રૂપીયા સો વરસાસન

આપ્યું. વળી બીજે વરસે વધાર્યું. આમ પાંચ વરસમાં છોકરો વેપારનાં તથા નામાના કામામાં માહેતગાર થયો. તે સાથે એની નોકરીના પણ એની મા પર દરવરસે રૂપીયા પચાસ મોકલતાં ઉત્તરોત્તર પગારના મોટા વધારાથી રૂ. પાંચસો દુકાનમાં તના જમા થયા હતા. હવે તે રૂપીયા તથા બીજા ધીરી તે મિત્ર વેપારીએ આ છોકરા પાસે પોતાની જોડે જુદા નામથી દુકાન કઢાવી. ને તેને રસ્તે ચઢાવ્યો. પહેલેજ વરસે પેલા સજ્જનની છાયાથી સારી ઉથલ પાથલમાં સારો લાભ મળ્યો. પછી તે છોકરાને પોતાની માને લેવા મોકલ્યો. ને તમો પાસે હીરો છે તે સાથે લાવજો એમ કેહવડાવ્યું. છોકરા નાદાન તેથી વાત બહાર પડે. છોકરા છલકાઇ જાય ને જરૂર શું એમ સમજી માતાએ ગુપ્ત રાખેલી હીરાની વાત છોકરો જાણતો હતો નહી. તેથી તેણે વાત સાચી માની નહી ને કહ્યું, 'કાકા હીરો શાનો ને વાત શાની?' આથી નહી તે કાકાએ કહ્યું કે તમો નાદાન તેથી તારી મા પાસે હીરો છે તે વાત કરેલી નહી. હવે મારૂં નામ લઇને કહેજે એટલે બતાવશે. આ વખતે તે છોકરાએ જુદી દુકાન માંડી તથા તથા તેમાંથી લાભ મળેલો તે તથા પોતાનો છોકરો વેપારમાં માહીતગારને હુશીઆર થઇ ગયેલો તે વાતથી માતા જાણ થઈ બહુ સંતોષ થઈ હતી. હવે છોકરાના કહેતાં તે હીરો લાવી છોકરાને આપતાં આતો ઝવેરાતનો પારખુ થવાથી તુરત કહ્યું આતો કાચનો કકડો પહેલ પાડેલો છે. આ બાઈ અચંબો પામી બોલી ભાઇ હું માનું નહી. તારા બાપ શું મને ઠગી ગયા છે. આથી પેલા સજ્જન મિત્રપાસે તે મા દીકરો તે કાચ કે હીરો તે લઇને ગયા. ત્યાં તે વાત નીકળી. તે સજ્જન મિત્ર બોલ્યો, "ભાભી આ કાચનો કકડોજ છે. તે દિવસે પ્રથમજ તમોએ મને બતાવતા મેં જાણ્યું હતું. હવે તે વાત તમોને કહેતે તો તમે એક નમાલા ને રાંકડા જેવા ને નિરાધાર જેવા થઇ જતે. આવી હીમતવાલા રહેત નહી. એટલે ભરમ ખોલ્યો નહી. વળી મારા મરનાર મિત્રે તો આ કાચનો કકડો નહી પણ હીરોજ આપ્યો હતો, કે એની હીમતની ખુમારીથી

તમે બહાદુરીથી જીવન ગુજાર્યું હતું. એટલે તે મરનારની બુદ્ધિથી એમાં હીરા ભાવ આરોપેલો તે તમોને હીરાજ થઇને તે ભાવનું ફળ આપ્યું છે."

જેથી ચાલુ કહેતી સિદ્ધ થાય છે કે હિંમત મોટું હથીઆર છે. જો આ બાઇને આ હીમત પ્રાપ્તિ નહી હોત તો એ ગુંચવાઇ પડીને એ પોતાના દુઃખથી ચગદાઇને બેબાકળી ને રાંકડી દુર્દશાની મુર્તિ રૂપ થતે. અરે એ ઉત્તરોતર ભીખારી જેવા નાશની અણીપર આવી. પણ આ હીમતે એને ધીરજ આપી, એને રસ્તો તથા બળ આપ્યું તો, આબરૂ સાચવી ગૃહસંસાર નીભાવ્યો. આથી આ સંસારમાં હિમતની કીમત નથી એ નકીજ છે.

---

# ભારતવર્ષિય દિવ્ય ભાવના

અથવા

# પુત્રનું ભીષણ કર્મ

આર્યાવર્ત નિવાસી વૈદિક ધર્મ પાળનાર લોકો જેના દર્શનથી જેના જળના પાનથી તથા જેનાં સ્નાનથી પોતાને પવિત્ર થયેલા માને છે એવી પુણ્યપ્રદા પાપમોચીની ગંગા નદીના પવિત્ર પ્રવાહુથી જે ભુમિ રસાળ બનેલી છે જે પ્રવાહના જળનું આર્ય લોકોના મરણકાળ વખતે પાન કરાવી તે આત્માને પવિત્ર થયેલો માને છે, એવાં પવિત્ર ભાવનાવાળા દિવ્ય જળનું જે પ્રદેશને :સીંચન થાય છે, એવો આર્યવર્તના સ્વર્ગ જેવો રસકસથી ભરપુર ને વિપુલ ધાન્ય તથા ફળોને ઉત્પન્ન કરનાર ભુમિપ્રદેશમાં પ્રાચીન કાળમાં ચંદ્રવંશી શાંતનુ રાજાનું રાજ હતું.

શાંતનું રાજાના ગંગા 'નામની રાણીથી ઉત્પન્ન થયેલા છ પુત્રનો નાની ઉમરમાં કાળ થયો હતો. છેલ્લા ગાંગેય નામે પુત્રને મુકી ગંગા દેવલોક સીધાવ્યાં હતાં. આ પુત્ર સ્વરૂપવાન સર્વે અવયવોની સંપૂર્ણતાવાળો, ઘાટીલો તથા ઉછરાવ શરીરનો નિરોગી હતો. આ બાળક કોઈ દૈવી આત્મ હોય એવો બાળપણાથી બહુ વિચિક્ષણ બુદ્ધિનો ને બહોળી સમજવાળો હતો. તે કાળનાં રાજપુત્રને અપાતી વિદ્યા સંસ્કૃત ભાષામાં વેદ શાસ્ત્ર ઉપનિષદ્ તથા નીતિ ગ્રંથો તથા પ્રચલિત સ્મૃતિ ગ્રંથોનો અભ્યાસ કરાવી, દ્ધ વિદ્યાની કેળવણી આપતા હતા. તે મુજબે આ બાળક બહુ ઝડપથી સવે વિદ્યા પારંગત થયા હતા. અને યુદ્ધ દ્યાને અંગની સર્વે વિદ્યા તે કાળના રાજપુત્રો કરતા એમણે સારી સંપાદન કરી હતી. એટલે તેઓ એક સમર્થ

યોધ્ધા તરીકે મનાવા લાગ્યા હતા. તેઓ ધાર્મિક ભાવનામાં બહુ પ્રેમી હતા. એટલે કેટલાક વ્રતો દાનો પર્વણિઓને પુણ્યભાવે આસ્તિકતાથી પાળતા હતા. કેટલીક ઉપાસના પણ કરી ચુકયા હતા. બ્રાહ્મ મુહુર્તમાં ઉઠી યોગના અંગોનો પણ અભ્યાસ કરતા હતા. એટલે પોતાની વીસ વર્ષની ઉમરમાં એ મોટા પ્રભાવશાળી મનાવા લાગ્યા હતા. પડોશ સ્થિત રાજસ્થાનો સાથે થતી લડાઈમાં તથા મલ્લ વિદ્યામાં જય મેળવવાથી, એઓ અજીત યોદ્ધા છે એમ ધર્મમાં યોગી ને ક્ષાત્રકર્મમાં મહારથી જેવા ગણાઇ એ સર્વત્ર માન સંપાદનની યોગ્યતાવાળા પોતાની ભર જુવાનીમાં થયા હતા.

શાંતનુ રાજા વૃધ્ધ ઉમરનાં થયા હતા. ગાંગેય જેવો મહાબાણુવળીને સમર્થ મહારથી સર્વત્ર પોતાનો પ્રભાવ સ્થાપિત કરનાર પુત્રના પિતા હોવાથી પોતાને ભાગ્યશાળી માનતા હતા. રાજકારભાર નિરાંતે ચાલતો હતો. રાજા એટલે સર્વે જાતના સુખો હતાં. એક પ્રસંગે મૃગીયા માટે શિકારે ગયા હતા, ત્યાં ગંગા નદીમાં એક માછીની કન્યા નાવ ચલાવતી હતી. તે સ્વરૂપે સુંદર હતી, જાણે સ્વર્ગની અપ્સરા હોય એવી હતી. તેનામાં એવી અલૌકિક વિશેષતા હતી કે તેનાં શરીરમાંથી કોઈ સુગંધી પ્રવાહ એટલા જોરથી વહેતો હતો કે એક યોજન સુધીનો પ્રદેશ તે સુગંધથી બહેકતો હતો. એથી એનું નામ મચ્છગંધા હતું તેને બદલે યોજન ગંધા ચાલુ થયું હતું. આ યુવાન કુમારિકાને જોઇ રાજા પ્રબળ મોહ પામ્યો. એ મોહમાં મોહીત થઈ રાજા એના સ્વરૂપમાં તદ્રૂપ બની ગયા હતા. તે એવા કે એ કન્યા સાથે કયારે પાણી ગ્રહણ થાય એમ મોહથી ભ્રમિત રાજાને કયારે પાણીગ્રહણ થાય એ તાલાવેલી લાગી ને રાત્રદિવસ રાજાનું એજ લક્ષ થઇ રહ્યું. તેથી એ ચિંતામાં ઉંઘ કમી થઇ ગઈ, ખોરાક કમી થયો, શરીર શુષ્ક થયું ને ચિંતાથી આંખ પીળી પડવા લાગી. આ હકીકત પ્રધાને જાણી ને રાજાની આજ્ઞાથી તે આ કન્યાના બાપ માછી પાસે જઈ, તારી પુત્રી રાજાને પરણાવ એમ કહ્યું. તે માછી તે

જ્ઞાતિનો મોટો માણસ હતો, ને આ કન્યાના સંબંધમાં એને ભવિષ્ય મલ્યું હતું કે, એ રાજાની રાણી થશે ને એનો પુત્ર રાજા થશે. આ કન્યાના ઉત્પન્ન કરનાર કોઇ ક્ષત્રીય વંશનો હતો, પણ કોઇ વિધિયોગે આ માછી પિતા થયો હતો. એટલે પુત્રિના સત્યભાવે પિતા હતો, આથી એણે તે પ્રધાનને કહ્યું કે હું રાજા સાથે નહીં પરણાવું. કારણ કે રાજાને ગાંગેય પુત્ર છે. એટલે તે યુવરાજકુમાર હોવાથી રાજનો માલીક તે થશે. હું તો મારી પુત્રીનો છોકરો રાજા થાય તે રાજાને પરણાવીશ. તે કાળમાં ઉચ્ચભાવિ ન્યાય હોવાથી આ માછીના પ્રતિઉત્તરથી પ્રધાન નાઇલાજે પાછા આવ્યા ને રાજાને વાત કહી. એ વાત ઉપરથી મન ઉઠાવવાનું કહ્યું. આ વાત કેટલી અસાધ્ય થઇ પડી. ગાંગેય જેવો પુત્ર એટલે યુવરાજનો હક ડુબે તો રાજાને કન્યા મળે, એટલે રાજાનું મન વળતું નહોતું. ગાંગેયને આ વાત કહેવાય નહી, જેથી આ વાત અસાધ્ય થવાથી તે દીનપર દીન મોહની ચિંતામાં છેક મરણ શરણ જેવા થઇ ગયા.

ગાંગેય મહાપ્રતાપી યોદ્ધો ને ધર્માત્મા એટલે પિતાજીને માછીપુત્રીપર મોહ થયો, તેથી તે મેળવવાની ચિંતામાં દેહ ક્ષીણ થાય છે, એમ કોણ કહી શકે. પણ આ ધર્માત્મા પોતાના પિતા ઉપર અનહદ પ્રેમવાળા તથા પિતાજીને ઇશ્વરભાવે જોવાવાળા પુત્ર હતા. પિતાજીને જ્યારે મળતા ને પુછતા કે શરીર કેમ લેવાતુ જાય છે. ત્યારે શરીર છે, ઘડપણ છે, આમ ખરો ખુલાસો થતો નહી. આખરે બહુ તજવીજે પ્રધાનજીએ પાણીગ્રહણનો મોહ તથા માછીની કન્યા પરણાવવાની શરત કહી સંભળાવી.

આ મચ્છગંધા એક વખત પોતાના પિતા કાંઇ વ્યવસાયમાં રોકાયલા હોવાથી, પારાશર નામના મહાન ઋષિને સામે કિનારે પહોંચાડવા એ નાવવાહક થઇ હતી. નાવમાં બીજું કોઇ હતું નહીં. આ યુવાન હતી, તેમ સ્વરૂપસુંદર હનાવ, હાંકતી વખતની સ્ફુર્તિમાં મનમોહક પ્રદેશના અંગનાં સ્પષ્ટ નિરીક્ષણના યોગથી, આ મહાન તપસ્વી ,મહા

સમર્થ યોગેશ્વર, કામદેવને વશ થયા. શંકર, બ્રહ્મા જેવાનેં તેં છળ્યા છે. આથી તે ઋષિએ તે કન્યા પાસે કામની માંગણી કીધી. તે કાળના લોકો આવા ઋષિઓનું અપમાન કરતાં શાપ આપે છે એમ માનતાં તેમજ એવા યોગીઓને પુજ્ય માનતા હતા. જેથી કહ્યું કે "મહારાજ, હું કુંવારી છું, તેમ અત્યારે સૂર્ય ભગવાન જુએ છે." તે ઋષિએ કહ્યું, "તારૂં કૌમાર્યવ્રત ભંગ થશે નહીં. તેમ તને જે પુત્ર થશે તે મોટો ધર્મ અને ઇતિહાસવેત્તા થશે ને દુનિયામાં વેદ વ્યાસના નામે ઓળખાશે. તેનો જન્મ થતાં ગંગાના બેટમાં મુકી દેજે, ત્યાં એનું રક્ષણ થશે. તેમ તારા ગર્ભમાં રહેશે ત્યાં પણ કોઇ જાણશે નહી." એમ કહી પોતાનાં યોગબળથી અંધકાર છાઇ દીધો ને કામ આપ્યો. આ સહવાસ પહેલાં એના શરીરમાંથી માછી સહવાસી હોવાથી દુર્ગંધ આવતી હતી તેમ નામ પણ મચ્છગંધા હતું. પણ આ ઋષિના સહવાસ પછી તેમના સંકલ્પબળથી એમણે એનાં શરીરમાં સુગંધ મુકી હતી. ને તે એવી બળવાન મુકી કે યોજન સુધી તે સુગંધની બહેર માલમ પડતી તેથી યોજનગંધા નામ પડયું હતું ને એથીજ એ નામે પ્રસિદ્ધ હતી.

પ્રધાનજીને મોઢે પિતાજીના મોહની વાત સાંભળી ત્યારે ગાંગેયે નકકી કીધું કે આ કન્યા સાથે પિતાજીનું પાણી ગ્રહણ કરાવી એમને સંતોષવા. રાજા વૃધ્ધ હતા. ઘરમાં દાસીઓ હતી. ગાંગેય જેવો પુત્ર હતો. આવા માણસને આવો મોહ થાય તો અત્યારની પ્રજા કેવી હાંસી કરે. અને પુત્ર તો કેટલો તિરસ્કાર કરે. પણ તે અત્યારનો દિવ્ય ભાવનાનો લોપ થયેલો ભારતવર્ષ નહી હતો. જેથી ગાંગેય તે માછી પાસે જઇ પોતાના પિતાના પાણી ગ્રહણ માટે તેની કન્યાની માગણી કરી. માછીએ કહ્યું "મહારાજ હુ તમારી સાથે પરણાવું. કારણ મારી પુત્રીને પેટે પુત્ર થાય તે રાજનો માલીક થાય તેવા સાથે પરણાવવાની મારી પ્રતિજ્ઞા છે. પણ તમારા પિતાજી સાથે પરણાવતાં તમો હોવાથી મારી પુત્રીનો પુત્ર માલીક થાય નહીં." ગાંગે

કહ્યું, 'હું એ રાજ્યપરથી હાથ ઉઠાવું છું. મારે રાજ જોઇતું નથી." ત્યારે માછીએ કહ્યું "મહારાજ તમો વડીલ ને યુવરાજ છો જેથા તમો હક છોડો. પણ તમારા પુત્ર રાજના હકદાર હોવાથી તે માલીક થાય. માટે હું પરણાવી શકું નહી." ત્યારે ગાંગેયે કહ્યું, "તું મારા પિતા સાથે તારી પુત્રીનું પાણી ગૃહણ કરાવ. મારે આખી જીંદગી સુધી બાળ બ્ર ચારી રહેવું." આવી પ્રતિજ્ઞા લીધી. આ સમર્થ પુરૂષ સત્ય–વક્તા હતા એટલે એમણે પ્રતિજ્ઞા લીધી એટલે બસ નક્કી થયું. આ ભીષણ પ્રતિજ્ઞાથી ભીષ્મ થયા. આ ભીષણ પ્રતિ-જ્ઞાથી .કેટલાક પુરાણવેત્તાઓ એઓ અટલ પ્રતિજ્ઞિત હોવાથી જીવન બ્રહ્મચારી નક્કી થવાથી ચકીત થઇ લખે છે કે ત્યાંજ ઇંદ્રિયચ્છેદ કીધો હતો. આમ પોતાના પિતાની ક્ષુદ્ર વાસના તૃપ્તિ માટે, એમને તે પિતાએ કહ્યું નથી, પણ પારકાથી પિતાની વ્યથા જાણી પિતાને સંતોષ થાય એ કામ કરવું એ પુત્રનો ધર્મ છે. એ ધર્મ અદા કરવા ગાંગેય જેવા સમર્થ મહારથી સમર્થ ધર્મવેત્તા આવું ભીષણ કૃત્ય કરે. અરે આ જીવનને ભસ્મિભૂત કરે એ કેટલો મુગ્ધ કરનાર આત્મભોગ છે. અરે ભારતવર્ષ તારા દિવ્ય ભાવને નમસ્કાર છે. અરે કેવી પિતૃ સેવા. અરે કેવો પ્રેમ, અરે કેવો પૂજ્ય ભાવ, ધન્ય પુત્ર રત્ન, આ તમારા પિતા પ્રત્યેના દિવ્ય ભાવિ આત્મ સમર્પણથી આખી આર્ય પ્રજા તમોને પુજ્ય ભાવે ભીષ્મ પિતા નામે સંબોધી ભારત વર્ષની દિવ્યભાવ નાનું સ્મરણ કરી રાજી થાય છે. આ પિતા ધર્મ શીલ કરનાર પુત્રનું કાર્ય અતિ મંગળ પ્રદ હોવાથી પુરાણમાંથી આ અવતરણ લીધું છે.



# આગળથી ગ્રાહક થઈ આશ્રય આપનાર ગૃહસ્થોની નામાવલિ

કોપી સંખ્યા ગ્રાહકોના નામ

## મુંબાઈ

૧૦૧ રા. રા. કેશવરામ રૂદરજી દેશાઇ ખરસાડકર પેનસનર

૫૧ રા. રા. દોલતરાય રણછોડજી દેશાઈ ખરસાડકર આર્ટીકલ કલાર્ક દફતરી ફરેરાને દીવાન સોલીસીટર ફર્મ

૨૫ રા. રા. ધીરજલાલ રણછોડજી દેશાઇ ખરસાડકર મેનેજીંગ કલાર્ક ક્રેગી બ્લંટ ને કેરો સોલીસીટર ફર્મ

૨૫ રા. રા. પરાગજી મકનજી દેશાઈ ભદેલીકર મીલ સ્ટોર સપ્લાયર

૨૫ શેઠ ઓઘડભાઇ તેજપાલ જૈન દુધવાળા ખેતવાડી ૪ ગલી

૨૧ શેઠ રાયચંદ મોતીચંદની કું. ઝવેરીઓ મામાદેવી

૧૫ શેઠ નારણદાસ ત્રીકમદાસ ઘાસવાળા

૧૦ શેઠ ઠાકોરદાસ પરમાનંદદાસ મુનીમ સોલીસીટર

૫ શેઠ ચંપકલાલ ઠાકોરદાસ દીવાનજી હેડ એમપ્રેસર મુંબાઇ કસ્ટમ્સ

૫ શેઠ મથરાદાશ નારણદાસ હારવેરોડ ગ્રીનવીલા

૫ શેઠ માધવદાસ મોરારજી ,, ,,

૧ શ્રીમાન રા. રા. રત્નાકર દાકટર સાહેબ આંખના સ્પેશ્યીઆલીસ્ટ

૧ શેઠ મગનલાલ ચુનીલાલ શરાફ ૧૬ કાવેલ કાલબાદેવી

## સુરત.

૧૦૧ શેઠ નાથુભાઈ ઇચ્છારામની કુંપની જરીકામના વેપારી હા. શેઠ રતનજી હાંશજી બલીશેરી

૨૦ રા. રા. મગનલાલ રતનજી વિદ્યાર્થી એમ. એ. બી. એસ. સી. એલ એલ. બી. હાઇકોર્ટ પ્લીડર, (દૈનિક "સમાચાર" પત્રના અધિપતિ)

૧૧ રાવ સાહેબ ભીમભાઇ મોરારજી દેશાઇ ડેપ્યુટી ડાયરે-

ક્ટર ઓફ એગ્રીકલચર ગુજરાત પ્રાંત

૧૧ શેઠ ધનરાજ ઝવેરચંદ પરમાર સોના ચાંદીના દાગીના વેચનાર કણુપીઠ બજાર

૮ શેઠ ગાંડાભાઇ નારણુદાસ જરીકામના વેપારી સગરામપુરા

૫ રા. રા. જીવણુજી પરાગજી દેશાઇ ખરસાડકર ટેલીગ્રાફ ઇન્સ્પેકટર બી. બી. રેલ્વે દેહણું

૫) શેઠ શીવલાલ ઇચ્છારામ જરીકામના વેપારી ખાંગડ શેરી તાર ઓફીસ

૫ શેઠ ગોવનભાઇ દુલ્લભભાઇ તારકશ જરીકામના વેપારી મોટીશેરી

૫ શેઠ નેમચંદ નાથાભાઈ સોનાચાંદીના વેપારી નવાપરા

૫ રા. રા. ભુલાભાઇ ખુશાલભાઇ દેશાઇ ઝુંડાશેરીને નાકે

૫ રા. રા. મોહનભાઈ કલ્યાણુજી દેશાઇ ડેપ્યુટી સ્ટેશન માસ્તર અમદાવાદ

૫ રા. રા. ડાહ્યાભાઇ નારણુજી દેશાઇ સુરત યુગાન્ડા રેલ્વે કમ્પાલા સ્ટેશન માસ્તર

૫ રા. રા. રામચંદ્ર છોટુભાઇ દેશાઇ છાપગરશેરી

૪ રા. રા. રૂદરદાસ પ્રેમજી લીમડા શેરીને નાકે

૩ રા. રા. ગુલાબભાઇ લલ્લુભાઇ દેશાઇ વલસાડ કેરેજ એકઝામીનર સાહેબ

૨ રા. રા. મણીશંકર જદુરામ ભટ ટેલીગ્રાફ ઇન્સ્પેકટર બી. બી. રેલ્વે વડોદરા

૨ રા. રા. નારણુજી વશનજી ગોળાવાળા સ્ટેશનપર દુકાન

૨ પટેલ દયાળજી રામભાઇ નવસારી બજાર કાપડની દુકાન

૨ પટેલ મંગળભાઇ અમથાભાઇ ગોળવાળા હરમાન શેરી

૨ વીઠલદાસ વનમાળીદાસ મીસ્ત્રી કોટસફીલ વાડીફલીયા

૨ રા. રા. રણુજીતરાય લલ્લુભાઇ દેશાઇ છાપગરશેરી

૨ ,, ભાસ્કરભાઇ કુંવરજી ,, ,,

૨ ,, ગુલાબભાઇ નાગરજી ,, ,,

સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ એગ્રીકલચર ગુજરાત પ્રાંત ઉત્તર ભાગ

૨ ,, માજુભાઇ નગીનદાસ પચીગર કોટસફીલ
૧ ,, અરજુનભાઇ નાગરજી દેશાઇ છાપગરશેરી
૧ ,, મણીભાઈ ખંડુભાઇ દેશાઇ ,,
૧ શેઠ નગીનદાસ નારણદાસ પચીગર ,,
૧ ચીમનલાલ મગનલાલ ભાવસાર ,,
૧ પંચીગર મોહનભાઇ હરગોવનદાસ પટેલ ,,
૧ રા. રા. રણછોડજી લલ્લુભાઇ દેશાઇ કેરેજ એક્ઝામીનર
અમલનેર
૧ રા. રા. નવનીતરામ ગીરજાશંકર દાકટર છોવાલા શેરી
૧ રા. રા. લલ્લુભાઇ નાગરજી દેશાઈ કોસમાડાકર
૧ રા. રા. મણીશંકર હીમતરામ મેતાજી અલધીયા શે
૧ શેઠ લલ્લુભાઇ રતનજી ,,
૧ શેઠ તલકચંદ ઝવેરચંદ પરમાર ખાંગડશેરી
૧ રા. રા. બાપુભાઇ ઘેલાભાઇ દેશાઇ વકીલ,
બી. એ. એલ, એલ. બી. વાડીફળીયા
૧ રા. રા. પરભુભાઈ પરાગજી વસી દેશાઇ
બી. એ. બી. એસ. સી. એલ, એલ. બી.
૧ પટેલ છગનભાઇ દામોદરદાસ ચપડીયા વાડીફળીયું
૧ હરગોવનદાસ જીવનરામ મીસ્તરી ,,
૧ રા. મણીભાઇ જગાભાઇ દેશાઈ કઠોદરાકર વાડીફલીયુ
૧ શેઠ લાલચંદ રતનચંદ કાપડીયા નવસારી બજાર
૧ ગીરધરલાલ વીઠલદાસ દાણાની દુકાન નવસારી બજાર
૧ આત્મારામ મંગળ મસાલાવાળા ,,
૧ ભુખણદાસ ભગવાનદાસ ગાંધી ,,
૧ પ્રાણજીવન ખુશાલદાસ ભજીયાવાળા ,,
૧ જીણાભાઇ ઘેલાભાઇ વેપારી ,,
૧ વસનજી મોહનભાઇ એરૂકર ,,
૧ રા. રા. રામચંદ્ર દીનાનાથ દાકટર ઝુંડા શેરી નજીક
૧ શેઠ ગબલભાઇ નરોત્તમભાઇ ઝુંડાશેરી નજીક
૧ રા. રા. ડાહ્યાભાઇ શંકરજી દેશાઇ તલાટી મોટા રસ્તો
૧ ,, ભીખાભાઇ હરીભાઇ કઠોદરાકર પોપટશેરી

૧ ,, લાલભાઈ મકનજી કોસમાડાકર ઝુંડાશેરી
૧ રા. રા. રતીલાલ લલ્લુભાઈ દીવાનજી કાળામેતા શેરી
૧ શેઠ મણીલાલ કાસીદાસ આરટીસ્ટ કણુપીઠ બજાર
૧ રા. દયાળજી ખંડુભાઇ દેશોઇ મ્યુ. માસ્તર
૧ રેવાદાસ મંછારામ કટોરીવાળા બલી શેરી
૧ નગીનદાસ જેરામ પીપળા શેરી લાલદરવાજા

## આગ્રા

૫૧ રા. રા. પંડયાજી જગન્નાથ વિશ્વનાથ દેરાશરી ગોટાવાળા કીનારીબજાર
૧ ,, ગોપાળચંદ વ્યાસ પેન્શનર
૧ ,, ડાકટર રણછોડદાસ સબ આ. સરજન
,, પંડીત અનંતરામ ડેન્ટીસ્ટ
૧ ,, ,, [illegible]સુંદર દવે પ્રોપ્રાયટર વ્યાસ કું.
૧ ,, ,, લક્ષ્મી[illegible]રામ ડ્રગીસ્ટ એન્ડ કેમીસ્ટ
૧ મી. ગોપીનાથ મુન્શીજી નવવસ્તા
૧ પંડીત મુળચંદ દવે
૧ ,, ત્રીલોકનાથ દેરાશરી
૧ શેઠ બાબુલાલ ઝોહરી શેઠગલી
૧ ,, ચાંદમલ ઝોહરી લોનકીમંદી
૧ ડાકટર સાહેબ વૈજનાથ વ્યાસ સિવીલસર્જન લખનો
૧ પંડીત દીનનાથજી દેરાશરી પેન્શનર અલ્હાબાદ લુકરગંજ
૧ ,, પનાલાલ ગવર્નમેન્ટ કંટ્રાકટર બુલંદ શહેર
૧ ,, ચંદ્રશંકર નાગર મોરીપાડા મેરઠ
૧ ,, ગીરધરલાલ મુખીયા સરાફા બજાર લશકર
૧ શેઠ ચુનીલાલ ફતેહચંદ ચાંદીવાળા ઝોહરી બજાર

## ધનોરી તાલુકે ગણદેવી

૧ રા. રા. ભગવાનજી હરીભાઇ
૧ ,, મોહનભાઈ ડાહ્યાભાઇ પટેલ
૧ ,, લલુભાઇ જગાભાઈ
૧ ,, મણીભાઈ રામભાઇ

૧ ,, ભીમભાઇ વશનજી

૧ ,, ભીમભાઇ દુર્લભભાઈ

૧ ,, ડાહ્યાભાઇ રામભાઇ

૧ ,, કાળીદાસ ભીખાભાઇ

૧ ,, વશનજી નથુભાઇ

૧ ,, મોહનભાઇ નીછાભાઇ

૧ ,, ખંડુભાઇ ડાહ્યાભાઇ

૧ ,, ભુલાભાઇ નીછાભાઇ

૧ ,, જગાભાઇ ખુશાલભાઇ

૧ ,, મણીભાઇ વલભભાઇ

૧ ,, જીણાભાઇ ભાણાભાઇ

નંદરબાર

૨૫ શેઠ જેચંદ સોમચંદ ટીંબર મરચંટ અને ખાનદેશ સે મીલના પ્રોપ્રાયટર

કાળીઆવાડી

૫ શેઠ દેવચંદ મોતીચંદજી

૫ રા. રા. રામચંદ્ર સુરભાઇ દેશાઇ

અમલસાડ

૫ શેઠ નાથુભાઇ ગોવીંદજી

૧ જીણાભાઇ લાલભાઇ

ચણવઈ

૧ રા. રા. ડાહ્યાભાઈ કલ્યાણજી દેશાઇ

૧ ,, કાળીદાસ નીછાભાઇ દેશાઇ ડાકટર હાલ વાપી

કોસંબા તા. વલસાડ

૧ રા. રા. મકનજી ભીમભાઇ દેશાઇ

પીપલધરા

૧ રા. રા. પરાગજી ગાંડાભાઇ દેશાઇ

કલકત્તા

૧ શેઠ ઠાકોરદાસ ભગવાનદાસ કું. ક્રોસસ્ટ્રીટ બડાબજાર

મદ્રાસ

૧ રા. રા. વશનજી નાગરજી દેશાઇ એન્ડ કું. ૫૩ બંદરસ્ટ્રીટ

### કાનપુર

૧ રા. રા. વશનજી ગુલાબભાઇ દેશાઇ સાઉથ બ્રિટિશ ફાયર ઇન્સ્યુરન્સ કું.ના એજંટ દાળમંડી

### નવસારી

૧૦ શ્રીમાન દેશાઇ રામચંદ્ર સુંદરજી પેઢીવાળા મહુવા
૫ રા. રા. મોહનલાલ ડાહ્યાભાઇ દેશાઈ સુરતકર
૨ „ કલ્યાણજી ગોવીંદજી દેશાઇ વકીલ સાહેબ
૨૫ શેઠ રાયચંદ નેમચંદ રાયચંદ રોડ સ્ટેસન નજીક
૧ છોટુભાઇ લાલચંદ સોનાચાંદીના દાગીનાની દુકાનદાર

### વલસાડ

૧ રા. રા. જીવણજી હરીભાઇ દેશાઇ
૧ „ છોટુભાઇ જગુભાઇ દેશાઇ
૧ „ નાથુભાઇ જીણાભાઇ દેશાઈ
૧ „ ગુલાબભાઇ નીછાભાઈ દેશાઇ પલસાણાકર

### હરમાન ભાગડા

૫ રા. રા. મોરારજી નાથુભાઈ દેશાઇ
૧ „ કાળીદાશ વશનજી દેશાઇ

### ખરસાડ

૧ વશનજી મોરારજી દેસાઇ કલાર્ક
૧ ખંડુભાઇ લાલભાઈ દેશાઇ પેન્સનર
૧ કુંવરજી ખંડુભાઇ દેશાઇ કલાર્ક સ્ટાંપ ઓફીસ સુરત
૧ ઘેલાભાઇ ખંડુભાઇ દેશાઇ માસ્તર યુનીયન સ્કુલ સુરત
૧ અંબેલાલ પરાગજી દેશાઇ લગેજ કલાર્ક મુંબાઇ
૧ ડાહ્યાભાઇ મકનજી દેશાઈ
૧ રણછોડજી કુંવરજી દેશાઇ



